શ્રી

# प्रश्नोत्तर रत्नचिंतामणि.

રચી તૈયાર કરનાર,

શ્રી ભરૂચબંદર નિવાસી

## સદ્ગત શેઠ અનુપચંદ મલુકચંદ.

આત્માર્થી ભાઈઓ બ્હેનોના હિતાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી

વેણીચંદ સુરચંદ શાહ—મ્હેસાણા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

વીર સં. ૨૪૫[illegible]. સને ૧૯[illegible].

વિક્રમ સં. ૧૯૮૧.

# પ્રસ્તાવના.

આ પુસ્તક બાળ જીવોને—તદંતર્ગત વિષયોના અજ્ઞાત જીવોને ઘણું ઉપયોગી છે. શ્રીભરૂચનિવાસી સદ્દગત શેઠ અનુપચંદ મલુકચંદે લખી તૈયાર કરેલ છે. ગ્રંથની શરૂઆતમાંજ તેમનું જીવનચરિત્ર આપેલું છે તે વાંચવાથી તેમના જીવનનો ખરો ખ્યાલ આવી શકે છે. શ્રાવકોમાં તેઓ એક ઉત્તમ કોટિના જીવ હતા, આત્માર્થી હતા, જ્ઞાનધ્યાનના સતત અભ્યાસી હતા. તેઓએ ઘણા ગ્રંથો વાંચેલા હતા જે હકીકત આ ગ્રંથમાં તેઓએ સ્થળે સ્થળે મૂકેલી સાખો (સાક્ષીઓ) ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે.

આ ગ્રંથની ઉપયોગીતા એટલાથી સમજી શકાય છે કે પ્રથમ આની ત્રણ આવૃત્તિઓની લગભગ ૧૫૦૦૦ કોપીઓ છપાઇ ગઇ છે. બીજું આ ગ્રંથની ભાષા બહુજ સરળ છે તેથી ઘણા જીવો આનો સ્હેલાઇથી લાભ લઈ શકે છે. ત્રીજું પ્રશ્નો પણ એક જાતના નથી, ઘણી ઘણી જાતના છે. તેની કુલ સંખ્યા ૧૮૯ ની છે જે અનુક્રમણિકા જોવાથી સમજાશે. આ ગ્રંથના વાંચનથી અમુક આત્માર્થી જીવોએ સંયમ સ્વીકાર્યાના દાખલા પણ જાણવામાં આવ્યા છે.

આ ગ્રંથના પ્રશ્નોના વૈવિધ્ય સંબંધી થોડું લખીએ છીએ. પહેલોજ પ્રશ્ન જૈન કોણ કહેવાય, તે સંબંધી છે એટલે ધર્મની પહેલામાં પહેલી શરૂઆત અહીંથી થાય છે અને તેમ કરવામાં સૂક્ષ્મ દૃષ્ટિનો ઉપયોગ થયો છે. બાદ તેવા જૈનત્વની યોગ્યતા મેળવવા ઇચ્છનારે શું શું કરવું જોઇએ, તે બતાવ્યું છે. આગળ ચાલતાં માર્ગાનુસારીના ગુણ, સમકિત, શ્રાવકનાં બાર વ્રત, મુનિનાં પાંચ મહાવ્રત અને ચૌદ ગુણસ્થાનનું સ્વરૂપ તથા કર્મસંબંધી વિસ્તૃત હકીકત જેવી કે કર્મ કેટલાં, તેની પ્રકૃતિ કેટલી, કર્મ આવવાનાં કારણ, તેનો નાશ કરવાના ઉપાય, કર્મ શું પદાર્થ છે, કેવાં કેવાં ફળ આપે છે? તે બધું વિગતવાર બતાવ્યું છે. ત્યારબાદ શ્રી તીર્થંકર દેવની પૂજા, ભક્તિ કેવી રીતે કરવી, તે વગેરે બતાવ્યું છે. તે પછી દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણ દ્રવ્યના ભક્ષણથી શું નુકશાન થાય છે તે, તેની કથાઓ સહિત બતાવવામાં આવ્યું છે. બાદ ધ્યાનનું સ્વરૂપ, પ્રતિક્રમણ સૂત્રોના હેતુઓ, આત્મશુદ્ધિ માટે ભાવવાની ભાવનાઓનું સ્વરૂપ, રાત્રિએ સૂવા અગાઉ શું કરવું, મરણ વખતે શું શું વિધિ કરીને સંથારો કરવો તે તથા પ્રતિષ્ઠા અને દીક્ષા સંબંધી મુહૂર્તો જોવાની વિધિ વિસ્તારથી બતાવી છે. આ એમના પ્રશ્નોની સ્થૂલ રૂપરેખા છે.

આ ગ્રંથ સામાયિક કરીને વારંવાર વાંચવા, વિચારવા તથા અભ્યાસ કરવા જેવો છે તેથી આત્માર્થી જીવોએ તેનો જરૂર લાભ લેવો. આ ગ્રંથને આ પ્રકારે બહુ ઉપયોગી જાણી અમારી ગ્રંથમાળાના ૫૦ મા મણકા તરીકે છપાવ્યો છે.

સદ્‌ગત શેઠ અનુપચંદ મલુકચંદ અમારા એટલે આ મંડળના સેક્રેટરી શેઠ વેણીચંદ સુરચંદના પરમ ઉપકારી હતા. અમારા ઉપર તેમનો અનહદ ઉપકાર હતો.

**મ્હેસાણા**, સં. ૧૯૮૧ નો વિજયાદશમી. — **શ્રી જૈન શ્રેયસ્કર મંડળ.**

**સુધારો**—જીવન ચરિત્રમાં પૃષ્ઠ ૨૭ મે પહેલી લીટીમાં સં. ૧૯૩૫ છે ત્યાં ૧૯૬૫ જોઈએ.



## શ્રી પ્રશ્નોત્તર રત્નચિંતામણિની.

# અનુક્રમણિકા.

# શેઠ અનુપચંદ મલુકચંદનું

# જીવન ચરિત્ર.

નર્મદા નદીના કિનારે આવેલા ભરૂચ ( ભૃગુકચ્છ ) શહેરમાં શા. મલુકચંદ નામના દશા ઓસવાલ જ્ઞાતિના શ્રાવક સદ્‌ગૃહસ્થ હતા, તેઓ સ્વભાવે ભદ્રક પ્રકૃતિના અને માયાળુ હતા. તેમની ધર્મપત્નિ રતનબાઇ નામે હતાં, મલુકચંદ શેઠ સ્વભાવથીજ ન્યાયી અને નિમકહલાલ હતા, તેઓ એક વ્યાપારી ગૃહસ્થને ત્યાં નોકરી કરતા હતા, તેમના શેઠને આડત વિગેરેનો સારો વ્યાપાર હતો, મલુકચંદ શ્રેષ્ટિનાં ધર્મપત્નિ રતનબાઇને સંવત ૧૯૦૦ ના ભાદ્રપદ વદિ ત્રીજને દિવસે પુત્ર રત્નનો જન્મ થયો, તે પુત્ર રત્નનું અનુપચંદ એવું નામ પાડયું. પુત્રનો જન્મ થયો ત્યારથી મલુકચંદ શેઠને ત્યાં ધન ધાન્ય વિગેરેની વિશેષ પ્રકારે વૃદ્ધિ થવા લાગી, ત્યાર બાદ કેટલોએક વખત વીત્યાબાદ તેમના શેઠનો વિચાર આડત વિગેરેનો વેપાર બંધ કરવાનો થવાથી તેમણે પોતે પૈસાની મદદ કરીને તેમજ પોતાની આડત વિગેરેનો ધંધો સોંપીને અનુપચંદભાઇના નામથી જુદી દુકાન કરાવી જેથી કાઠિઆવાડ વિગેરે સ્થળોના વેપારીઓ સાથે આડતથી વહાણોમાં માલ મોકલવા મંગાવવાનો વેપાર ધમધોકાર ચાલ્યો. આ પ્રમાણે કેટલોક સમય વીત્યા પછી રૂની આડતનું કામ હાથમાં લીધું તેમાં દિવસે દિવસે સારા ફાવતા ગયા તેમ તેમ કપાસીઆ વિગેરેની આડત વધારતા ગયા આમ ક્રમે ક્રમે મોટા પાયા ઉપર વેપાર વધારીને ઘણું દ્રવ્ય પ્રાપ્ત કર્યું. પછી કેટલોક સમય વીત્યાબાદ અનુપચંદભાઇની ઉમર પાંચ સાત વરસની થઇ પરંતુ નાની ઉમ્મરથીજ પૂર્વ કર્માનુસાર ધર્મભાવના જાગૃત થઇ અને પોતાના પિતાની સાથે પરમાત્માનાં પૂજન, દર્શન તેમજ સામાયિકાદિક ક્રિયા પ્રેમથી કરતા હતા. આ પ્રમાણે આઠેક વર્ષની ઉમર થઇ એવામાં અમદાવાદવાળા ઠાકરસીભાઇ પુંજાભાઇ કે જેઓ ભરૂચમાં કલેકટરના સિરસ્તેદાર હતા તેઓ અત્રે ઘણો વખત રહેલા તે દરમિઆન તેમની પાસેથી નિયમ ધારવા, એકાસણાદિ વ્રતો કરવાં વિગેરે ધર્મક્રિયાનુષ્ઠાનમાં પ્રીતિ થવા લાગી. તે સાથે ધર્મનું જ્ઞાન પણ સારૂં પ્રાપ્ત કર્યું. તે પછી કાંઇક યોગ્ય ઉમરે પહોંચતાં તેઓ દુકાનના કામમાં જોડાયા. તેમાં ડહાપણ અને બુદ્ધિથી સારૂં કામ કરી બતાવવા લાગ્યા તેવામાં તેમના પિતાશ્રી શ્રીસમેતશિખરજીની જાત્રા કરવા સારૂં અનુપચંદભાઇને દુકાનનું કામ સોંપીને છ સાત મહિના સુધી ગયેલા તે દરમિઆન તેમણે દુકાન સારી રીતે ચલાવી એટલું જ નહી પણ વહેપારી વર્ગમાં બહાર પડી આગળ




સદ્ગત શ્રેષ્ઠિવર્ય શ્રી અનુપચંદ મલુકચંદ—ભરૂચ.



જન્મ સં. ૧૯૦૦. અવસાન સં. ૧૯૬૫.

પડતો ભાગ લેવા લાગ્યા તેમજ કેટલીક વાર વહેપારીઓની સભા મળતી તેમાં સારૂં માન પ્રાપ્ત કરતા કારણ કે તેમના વહેપાર સંબંધી ઉંચા વિચારો બીજા વહેપારીઓને ઘણા સારા લાગવાથી તેઓ આગળ પડતા થયા. સારા સારા માણસો પણ ઘણી બાબતોમાં તેમની સલાહ લેતા. આ પ્રમાણે પોતાની અપૂર્વ બુદ્ધિ, ડહાપણ, ન્યાય અને ગાંભિર્યાદિક ગુણોવડે લોકોમાં સારૂં વજન પાડયું. આમ કેટલાંક વર્ષ વીત્યાબાદ તેમના નાનાભાઈ "નગીનદાસ" જુવાન ઉમ્મરમાં ગુજરી ગયા તે વખતે તેમનું શરીર પણ નરમ રહેતું. તેમણે પિતાજીને કહ્યું કે ઘરમા રડાકુટો થવાથી ઉપાધિ અને કલેશ વધારે થશે અને સંસારની વસ્તુસ્થિતિ એવા પ્રકારની છે કે જે કાળે જે બનવાનું હોય તે બન્યાજ કરે છે તો પછી રડકુટ કરવું એ કેવળ કર્મબંધનુંજ કારણ છે. અને તે કર્મબંધનમાં નિમિત્તભૂત પણ તે મરનારનો આત્માજ થશે આથી આપણો મરનાર પ્રત્યેનો પ્રેમજ તે મરનારના તેમજ આપણા આત્માના અહિત માટે થશે આમ વિનય પૂર્વક અનેક યુક્તિઓથી સમજાવીને પિતાને શાંત કર્યા. તેમજ એમના નાના ભાઇની વહુ નામે તેજકોર તેને પણ સારી રીતે મીઠાં વચનથી સમજાવી સંસારની રીત પ્રમાણે રોજ રડાકુટો કરવો તે બંધ કર્યો. અને પંદર વીસ દિવસ પછી પોતાના ઘરમાં પ્રભુ પ્રતિમા પધરાવીને અઠ્ઠાઇ મહોત્સવ કર્યો અને આખો દિવસ પ્રભુભક્તિ કરી તમામ વિકલ્પો શાંત કર્યા અને શાંત ચિત્તથી શુભ ભાવથી પ્રભુભક્તિમાં લીન થઇ આત્માને કર્મબંધનમાંથી મુક્ત કરવ માં કાલ કાઢયો એવા ધર્મપ્રેમી જીવોને ધન્ય છે.

વળી એકદા તેઓશ્રીએ પોતાના પિતાજીને કહ્યું કે આપણે દ્રવ્ય વધારે પેદા કરવાનું શું કામ છે? કદી એમ માનો કે શુભ ખાતે વાપરીશું પરંતુ એ વિચાર તો માથુ ફોડીને શીરો ખાવા જેવું છે એટલે કે તે કરતાં તો માથું ફોડવુંજ નહી અને શીરો ખાવો નહિ એ વધારે સારૂં છે તેવી જ રીતે વહેપારમાં અસત્ય, જીવહિંસાદિ અનેક કર્મબંધનનાં કારણો છે અને આપણી પાસે સારી રીતે નિર્વાહ થઇ શકે તેટલું દ્રવ્ય તો છે તો પછી વિના કારણે કર્મબંધનમાં શામાટે પડવું જોઇએ માટે વેપાર બંધ કરી આત્મકલ્યાણ કરવું એજ શ્રેયસ્કર છે.

આ પ્રમાણે પિતાજીને સમજાવીને વહેપાર બંધ કરાવ્યો અને વિશેષ પ્રકારે ધર્મના આરાધનમાં કાલ કાઢવા માંડયો તેમજ સંસ્કૃતનો અભ્યાસ પણ તેમણે કર્યો. એવા અવસરમાં ભવિતવ્યતાના યોગે કરીને તેઓ માંદગીમાં સપડાયા અને છ છ મહિના સુધીની સખત બિમારીમાં પણ સુતા સુતા શાસ્ત્રના [1]સૂત્ર

---

૧. પ્રથમ ઢુંઢકમુનિના સંસર્ગથી સૂત્ર વાંચવાની શરૂઆત કરેલી પણ જ્યારે સદ્ગુરૂના સમાગમથી જાણવામાં આવ્યું કે 'સૂત્ર વાંચવા શ્રાવકને યોગ્ય નથી' કે તરતજ સૂત્ર વાંચવાં બંધ કરી સૂત્રો સાંભળતા હતા અને પ્રકરણાદિનો અભ્યાસ કરતા હતા.

પાઠો વાંચ્યા કરતા હતા એ તેઓનો ધર્મપ્રત્યેનો અપૂર્વ પ્રેમ જણાવી આપે છે.

ત્યાર પછી એક વખતે તેમને હુકમમુનિનો સમાગમ થયો તેઓની પાસેથી કેટલોક શાસ્ત્રાભ્યાસ કરી અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કર્યું. તેમના સહવાસમાં રહી ધર્મની ચર્ચાઓ કરી કેટલીક બાબતોમાં પ્રવીણ થયા પરંતુ તે હુકમમુનિની કેટલીક વાર્તાઓ તેમને ધર્મવિરૂદ્ધ જણાયાથી તેમનો સમાગમ છોડયો અને બીજા મુનિ મહારાજાઓનો પરિચય કર્યો.

ત્યાર બાદ ક્રમે કરીને અમદાવાદમાં તેમને ઘણીજ ઉત્તમ અને શુદ્ધ પ્રવૃત્તિવાળા અને આત્માના ગુણોમાંજ રમણ કરનારા શાંત મૂર્તિ શ્રી બુટેરાવજી (શ્રીબુદ્ધિવિજયજી) મહારાજશ્રીનો સમાગમ થયો તેઓશ્રી પાસે તેમણે શ્રાવકનાં સમકીત મૂળ બાર વ્રત અંગીકાર કર્યાં.

એવા અવસરમાં અમદાવાદમાં શાંતિસાગર થયા તેમનો પરિચય થયો. શાંતિસાગર પ્રથમ તો ત્યાગી વૈરાગી હતા પરંતુ કેટલો કાળ ગયા પછી તેમની પ્રવૃત્તિ અને પ્રરૂપણા અને વિચારો બદલાઈ ગયા તે અનુપચંદભાઇને રૂચતા નહિ. તેમની સાથે કેટલીક ચર્ચા કરી ભરૂચ આવી સૂત્રો જોઇને વળી અમદાવાદ જઇ તેઓની સાથે ચર્ચા કરી અને શાસ્ત્રોના પાઠો કાઢી જવાબો આપતા. તેઓ અમદાવાદમાં શેઠ દલપતભાઈ ભગુભાઇને ત્યાં ઉતરતા હતા.

શાંતિસાગરના કેટલાક અનુયાયીઓ શાંતિસાગરના વિચારને મળી ગયેલા હતા. તેઓ હંમેશાં સાંજથી શેઠ દલપતભાઇને વંડે આવી લગભગ પચાસ માણુસો અનુપભાઇ સાથે તે સંબંધી પ્રશ્નો કરતા હતા, એમના પ્રશ્નોના ઉત્તર શાસ્ત્રાધારે યુક્તિપૂર્વક આપીને સમાધાન કરતા. એમ આખી રાત ચર્ચામાં જાય. સવારે ઘેર જાય, બીજે દિવસે શાંતિસાગર પાસે જાય વળી ત્યાંથી તૈયાર થઇ ફરીથી અનુપભાઇ પાસે આવે ત્યાં તેનું સમાધાન થાય એમ કેટલોક સમય ચાલ્યું તોપણ અનુપભાઈ શાંતિસાગરમાં ફસાયા નહિ કારણ કે તેમના પોતાના સ્વાભાવિક ક્ષયોપશમને લીધે શાસ્ત્રવિરૂદ્ધ વાર્તા કે કુયુક્તિયો રૂચિકર થતી નહિ.

આમ કેટલોક સમય જતાં વળી અમદાવાદમાં પંજાબના તપસીજી કરીને બે આંખે અપંગ શ્રાવક હતા અને તે પણ શાંતિસાગરના પરિચયવાળા હતા તેમને પણ અનુપભાઈના વિચાર રૂચતા આવવાથી શાંતિસાગરનો પરિચય ઓછો કરી અનુપભાઇના સમાગમમાં આવવા લાગ્યા તેથી તેઓ પણ શાંતિસાગરથી બચ્યા. આમ તેઓનો ઘણો વખત જૈનશાસનની વાતોને સિદ્ધ કરવામાંજ જતો અને જૈનશૈલિનું જ્ઞાન તેમનામાં ઉત્તમ પ્રકારનું હતું.

ત્યારબાદ શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી આત્મારામજી મહારાજનો મેળાપ થયો. તેઓશ્રીની પાસે ઘણા પ્રશ્નોત્તર કરી ઘણી બાબતની માહિતી મેળવી,

એટલુંજ નહી પણ કેટલીક શંકાઓનું સમાધાન થયું અને ઘણાં શાસ્ત્રોનાં રહસ્ય વિશેષ પ્રકારે જાણવામાં આવ્યાં. તેથી કરીને સ્યાદ્વાદ જ્ઞાનમાં વિશેષ પ્રકારે વૃદ્ધિ થઈ અને જૈનશૈલિનું ખરૂં જ્ઞાન રૂવે રૂવે રમી રહ્યું. તેમ તેમ જ્ઞાનધ્યાનમાં ઘણો વખત કાઢી જ્ઞાનાનંદી થયા. વળી તપસ્યા, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ વિગેરેમાં વિશેષ પ્રવૃત્તિ કરી, તેમજ શાસ્ત્રોનું પઠનપાઠન કરતાં અધ્યાત્મજ્ઞાન પણ ઘણું સારૂં પ્રણમ્યું હતું. અને તેઓની ન્યાયબુદ્ધિ ઘણી સારી હતી.

સં. ૧૯૪૧ માં જ્યારે શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી આત્મારામજી મહારાજ સુરતમાં ચોમાસું કરવા પધાર્યા ત્યારે સુરત જતાં રસ્તામાં તેઓશ્રી ભરૂચમાં પંદરેક દિવસ રહ્યા હતા તે વખતે તેઓશ્રીની પાસેથી શાસ્ત્રચર્ચા કરી ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું. તેમજ ચોમાસામાં પોતે વારંવાર સુરત આચાર્યશ્રીજી પાસે જ્ઞાનચર્ચા માટે જતા હતા, અને ચોમાસું ઉતર્યા પછી પાછા વળતાં પણ તેઓશ્રી ભરૂચમાં થોડો વખત રહ્યા હતા અને સુરતમાં માસખમણ કર્યું હતું. આ પ્રમાણે તેઓશ્રી ભરૂચમાં રહ્યા તે બધો લાભ પણ ઉપકારી અનુપભાઇને લઈનેજ. આ વખતે પણ ઘણી ઘણી બાબતોના પ્રશ્ન ઉત્તર થયા હતા અને આનંદ થયો હતો.

તેવાર પછી શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી અમદાવાદ વગેરે થઇને સં. ૧૯૪૨ માં પાલીતાણા ચોમાસું કર્યું હતું તે વખતે અનુપભાઈ પણ પાલીતાણામાં ચોમાસું રહ્યા હતા અને હંમેશાં જ્ઞાન ચર્ચામાં દિવસો ગુજારતા હતા પર્યુષણમાં અઠ્ઠાઇ કરી આખો દિવસ જ્ઞાનધ્યાનમાંજ કાઢતા અને હંમેશની ક્રિયા કે જે પૂજા પ્રતિક્રમણાદિ પણ નિયમ પ્રમાણેજ કર્યા કરતા હતા એટલે કે તપસ્યામાં પણ ક્રિયાને છોડતા નહિ. આ પ્રમાણેની તપસ્યા વિશેષ લાભને અર્થે થાય છે. તેમને શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રીના વ્યાખ્યાનમાં ઘણોજ આલ્હાદ ઉત્પન્ન થતો તેથી તેઓ ભરૂચમાં પોતાની પાસે બેસનારાઓ ઉપર પત્ર લખતા ત્યારે એમ જણાવતા કે તમો તમારા સો કામ પડતા મૂકીને અત્રે આવો, ફરીથી આવો અવસર પ્રાપ્ત થવો દુર્લભ છે. આ મહાત્માશ્રીની દેશના ચમત્કારી લાગે છે તોપછી તીર્થંકર પરમાત્માની દેશના તો કેવી ચમત્કારી હશે. ગયો વખત ફરી નહિ આવે, વળી શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી આત્મારામજી મહારાજને આચાર્ય પદવી આપવામાં પણ મુખ્ય ભાગ તેમણે લીધો હતો.

તેમણે બીજી વખત પણ ચાર પાંચ પર્યુષણમાં અઠ્ઠાઇ કરી હતી અને દરેક વખતે તપસ્યામાં પણ ક્રિયાકાંડ ઉભા ઉભાજ કરતા હતા. વળી સાધુ ન હોય તો અઠ્ઠાઇ કરીને વ્યાખ્યાન પણ આઠ દિવસ વાંચતા. વળી છઠ અઠમ તો દરેક પર્યુષણમાં કરતા અને પખ્ખીનો ઉપવાસ ને પોષધ તો બારેમાસ કરતા અને ચોમાસી ચોદસે છઠ તપ કરતા.

વળી તેઓને ત્યાં છોકરા છોકરીઓને ભણાવવા સારૂ એક શાસ્ત્રી ઘણા વરસથી આવતો હતો તેના પગાર માટે તેમણે એક જુદી રકમ કાઢી હતી, તેમાંથી શાસ્ત્રીને પગાર આપતા. તે પછી એમણે ભરૂચમાં શ્રી આદીશ્વર ભગવાનના દેરાસરજી સામે પાડશાળા માટે મકાન બંધાવી જુદી પોતાને ખરચે પાઠશાળા ખોલી તે હજુ પણ ચાલુજ છે.

ત્યારબાદ ભરૂચમાં આદીશ્વર ભગવાનના દહેરાસરજીનો જીર્ણોદ્ધાર પણ તેમણે કરાવ્યો હતો. તેમાં પણ, તેમની સમતા ને ગાંભીર્યતા સારી જણાતી. દાખલાતરીકે તેઓ સુરતમાં ટીપ કરવા ગએલા ત્યાં કોઈ ભાગ્યશાળી ભાઇને ત્યાં ટીપ ભરાવવા ગયલા તે વખતે તેઓએ કહ્યું કે કાલે આવજો વલી બીજે દિવસે કહ્યું આવતી કાલે આવજો આમ ચાર પાંચ વખત ધક્કા ખવરાવીને છેવટમાં જવાબ આપ્યો કે તમારા ઘરના પૈસા ખરચો, અહીં ભીખ માગવા આવ્યા છો તો તમોને શરમ પણ આવતી નથી ? એ શિવાય પણ બીજાં કેટલાંક હલકાં વચનો કહેલાં તેના જવાબમાં અનુપભાઇએ જણાવ્યું કે તમો જે કહો છો તે બધું ખરૂં છે. કારણ કે અમો એ પૂર્વના ભવમાં ભીખ માગવાનું કર્મ બાંધેલું હોય તે આ રસ્તે માગીએ તો કર્મ ખપી જઇ ભીખારીપણે માગવું પડે નહીં. વલી હમારા ઘરના પૈસા ખરચવા જોઇએ પણ અમારી એવી પુન્નઇની ખામી છે અને ઉદારતા પણ જોઈએ તેવી નથી માટે શું કરીએ. તમારા જેવા ભાગ્યશાળીઓની પાસે અમારે આવવાની જરૂર પડે છે માટે મહેરબાની કરીને ટીપમાં ભરી આપો. તે વખતે માણસે કહ્યું કે અનુપભાઈ! તમો બહુ જબરા છો માટે ટીપ લાવો ભરી આપ્યા શિવાય નહિ ચાલે એમ કહી ખુશીથી ટીપમાં રકમ આપી. આ ઉપરથી તેમની સમતા, ડહાપણ ને ઉત્તર આપવાની કુશળતા જણાઇ આવે છે.

ત્યારપછી આદીશ્વર ભગવાનની પ્રતિષ્ટા સં.૧૯૪૩ ના અસાડ શુદી ૧૦ ની હતી. તે વખતે કોઇક ભાઇ ઘણો વિરોધિ હોવાથી કે જેણે તેમને ન કહેવાનાં વચનો કહેલાં અને ગમે તેમ ગાળો દીધેલી તેને પણ ઉત્સવના દિવસ નજીક આવ્યા એટલે પરમ ઉપકારી અનુપભાઇએ તેને કહ્યું કે ભાઇ તમો ઘરમાં બેસી રહો છો પણ તમારા જેવા પાંચ ભાઇઓની મદદ નહિ હોય તો આ કામ તે મારા એકલાથી કેવી રીતે થવાનું છે માટે તમો આવો અને કામ બજાવો. તે ઉપરથી તે માણસે જણાવ્યું કે તમો જે કામ બતાવો તે કામ કરવાને અમે તૈયાર છીએ ત્યારે તેમને કહ્યું કે તમારે આખો દિવસ મદદમાં રહેવું અને જમવાનું બે વખત અહીં જ છે માટે કામ બજાવો. આ ઉપરથી તે માણસે આઠે દિવસ ઘણું કામ બજાવ્યું અને ઉલટો અનુપભાઇને કહે કે તમો સુઈ જાઓ અમો આખી રાત બેઠા છીએ તમારાથી ઉજાગરો થશે નહિ અને શરીર બગડશે.

આ ઉપરથી તેમનું નિરાભિમાનપણું, ગાંભીરપણું અને દ્વેષરહિતપણું જણાઈ આવે છે.

વલી ઉત્સવની કુંભસ્થાપના થવા પહેલાં વરસાદ ઘણો પડતો હતો તેથી ફીકર થતી કે વરસાદ થશે ઘણી અડચણ પડશે, પણ તેમણે તો મુહૂર્તના પ્રભાવે સૌ સારૂં જ થશે એમ કહી કુંભસ્થાપના કરી અને વરસાદ બંધ થઇ ગયો તેમાં વલી વાદળનો ઘેરાવો આઠે દિવસ સુધી રહ્યો પણ એક બુંદ પણ વરસાદનું પડયું નહી અને ભરૂચની આસપાસ ગાઉ બે ગાઉ ઉપર વરસાદ બે સુમાર પડયો હતો અને ઉત્સવ પૂરો થયો કે બીજે દિવસે ભરૂચમાં પણ વરસાદ ઘણો તૂટી પડયો અને પ્રતિષ્ટા નિર્વિઘ્નપણે પૂર્ણ થઇ.

વલી સં. ૧૯૪૪ ની સાલમાં ચોમાસાની વિનંતિ કરીને શ્રીમદ્ ઉપાધ્યાયજી વીરવિજયજી મહારાજ તથા પ્રવર્તકજી કાંતિવિજયજી આદિ ચાર સાધુને ચોમાસું કરાવ્યું હતું. તેમના સમાગમથી અનુપભાઇને ઘણો જ આનંદ થયો હતો, તેજ સં.૧૯૪૪ ના ચોમાસાાં વવાણીઆ બંદર વાળા રાયચંદ શતાવધાની ભરૂચમાં પરમ ઉપકારી અનુપભાઈને ત્યાં આવી પંદર દીવસ સુધી રહ્યા હતા તે ઢુંઢીઆ મતને મળતા હતા. તેમની સાથે જ્ઞાન ધ્યાનની હંમેશા ચર્ચા થતી. છેવટે રાયચંદ શતાવધાનીનો ભાવ રૂ. ૨૫) ની આંગી રચાવવાનો થયો અને પોતે દ્રવ્યપૂજા અને ભાવપૂજા કરી આંગી રચાવી પ્રસન્ન થયા તેમની સાથે તેમના બીજા બે સગાઓ પણ હતા, તેઓ પણ ઢુંઢીઆ મતના હતા. તેઓએ પણ પૂજા ભક્તિનો લાભ લીધો હતો. વિચારો સુધર્યા હતા ત્યારબાદ રાયચંદભાઇ શતાવધાની ત્રણચાર વખત ભરૂચ આવેલા હતા તેમાંથી એક વખત અનુપભાઇ મલ્યા હતા તે વખતે પણ વાતચીત ઘણી થઈ હતી. એમના સમાગમથી સાધુઓને પણ ઘણો આનંદ થતો

સં. ૧૯૪૫ ની સાલમાં શ્રીમદ્ આચાર્યશ્રી સિદ્ધિસૂરિજી મહારાજનું ચોમાસું ભરૂચમાં થયું અને તેજ વરસમાં શ્રી સમેતશિખરજીની યાત્રા કરવા સારૂ ગયા હતા ત્યાં વચમાં શ્રીમદ્ આચાર્યશ્રી આત્મારામજી મહારાજ પાલણપુરમાં હતા ત્યાં પાલણપુર ઉતરી જતાંજ આઠ દિવસ રોકાયા હતા. ત્યાં પરમકૃપાળુ મહારાજશ્રીના સમાગમથી જ્ઞાનચર્ચા ઘણી ચાલતી અને અપૂર્વ આનંદ થતો હતો.

જે જે પ્રભુના કલ્યાણકોની જે જે નગરીઓ છે તેમાંની જે જે જગ્યાઓ વચમાં આવતી ત્યાં તેની ભાવનાઓ ઉત્પન્ન થતી. તેમની સાથે તેમના અનુયાયી શા. મગનલાલ મેળાપચંદ પણ હતા. તેમની ભાવના મગનલાલની રૂબરૂમાં થતી. પાવાપુરીમાં ગયા ત્યાં શ્રીમાન્ ભગવાન મહાવીરસ્વામીનું નિર્વાણ કલ્યાણક છે, ત્યાં કેટલીક ભાવનાઓ આવી હતી. જેમકે, અહો આ જગ્યાએ

ભગવાને સોળ પહોર સુધી દેશના આપી હતી. ત્યાં ભવ્ય જીવો હશે તેમણે દેશના સાંભળી પોતાનું કલ્યાણ કર્યું હશે. ભગવાનની ચમત્કારીક દેશના ભાગ્યશાળીઓને મોટા લાભભણી થઇ હશે, વળી ભગવાન નિર્વાણ પામ્યા તેથી ભરતક્ષેત્રનો સૂર્ય અસ્ત પામ્યો. આ ભૂમિમાં ભગવાનના સાર સાર પુદ્ગલો વિખરાયા હશે, તેની જે જે આત્માઓને સ્પર્શના થઇ હશે તે તે આત્મા નિર્મળ ભાવને પામ્યા હશે. અહો આ ભૂમિને ધન્ય છે. વળી દહેરાસરજીમાં જઇ ત્યાં ભાવસ્તવ કરતાં રૂવે રૂવે હર્ષ અને ખેદ પ્રાપ્ત થતો હતો. ભાવના ઘણી સુંદર હતી, વળી રેલગાડીમાં તેમજ ઘોડાગાડીમાં કે બળદ ગાડીમાં જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં રસ્તામાં પણ તીર્થોની ભાવના, આત્મદશાના વિચારો, સમકિતની વ્યાખ્યા વિગેરે ધર્મચર્ચા થતી પણ કયાંઇ નકામો વખત જવા દેતા નહિ, તથાપિ આજ ભાવનાઓ ચાલતી, ત્યાર બાદ સમેતશિખરથી આવતાં શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી આત્મારામજી મહારાજ પાલીમાં હતા. ત્યાં પાલીમાં મહારાજશ્રીની પાસે આઠ દિવસ રહ્યા હતા. જ્ઞાનચર્ચા ઘણી ચાલતી. ત્યાર પછી પંચતીર્થની રાણકપુર વિગેરેની યાત્રા કરી વૈશાખ સુદી ૩ ના રોજ ભરૂચ આવ્યા હતા તે વખતે સ્ટેશનપર સામા લેવા સારૂ સંઘના ભાઇઓ આવ્યા હતા.

ત્યાં શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રીસિદ્ધિવિજયજી મહારાજ આવેલા હતા. તેમનું ચોમાસું ૧૯૪૫ ની સાલમાં ભરૂચમાં થયું. તેમના સમાગમમાં પણ જ્ઞાન–ધ્યાનનો કાળ વધારે કહાડતા વળી તે વખતે શાસ્ત્રી પાસે તત્વાર્થ વંચાતો હતો. તેમાં પોતે બેસે તેમાં કેટલોક વખત શાસ્ત્રી અર્થ કરે તે એઓને બરાબર ન લાગવાથી એનો અર્થ એ ન હોવો જોઇએ વળી ફરીથી અર્થ કરે તોપણ એવો કહે કે એનો અર્થ એ ન હોવો જોઇએ એમ બે ત્રણ ચાર વખત અર્થ લગાવતાં છેવટ ખરો અર્થ થતો ત્યારે કહેતા કે આ અર્થ બરાબર છે પણ શાસ્ત્રી કહે કે તમો શા ઉપરથી કહો છો કે આ અર્થ બરાબર છે અને બરાબર આવે છે ત્યારે બરાબર કહો છો એ નવાઇ જેવું લાગે છે. આ એઓને જૈનશાસનશૈલિનું જ્ઞાન રૂંવે રૂંવે પસરેલું હોવું જોઇએ. એઓને જૈનશૈલિથી વિરૂદ્ધ વાત બીલકુલ રૂચતી ન હતી. એઓને સ્વાભાવિક ક્ષયોપશમ જૈનશૈલિને અનુસરતો હતો. સ્યાદ્વાદનું જ્ઞાન ઘણું સારૂ હતું.

ત્યારબાદ સંવત ૧૯૫૦ ની સાલમાં શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રીસિદ્ધિવિજયજી મહારાજે ચોમાસું કર્યું તે વખતે પણ મહારાજની સાથ જ્ઞાનગોષ્ઠિ સારી થતી તેમાં મહારાજને પણ આનંદ થતો.

એઓની ન્યાયબુદ્ધિ ઘણી સારી હતી. ન્યાયથી વર્તવું એ ઉપર એઓની

દઢતા ઘણી રહેતી હતી. દાખલા તરીકે કોર્ટમાં એઓનો દાવો ચાલતો હતો તેમાં કોઇ એવી વાતચીત આવી કે સામાવાળાનો વકીલ જો તે સવાલ પછે તો દાવાને ધોકો પહોંચે પણ એઓએ એવો નિશ્ચય રાખ્યો કે મને પૂછે તો મારે જે છે તેજ કહેવું છે. ભલે મારા આ ભવના એક દાવાને ધોકો લાગવાનો હોય તો લાગે પણ મારા ઘણા ભવોને ધોકો નહિ લાગે માટે મને પૂછશે તો તો મારે જે છે તેવુંજ કહેવું છે. એમ દઢ નિશ્ચય રાખવાથી કોર્ટમાં સામાવાળા વકીલે તેજ સવાલ પૂછયો પરંતુ કોર્ટના અધિકારીએ સવાલ પૂછવા ના પાડી અને કહ્યું કે એમાં શું પૂછો છો એનો જવાબ તમો જે માગો છો તે કહેશેજ. આ માટે એ પૂછવાની જરૂર નથી એમ તે સવાલ પૂછવામાં ન આવ્યો અને એમના લાભમાં દાવાનો ફેંસલો થયો એ દઢ નિશ્ચય હતો તેનો લાભ મલ્યો.

ત્યારબાદ એઓશ્રી આણંદજી કલ્યાણજીની પેઢીમાં પ્રતિનિધિ હતા. તેમાં પણ ઘણા કામોમાં ભાગ લેતા હતા.

ત્યારબાદ સંવત ૧૯૫૩ માં મુનિ મહારાજશ્રી અમરવિજયજીનું ચોમાસું થયું હતું. તેમના સમાગમમાં ચાર મહીના વ્યાખ્યાનમાં આચારાંગજી વાંચવા શરૂ કર્યું હતું. વ્યાખ્યાનમાં ઘણો આનંદ થતો હતો. વ્યાખ્યાનમાં શંકા—સમાધાન થાય તો જાણે લાખો રૂપીઆનો લાભ મલ્યો ન હોય એમ ઘણો હર્ષ થતો હતો.

સંવત ૧૯૫૨ ની સાલમાં ભાદરવા સુદ ૫ નો ક્ષય હતો તે ઉપરથી અનુપભાઇએ શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી આત્મારામજી મહારાજને પૂછેલું કે ભાદરવા સુદ ૫ નો ક્ષય છે તો આખા પર્યુષણની તીથિ ફેરવવી પડે છે તો પાંચમનો ક્ષય કરીએ તો શું વાંધો છે કારણ પાંચમની કરણી ચોથે થાય છે તો પછી આ વખતે બધા પર્યુષણ ફેરવવા એ ઠીક લાગતું નથી માટે આપનો અભિપ્રાય શું છે તેનો જવાબ શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી આત્મારામજી મહારાજે આપ્યો કે માંચમનો ક્ષય આ વખતે કરવો સારો છે એવો જવાબ. આવ્યો હતો અને ત્યારબાદ ૧૯૫૨ ના જેઠ મહીનામાં શ્રીમદ્ આચાર્ય મહારાજે કાળ કર્યો, ત્યારબાદ અનુપભાઇના વિચારમાં આવ્યું કે મહારાજે લખ્યું એ વાજબી છે. એઓના વચન પ્રમાણે બને તો સારૂ છે અને એઓનુ વચન કબુલ રાખવું એમ ધારી શ્રીમદ્ આચાર્ય મહારાજના શિષ્યોના સમુદાયમાં આ બાબત લખી તેમનો અભિપ્રાય મંગાવ્યો. તેઓએ મહારાજના લખવા પ્રમાણે કરવા સંમતિ આપી. તેમની સંમતી આવ્યા બાદ બીજા સાધુઓ તથા શ્રાવકોને કાગળ લખી તેમને પૂછયું તે લોકો જવાબ લખે તેનો જવાબ પાછો લખી સમાધાન કરી તેઓનો અભિપ્રાય એ પ્રમાણે કરવાનો ઘણાનો વિચાર આવ્યો. વળી કેટલાક અમદા-

વાદના ભાઈયો અને કેટલાક સાધુઓનો વિચાર મલતો નહિ તે ઉપરથી શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રીસિદ્ધિસૂરિજી છાણી ચોમાસું રહ્યા હતા તેમની પાસે સુરત, અમદાવાદ વિગેરે ગામોના કેટલાક ભાઇયો આવ્યા હતા ત્યાં અનુપચંદભાઈ પણ ગયેલા હતા. તેઓને એ બાબતમાં સેનપ્રશ્ન-હીરપ્રશ્ન વિગેરેના પુરાવા આપી તેઓનું સમાધાન કર્યું. સઘળા એ પ્રમાણે કરવા સમ્મત થયા. આવી રીતે આખા હિંદુસ્થાનમાં રૂબરૂમાં વા કાગળની લખાપટીથી સમાધાની કરી એકત્ર કરી એ પ્રમાણે આચાર્ય મહારાજશ્રી આત્મારામજી મહારાજનું વચન મંજુર કર્યું. ફકત પેટલાદમાં જુજ માણસોના હૃદયમાં ન રૂચવાથી અને સુરતમાં એક ભાઇને તે ન સમજવામાં આવવાથી તેમને શાંત કરી પ્રતિક્રમણ જુદું કર્યું બાકી બધે એકત્ર થયું હતું. આ એઓની ગુરૂભક્તિ જણાય છે. વલી શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી આત્મારામજી મહારાજે પંજાબમાં કાલ કર્યો તે વખતે ભરૂચમાં કોઇ પણ વખતે ઘણા વરસોમાં પણ આખા ભરૂચમાં હડતાલ પડેલી ન હતી. પણ અનુપચંદભાઇના પ્રયાસથી આખા હોલ ભરૂચમાં હડતાલ પડી હતી.

સંવત ૧૯૫૩ની સાલમાંના ચોમાસામાં ભરૂચમાં જૈનધર્મ ફંડના નામની પેઢી કહાડી. તેમાં ઘણાના વિચારો નહિ હતા, પણ તેઓને આગળ શું શું ફાયદો છે તે સમજાવી પેઢીની સ્થાપના કરીને પેઢીમાં દરેક ભરૂચના દેરાસરો દરેક બીજા ધર્માદાના ખાતાઓના રૂપીયા એ પેઢીમાં જૈન દેરાસરોના રૂપીઆને તે દેરાસરના નામથી જમે કરવા દરેક ધર્માદાના ખાતાના તે તે ખાતાના નામથી જમે કરવા અને તેનું વ્યાજ ઉપજાવવું અને વરસ દીવસે પેઢીનો ખરચ જતાં બાકી વધારો વ્યાજનો રહે તે ફાલે પડતો વેંચી આપવો. આ પેઢી કાઢવાનો વિચાર થવાનું કારણ કે દરેક દેરાસરવાલા એક આસામીને ત્યાં રૂપીયા જમે મૂકે તેમાં દાખલા તરીકે એક દેરાસરવાળો બે હજાર આપે, બીજા દેરાસરવાળો બે હજાર આપે, ત્રીજા દેરાસરવાલો બે હજાર આપે એમ દરેક દેરાસરવાલા બબે હજાર આપે તો એકજ આસામીને ત્યાં દસ બાર પંદર હજારની રકમ દેરાસરની જમે જાય તો ધોકો લાગે તો બધી રકમને ધોકો લાગે એ જાણી પેઢી તરફથી એક આસામીને પાંચ હજાર આપવામાં આવે તો મોટી રકમને ધોકો ન લાગે એમ ધારી પેઢીની સ્થાપના કરી. તે પેઢી આજ પણ હજુ સુધી ચાલે છે અને તેનો ફાયદો પણ ઘણો થયો છે.

સંવત ૧૯૫૪ની સાલમાં ફાગણ મહીનામાં શ્રીમત્ પન્યાસજી મણીવિજયજી મહારાજ ભરૂચમાં ચોમાસું કરવાના અભિપ્રાયથી આવ્યા. તેમની સાથે પણ કેટલીક વાતચીત થતાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન સબંધી વાત થઇ તેમાં ચર્ચા થતા ઘણી વાતોનો વિચાર જુદો પડયો. એઓ જે કહેતા તેના પાઠ

કહાડી આપતા છતાં સમાધાની ન થઇ. વળી વાતચીત થતાં શ્રી મુનિસુવ્રતસ્વામીના આરાધન સંબંધી વાતચીત થઈ તેનો વ્યવહારસૂત્રની ભાષ્યમાં અધિકાર ચાલ્યો છે કે પ્રાયશ્ચિત્ત લેવું હોય તો કોની પાસે લેવું ? જવાબમાં ગીતાર્થ પાસે લેવું. ગીતાર્થ ન મલે તો શું કરવું ? જવાબમાં ખોળ કરવી. ખોળ કરતા ન મળે તો શુ કરવું ? રાજગ્રહી અને ભરૂચ બેમાંથી ગમે તે સ્થળે જઇ ત્યાં શ્રી મુનીસુવ્રતસ્વામીનું આરાધન કરવું, અને આરાધન કરવાથી અધિષ્ટાયક પ્રાયશ્ચિત્ત કહેશે. અધીષ્ટાયક પ્રાયશ્ચિત્તની વાત શું જાણે ? શ્રી મુનિસુવ્રત સ્વામીએ પ્રાયશ્ચિત્તનાં શાસ્રો ઘણાં પ્રરૂપેલાં છે તે અધીષ્ટાયકે સાંભળેલાં તે ઉપરથી કહેશે. તે અધીષ્ટાયક ચવી ગયા હોય તો કોણ કહેશે, તેમની જગ્યાએ જે અધીષ્ટાયક હશે તે પોતાને ખબર હશે તો તેથી કહેશે. વા શ્રીસીમંધરસ્વામી મહારાજને પૂછીને કહેશે, આવો અધિકાર વ્યવહાર સૂત્રની ભાષ્યમાં ચાલેલો છે તે ઉપરથી આરાધન સંબંધી વાતચીત થતાં શ્રીમદ્ પન્યાસજી મણીવિજયજી મહારાજ તથા આત્મારામજી મહારાજ હર્ષવિજયજી મહારાજના શિષ્ય મોતીવિજયજી મહારાજ તથા આત્મારામજી મહારાજના હંસવિજયજી મહારાજના શિષ્ય દોલતવિજયજી એ ત્રણ સાધુઓનો વિચાર આરાધન કરવા ઉત્સુક થયો તે ઉપરથી ૧૯૫૪ ચૈત્રના ૨ મહીનામાં આરાધન કર્યું. તેમાં જે જે વાતોના વિચાર મળતા ન હતા તે બધાના ખુલાસા આરાધનમાં અનુપચંદભાઇના વિચારો પ્રમાણે થયા હતા. તે ઉપરથી પન્યાસજી મણિવિજયજી મહારાજને અનુપભાઇ ઉપર રાગ પ્રીતિ ઘણી થઈ અને એઓના વચન ઉપર આસ્તા વધારે થઈ. ત્યારબાદ બીજી ઘણી ઘણી બાબતો જણવામાં આવી. ત્યાર બાદ, ચોમાસામાં ભાદરવા સુદ ૪ પછી મગનલાલ મેલાપચંદનો વિચાર આરાધન કરવાનો થયો તે ઉપરથી બીજા આશરે પચાસ ભાઇ અને બેનોનો વિચાર આરાધન કરવાનો થયો તેમાં શ્રીમદ્ મહારાજાઓ તથા પરમ ઉપગારી અનુપચંદભાઇનો પણ આરાધન કરવા વિચાર થયો તે ઉપરથી ભાદરવા સુદ ૪ પછી આરાધન શરૂ કર્યું હતું. તે આરાધન આસો મહીનો પૂરો થતાં સુધી શરૂ રાખ્યું હતું. તેમાં સૌ સૌના ભાગ્ય પ્રમાણે સૌને લાભ મલ્યો હતો. શ્રી મુનિસુવ્રતસ્વામીનું અશ્વોધાર નામા તીર્થ છે.

ત્યાર બાદ એઓને પઈસાના લોભ માટે નહિ પણ વ્યાજની આવક ઓછી થવાથી અને ખરચમાં વધારો થવાથી રૂની આડતનું કામ સં. ૧૯૫૭ ની સાલમાં ફકત રૂઉની મોસમમાં ત્રણ ચાર મહીના શરૂ કર્યું તે પણ ન્યાયથી પોતાના હક શિવાયના પઇસા આડતીઆઓને મજરે આપી ન્યાયપૂર્વક આડતનું કામ કરતા હતા તેમાં પણ વખત મલે તો શાસ્ર વાંચતા હતા એવી રીતે ન્યાયથી આડતનું કામ કરતા.

ત્યાર બાદ મ્યુનીસીપાલીટીમાં એઓ મેંબર ઘણા વરસ સુધી રહ્યા હતા તેમાં પણ લોકોને નુકસાનથી બચાવી ઘણો ફાયદો કર્યો હતો.

ત્યાર બાદ એઓ સેસન જજની કોર્ટમાં આસેસર હતા તે પણ ઘણા વખત સુધી આસેસરમાં રહ્યા હતા તેમાં ઘણા કેસોમાં ધ્યાન સારૂ આપી બચાવ કર્યા હતા, તેમાં પણ એ ખુનના કેસમાં બે ફાંસીની સજામાં જાય તેમ હતું. જજ સાહેબ ફાંસીનો હુકમ કરવાના ઇરાદામાં હતા પરંતુ તેમાં કોઈ એવી યુક્તિ જજ સાહેબને સમજાવી અને સિદ્ધ કરી આપ્યું કે ફાંસીની સજાને લાયક નથી. એમની યુક્તિથી જજ સાહેબે કહ્યું કે તમો ઘણું સારૂં ધ્યાન આપો છો. આ કેસમાં ફાંસીની સજાને લાયક ઠરી ગયો હતો પણ તમોએ ધ્યાન સારૂં આપવાથી ફાંસીની સજાથી મુક્ત કર્યો છે. ત્યાર બાદ પોતે આસેસરમાંથી નીકળી જવા અરજ કરી પરંતુ સેસન જજ સાહેબે બોલાવી કહ્યું કે તમોને આસેસરમાંથી મુક્ત કરવા રાજી નથી તમો ધ્યાન સારૂ આપો છો માટે અરજ નામંજુર કરૂંછું અને નીકળવા ન દીધા.

ત્યાર બાદ કેટલો વખત ગયો. સેસન જજ સાહેબ હિંદુ આવ્યા હતા તેઓ પુનર્લગ્ન કરવામાં ફાયદો છે એવા વિચારવાલા હતા, અને તેમાં મદદ કરતા હતા. જજ સાહેબે પરમ ઉપગારી અનુપચંદભાઈને મળી કહ્યું કે તમો મોટા વિદ્વાન છો, પરમાર્થના કામો ઘણાં કરો છો, નામાંક્તિ છો, તો પુનર્લગ્નમાં ધ્યાન કેમ આપતા નથી. તેઓએ જવાબ આપ્યો કે મને એ બાબતમાં કેટલી શંકાઓ છે તેનું સમાધાન થયે હું વિચાર કરીશ. શું શંકાઓ છે તે પ્રથમ તો આપને પૂછુછું કે આપને ત્યાં ખુનના કેસો ઘણા આવે છે તો જેઓની નાતમાં નાતરાનો રીવાજ છે તેઓની નાતમાંથી સ્ત્રીઓએ ધણીઓને મારી નાખેલા કેટલા કેસો આવ્યા અને જેઓની નાતમાં નાતરાનો રીવાજ નથી તે નાતોમાંથી સ્ત્રીયોએ ધણીઓને મારી નાખેલા કેસો કેટલા આવે છે? સેસન જજ સાહેબે કહ્યું કે નાતરાના રીવાજવાળી નાતોમાંથી ધણીઓને મારી નાખેલા કેસો ઘણા આવે છે પરંતુ નાતરા નહિ કરવાવાળી નાતોમાંથી ધણીઓને સ્ત્રીઓએ મારેલા કેસ ક્વચિતજ આવે છે. આ કહેવાથી પોતે કહ્યું કે પ્રત્યક્ષ નુકસાન જણાય છે તો પછી સંમત શી રીતે થવું? વલી આપ બતાવો છો કે નાતરા નહિ કરવાથી રાંડેલીઓ ગર્ભપાત કરે છે પરંતુ એકંદરે જોશો તો સ્ત્રીઓનો વધારો છે, વસ્તીપત્રક ઉપરથી જણાય છે તેમજ દેખીતું પણ એકંદરે સ્ત્રીઓનો વધારો છે, તો જેટલી રાંડીરાંડો પુનર્લગ્ન કરશે ત્યારે કુંવારીઓનો વધારો પડશે તો પછી કુંવારીયો ગર્ભપાત કરશે એ રીતે પણ ફાયદો થતો નથી. વળી વિલાયતમાં પણ હાલ સાંભળીએ છીએ કે પચીસ, ત્રીસ, પાંત્રીસ વરસની કુંવારીયો રખડે છે એ પણ પુનર્લગ્ન કરવાનો ગુંચવાડો છે. વળી

જેની નાતમાં નાતરાનો રીવાજ છે તેઓની નાતમાં પણ સારા આબરૂદારો, અમીનો વિગેરે સારા માણસોના ઘરના નાતરે જતા નથી, તો નાતરાનો રીવાજ હલકી કોમનો છે નીચ અને અધમ માણસોનું કામ છે પણ સારા માણસોનું નથી. વળી પારસી કોમમાં પણ પચીસ પચીસ વરસની કુંવારીઓ રહે છે અને પાંચ હજાર, દસ હજાર રૂપીઆ આપતાં પણ ઠેકાણું પડવું મુશ્કેલ લાગે છે એ પણ નાતરાના રીવાજનું ફલ છે. આ ઉપરથી પણ પુનર્લગ્ન કરવામાં ફાયદો નથી પણ ઘણું નુકસાન છે, વળી હમારી જૈન કોમમાં આવો રીવાજ છે કે છોકરી રાંડે તેને પોતાનું મન ધર્મ સાધન કરવાનું ન હોય તો પણ લોકલજ્જાથી પણ તેને ભણવું ગણવું, સામાયિક, પોસો, તપસ્યા વિગેરે કરવું જોઇયે અને જો ન કરે તો લોકો તેને કહે કે રાંડી પણ આખો દિવસ શું કરે છે, બેઘડી સામાયિક, ભણવું વિગેરે ધર્મ સાધન કરતી નથી તો તેને ધર્મ સાધન કરવાની ફરજ પડે છે, એમ લોકલજ્જાએ પણ ધર્મસાધન કરતાં કરતાં ગુરૂ મહારાજનાં વ્યાખ્યાન સાંભળતાં સાંભળતાં મનથી પણ ધર્મસાધન કરવાનો વખત આવે. એમ કરતાં કરતાં વૈરાગ્ય પામે અને એના આત્માનું કાર્ય સુધરે વળી પરલોકમાં પણ લાભ થાય છે. તો નાતરાનો રીવાજ જો પેસી જાય તો ધર્મસાધન કરી આત્મકલ્યાણ થવું મુશ્કેલ છે, વળી હાલ નજરે જોઇયે છીએ કે જેટલી પ્રવૃત્તિ ધર્મ સાધનની રાંડેલી બાઇયો કરે છે તેટલી સોવાસણો કરી શકતી નથી તો એ પણ મોટું નુકસાન થવા જેવું છે તો પછી એમાં મદદ શી રીતે કરૂં? આવી રીતે ઘણી વાતચીત થઈ અને સેસન જજ સાહેબે કહ્યું કે અનુપચંદભાઈ! તમોએ તો મારૂ મગજ ફેરવી નાખવા જેવું કર્યું.

જ્યોતિષનો વિષય પણ ઘણો સારો મેળવેલો હતો, જ્યાં જ્યાં એઓએ પ્રતિષ્ટાનાં મુહૂર્તો આપ્યા ત્યાં ત્યાં સંઘનું કલ્યાણ અને આણંદ વર્તે છે. કાલીયાવાડી, ખરેડી, આબુના સ્ટેશન પાસે ધર્મશાળામાં દેરાસર, જગડીઆજી, સીનોર, ગંધાર એ વિગરે ઘણી જગ્યાએ પ્રતીષ્ટાનાં મુહૂર્તો આપેલાં એ સર્વે જગ્યાએ સંઘની ચડતી, સંઘમાં આણંદ ઘણો વર્તાયો હતો. વલી ગામ વેરા ડભોઇની પાસે છે ત્યાં પ્રતીષ્ટાનું મુહૂર્ત કોઇએ આપેલું તે મુહૂર્ત એઓને બરાબર નહિ લાગવાથી ભરૂચથી કેટલાક ભાઇયો જે જવાના હતા તેઓને કહ્યું કે આ મુહુર્તમાં જવાથી ફાયદો નથી પરંતુ ઉપાધિ થશે, માટે જવું સારૂ નથી. આ પ્રમાણે કહેવા છતાં તેઓ ગયા. ત્યાં પ્રભુને પધરાવ્યા અને બહાર લોકો નીકલ્યા ને એક માણસને કોલેરો થયો. ત્યારબાદ કલાક જતાં બીજા બે ચાર માણસને કોલેરો થયો, ત્યારબાદ થોડો વખત જવા બાદ ઘણા માણસોને કોલેરો લાગુ પડયો અને નાશ ભાગ થઇ. લોકો નાસતા ભાગતા પણ રસ્તામાં કોલેરામાં ફસાયા હતા. તેમાં

પ્રતિષ્ઠામાં ઘણા માણસો ડભોઇના હતા તે ડભોઈ લોકો નાઠા તો પણ ડભો-ઇમાં કોલેરા પેસી જઇ ઘણો ઉપદ્રવ થયો તેમાં પણ જે વિધિવિધાનમાં દાખલ થયેલા એ બધાયે કોલેરાના સપાટામાં પકડાયા હતા–ઘણો કોલેરા ડભોઇમાં ફાટી નીકલ્યો હતો ને પ્રેમસાગર જતિયે તે કોલેરા અટકાવ્યો હતો. આ ઉપરથી પરમ ઉપગારી અનુપચંદભાઇને આગલથી જાણવામાં આવ્યું, એ એઓના જ્ઞાનની ખુબી જણાય છે. આ ઉપરથી પણ એઓનો જ્યોતિષનો વિષય ઘણો સારો હતો. એઓએ પ્રશ્નોત્તર રત્નચિંતામણિ નામનો ગ્રંથ કરેલો છે તેમાં મુહૂર્ત સહેલાઇથી જોઈ શકાય, જુજ જાણવાવાલો પણ સમજી શકે, જોશી લોચા વાળવા માંગતો હોય તો લોચા વાળી શકે નહિ અને સહેલાઇથી સારૂ મુહૂર્ત કહાડી શકાય એવી રીતે મુહૂર્ત જોવાનો વિષય નાખેલો છે .એઓની નિ:સ્વાર્થતા અને હૃદયની કોમલતા ઘણી સારી હતી. વલી સીનોરની પ્રતિષ્ઠા ૧૯૬૩ ની સાલમાં હતી. સીનોરના જોશીને તે મુહૂર્તમાં કેટલીક શંકા હતી ને પોતે સીનોર પ્રતિષ્ઠામાં પધારેલા તે વખતે તે જોશી શંકાસમાધાન માટે આવેલો તેણે શંકાઓ કરી તેનું સમાધાન ઘણું સારી રીતે કર્યું તેણે કબુલ કર્યું કે તમારી વાતો બરાબર છે.

એઓ ભરૂચની પાંજરાપોલની કમીટીમાં મેમ્બર હતા. ત્યાં પણ પાંજરાપોલના સેક્રેટરી દરેક કામમાં એઓની સલાહ લેવા એઓને ત્યાં આવતા હતા. વળી સદાવ્રત ખાતું પણ એઓના હાથમાં હતું તે કામ પણ ઘણું કાલજીથી કરીને ખાતાઓ તરતાં કર્યાં હતાં. આ રીતે ઘણાં ધર્માદાનાં કામો ઘણી લાગણીથી બજાવ્યાં હતાં.

વલી ગંધારમાં કોઇયેક મુસલમાન હોરાના ઘરમાં ખોદતાં નીચે ભોયરૂં નીકળી તેમાંથી ઘણા પરઘરો, કાઉસગીયા, પ્રતીમાજી વિગેરે લગભગ વીસ પચીસ ઘણા સુંદર નીકલ્યા હતા. તે ભરૂચના કલેકટરે ભરૂચ લાવી પોતાના કબજામાં રાખ્યા હતા. તે લેવાની માંગણી કરી લેવા ગોઠવણ ઘણી કરી પરંતુ કલેકટરનો વિચાર આ એક કીમતી ચીજો છે એ મુંબાઇમાં ટોંડાલ હાઉસમાં રાખવા જેવી એમ ધારી આપવાનો વિચાર ન જણાવવાથી પોતે મુંબાઇ ગયા. ત્યાં શેઠછે પ્રેમચંદ રાયચંદ, શેઠ વીરચંદ દીપચંદ સી. આઇ. ઇ., ગોકલભાઈ મુલચંદ, એ આદિ સાત આઠ શેઠીયાઓનું ડેપ્યુટેશન લઈ મુંબાઇના ગવર્નર સાહેબ પાસે ગયા હતા. ત્યાં વાતચીત કરી, ત્યાંથી આમને સોંપવી એવું લખાણ ભરૂચના કલેકટર ઉપર જવાથી તે પરગર–કાઊસગીયા વીગેરે બેડવાની સાથે આપને લાવી ભરૂચના દેરાસરમાં પધરાવી પછી ગંધારના દેરાસરમાં મોકલી આપ્યા હતા.

ગંધારના દેરાસરજીનું કામ પોતે હાથમાં લઇ વહીવટ પોતે કરી ગંધારના

દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. અને બીજું બહાર દેરાસર હતું ત્યાંથી પ્રતિમાજી ગામના દેરાસરમાં લાવી પ્રતિષ્ટા કરી પ્રભુ પધરાવ્યા હતા તે વહીવટ પોતાની હયાતી સુધી હતો ત્યારબાદ એઓના જમાઈ શા. ચુનીલાલ રાયચંદ હાલ કરે છે.

એવોને એક છોકરી હરખસુંદરી નામે હતી તેનો વીવાહ શા. ચુનીલાલ રાયચંદ સાથે કરેલો હતો અને વીવાહ કર્યાબાદ તેઓને ઘરમાંજ રાખ્યા હતા. અને તેઓને ધર્મ વિગેરેનું શીક્ષણ આપ્યું હતું, લગ્નનો અવસર આવવાથી લગ્ન લીધાં. લગનના અવસરે સંસારની સ્થીતિ આબરૂ ઇજત પ્રમાણે પાંચ છ નાતો કરવા માટે તે અવસરે બીજા ભાઇયોને ત્યાં લગ્ન હતાં તેઓને બોલાવી તેઓની રજા લઈ નાતો પાંચ દીવસ આગમજથી શરૂ કરી. તેમાં પણ બધા લગનવાલાઓને તથા જે પરદેશના લગનમાં આવેલા તેમને બે વખત જમવાનું પણ એઓને ત્યાંજ આગ્રહ કરી તેડી લાવતા હતા. લગન આબરૂ ઈજત પ્રમાણે વેવાર સાચવવા તરીકે સારાં કર્યાં હતાં. પરંતુ બીજા લગનવાલાયે પેલાથી રજા લઈ ચોકસ કરેલું છતાં વચમાંથી હું નાત કરૂં છું એમ કહી વચમાં ગાંચ નાખી. અને એઓને ઘણી ગાલો, નહિ કહેવાનાં વચનો બેહદ કહ્યા છતાં પોતે ગંભીરપણે તેના ઉપર બીલકુલ દ્વેષ ન કરતાં સહન કરી. તેનું મન સમજાવી સમાધાન કરી સમતાથી કામ કર્યું. ત્યારબાદ તે લગ્નવાલા સગા થતા હતા તેને લઇને હમો મોસાલું કરીયે છે એમ કહેવાથી પોતે ગાલો અને તિરસ્કાર તથા હલકાં વચનો સામું નજર ના લાવતાં મોસાલું લેવા કબુલ કર્યું. પણ પાછા એઓના વેવાઈ વિગેરે સગાવહાલા વિરૂદ્ધ આવવાથી અને તેવો ના કહેવા લાગ્યા કે આટલાબધા વિરોધિનું મોસાલું લોછો તો હમો તમારે ત્યાં આવવાના નથી. હવે આ ગુંચવણ વચમાં આવી ત્યારે મોસાળુ કરનારને સમજાવ્યો. સમતાથી તેના મનનું સમાધાન કરી મોસાલું બંધ રાખ્યું. આ ઉપરથી એઓની સમતા, એઓનું ગંભીરપણું, કોઇનું મન ન દુખાવવું એ વિગેરે ગુણો ખુલા દેખાઇ આવે છે. લગ્ન વિગેરે પતી ગયા બાદ એઓએ વીલ કરેલું હતું. તે છોકરીના નામનું કરેલું હતું તેમાં પણ છોકરી ના હોય તો છોકરીના ફરજનનો હક અને ફરજન ન હોય તો જમાઈનો હક અને જમાઈ ના હોય તો બીજાનો હક રાખેલો હતો. આ જણાવવાથી એઓની નજર કેટલી બધી બીજા જીવોને છેવટ દુઃખ ન થાય એવી હતી, કારણ જમાઇને ઘરમાં રાખ્યો અને છોકરી ન હોય તો જમાઇ રખડી જાય તે રખડે નહિ એવા વિચારથી જમાઇનો હક રાખ્યો હતો એને દુઃખ ન થાય એ હેતુ જણાય છે.

એઓના સાથીયો ભરૂચ સુરત વિગેરે ગામોના ઘણા હતા. એઓના જ્ઞાનનો લાભ કર્મગ્રંથ વિગેરેનો ઘણાઓએ લીધો હતો.

એઓ શા. રાયચંદભાઇ ઉદેચંદ, શા. મગનલાલ મેલાપચંદ વિગેરે એ કેટલીક વાતો સમજવા માટે પૂછતા તેના જવાબ પોતે આપેલા તે ભૂલી ન જવાય એટલા માટે નોંધ કરી રાખતા હતા. એમ ઘણા પ્રશ્નો ભેગા થવાથી આ ઘણા જીવોને લાભદાયી થશે જાણી છપાવવાનો વિચાર થવાથી બીજા ઘણા પ્રશ્નો દાખલ કરી તે પ્રશ્નોત્તર રત્ન ચિંતામણિના નામથી પુસ્તક નામ માત્ર કીંમત રાખી બહાર પાડયું હતું તે નકલો ખપી જવાથી બીજા ઘણા ભાઇયોની માગણી થવાથી તેની બીજી આવૃત્તિ છપાવી હતી. બીજું પુસ્તક અઢાર દૂષણ નિવારક નામનું બાર પાડયું હતું. તે શિવાય સ્તવન, સઝાયો ચૈત્યવંદનો પણ કરેલા હતા તેમાંથી એક સ્તવન આ નીચે દાખલ કર્યું છે.

સમભાવી મેરે સાહેબ દેખો, જાકી મહિમાંકો નહીં પાર,
અદ્‌ભૂત જ્ઞાનદશાકો દેખો, અપૂર્વ આણંદકા નહીં પાર. સમભાવી. ૧
આતમ ગુણમાં સ્થીરતા અપૂર્વ, અપૂર્વ વીર્યકો વિસ્તાર,
આણંદકારી સુખ હૈ અપૂર્વ, વીતરાગતા તેરી અપાર. સમભાવી. ૨
કાલ અનાદિમાં સાહેબ નાહિ દેખો, અવરાયો મેરે આતમ રામ,
અબ તો પ્રભુકી પ્રભુતા પાયા, કયું રખે જડકા આરામ. સમભાવી. ૩
વીતરાગતા પ્રભુકી ચિત્તમાં, સ્થાપી ધ્યાઇયે નિજ સ્વભાવ,
પ્રભુ ગુણમાં તો લીનતા કીની, દૂર જાવત કરમ સ્વભાવ. સમભાવી. ૪
અપૂર્વ ભાવ આત્માકા ભાષે, જડ સુખ નહીં ભાવ લગાર,
અંતર સુખકા આસ્વાદન કીજે, અપૂર્વ આણંદકા નહિ પાર. સમભાવી. ૫
તત્ત્વ શ્રદ્ધાન જો શુદ્ધિ પ્રગટે, તત્ત્વ રમણ કરે ગુણ પર્યાય,
સ્વ સ્વભાવે ભવ ભવ દુઃખ જાયે, અનુપમ જ્ઞાન દશા ઉલસાય. સમભાવી. ૬

આ સ્તવનથી ઘણી ઉંચી આત્મભાવના જાગે અને જડપરથી મોહ ઉતરે એવું ઘણું સુંદર છે.

વળી એઓએ ઘરદેરાસર બનાવ્યું છે તે ઘણું સુંદર અને સ્ફટીક રત્નના પ્રતિમાજી પોતે ભરાવી શ્રીમદ્ આવી આચાર્ય મહારાજ શ્રી આત્મારામજી મહારાજ પાસે અંજન સલાકા કરાવી પધરાવેલા છે.

વલી એવોનો જ્ઞાન ઉપર એટલો બધો રાગ હતો કે લોકો બાર મહીને બસો ત્રણસોની જણસ કરાવે ત્યારે એઓ બાર મહીને બસો ત્રણસોનું પુસ્તક વસાવે અને માને કે મારે તો પુસ્તક એજ દાગીના છે એવી રીતે પોતે પુસ્તકનો ભંડાર કર્યો છે.

સંવત્ ૧૯૩૫ ની સાલમાં એઓનો વિચાર એવો થયો કે શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી સિદ્ધિવિજયજી મહારાજને ચોમાસુ અત્રે કરવા વિનંતિ કરી ચોમાસુ કરાવવું અને મારે સંસારની ઉપાધિમાં જેમ બને તેમ ઓછો વખત કાઢી બીજા કોઈ પણ કામમાં કાળ ન કહાડતાં જ્ઞાન ધ્યાનમાં કહાડવો એવો વિચાર કરી શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી સિદ્ધિવિજયજી મહારાજને વિનંતિ કરી ચોમાસા માટે મહારાજ ભરૂચ પધાર્યા હતા. અનુપચંદભાઈએ એવો વિચાર રાખ્યો કે મારે ખાસ જરૂરના કારણ શિવાય બહારગામ જવું નહિ અને એક વખત વાપરવું અને બધો ઘણો કાલ મહારાજને સૂત્રો વાંચવા વિનંતિ કરી સૂત્રો સાંભલવામાં કહાડવો અને કોઈ પણ કામની પ્રવૃત્તિમાં બને ત્યાં સુધી પડવું નહીં વલી શેઠ લાલભાઈ દલપતભાઈની માતાજી ગંગાબેનને પાલીતાણા પ્રભુ પધરાવવા વિચાર હતો તે બંધ રાખ્યો હતો પરંતુ તેઓનો કેટલીક વખત ગયાબાદ તાર આવ્યો કે તમો તુરત આવી પ્રતિમા હાલજ તમારા પ્રથમના મુહૂર્ત કાઢેલાને દીવસેજ પધરાવવા વીચાર થયો છે અને તે તમારા હાથે કામ કરવાનું છે તે ઉપરથી એકદમ આવો આથી અમદાવાદ જવું થયું ત્યાંથી બેન ગંગાબેન વિગેરેની સાથે પાલીતાણા ગયા. ત્યાં પોતે ૧૩ ને દીવસે પ્રભુ પધરાવ્યા એ કામ પૂર્ણ આનંદથી થઇ ગયું અને ૧૪ ને દિવસે પોતે ચાલીને ડુંગર ઉપર ચઢવા વિચાર રાખ્યો. તે વખતે બેન ગંગાબેને કહ્યું કે ભાઈ ડોલીમાં બેસો. ત્યારે કહ્યું કે બેન તમો આજે તો એ વાત બોલતાં નહિ કારણ આજ તો ચાલીનેજ જાત્રા કરશું. આ પુદ્ગલને અત્યાર સુધી ઘણુંએ સાચવી સાચવીને માલમસાલા ખવડાવ્યા તો આજ તો એને ઘસડીને કામ લેવું છે વલી એઓએ ઉપવાસ છઠ, અઠમાદિક ઘણા કરેલા પણ ચોવીહાર તો ભાગ્યેજ કર્યા હશે પણ આ દીવસે તો ચોવીહાર ઉપવાસ કરી ડુંગર ઉપર ચાલીને ચડવા માંડયું ડુંગર પર ચડતાં બીજા ભાઇઓ—જાત્રાલુઓ સમજવાના ખપીયો વીશ પચીશને આશરે એઓની જોડે જોડે ચડવા માંડયું. તે ભાઈયોની આગળ તે દ્રવ્યાનુયોગની વ્યાખ્યા અને સમકીત વ્યાખ્યા કરતા હતા. બધા ભાઇયોને ઘણો આણંદ થતો. ધીમે ધીમે વ્યાખ્યા કરતા ચડતા ચડતા છેવટ પાંચ પાંડવોનું સ્થાન આવ્યું તે વખતે બીજા ભાઇયોયે કહ્યું ભાઈ! હમોને નવે ટુંકે યાત્રા કરવી છે એટલે હમો આગલ જઇયે છીએ. એઓએ કહ્યું પધારો હું દાદાની પૂજા સેવા કરૂં છું એટલે તો આવી પહોંચશો. એ કહી બીજા ભાઇયો ગયા, એઓની સાથે બે ત્રણ ભાઇયો રહ્યા તે વખતે પોતાના મનમાં ભાવના આવી કે અહો! આ જગ્યા કેવી સુંદર છે કેવી વિશાલ છે. આ જગ્યાયે ઘણા મુનિયો મુક્તિને પામ્યા છે. આ જગ્યાયે જો કાળ થાય તો કેવું સુંદર થાય. આવી ભાવના ભાવતાં ઉભાને ઉભાજ દેવલોકને પામ્યા. એકદમ સ્થંભિત થવાથી સાથેના ભાઇયોયે ઝાલીને સુવાડી દીધા. બેન ગંગાબેન આગળ પૂજા સેવા કરી રહ્યાં હતાં,

અને તેઓને ખબર મલી કે તુરતજ આવ્યાં. ડુંગર ઉપરથી હેઠે ઊતારી ધર્મ-શાલામાં લઈ જઇ મરણની ક્રીયા કરી. એઓની પાછલ અનાજના ગાડાં પણ કહાડવામાં આવેલાં હતાં વીગેરે વ્યવસ્થા મોટા માણુસ પ્રમાણે કરી હતી. આશરે બસો ત્રણુસો રૂપીયા ખરચ્યા હતા. આ પુરૂષ જવાથી ભરૂચને માટે નહિ પણ આખા હિંદુસ્થાનમાં એઓની ખોટ પડી છે. શાસનલાગણી, શાસન પ્રેમ તેઓનો અપૂર્વ હતો. પ્રશ્નોના જવાબો વિગેરે ઘણા સારા આપતા હતા.

વલી એઓના ઉપર બહારગામના ઘણા ભાઈયો તરફથી પ્રશ્નો પૂછવામાં આવતા તેના ખુલાસા શાસ્ત્રના પાઠ સાથે ઘણા સારા આપી તેવોનું સમાધાન કરતા હતા.

આ ચરીત્ર મને જેટલું યાદ હતું તે પ્રમાણે લખ્યું છે.

હાલ મુ૦ સીનોર, રેવાકાંઠા. } લી૦ શા૦ મગનલાલ મેલાપચંદ.



श्री जैनधर्मो जयति.

મુનિવર્ય શ્રી અનુપચંદ્ર મલુકચંદ્ર વિરચિત

# श्रीप्रश्नोत्तररत्नचिंतामणि.

૧ **પ્રશ્ન**:—જૈન કહેવાય છે તે શાથી ?

**ઉત્તર**:—જિનના સેવક અર્થાત્ જિન મહારાજના વચન રૂપી અમૃતનું પાન કરનાર છે તેથી.

૨ **પ્રશ્ન**:—જિન તે કાણુ ?

**ઉત્તર**:—રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લાભ, કામ, અજ્ઞાન, રતિ અરતિ, શાક, હાસ્ય, જુગુપ્સા ઇત્યાદિ ભાવશત્રુઓને જીતનાર તે જિન.

૩ **પ્રશ્ન**:—પૂર્વોક્ત રાગ દ્વેષાદિ કાણે જીત્યા છે ?

**ઉત્તર**:—તીર્થંકર તથા સામાન્ય કેવલીઓએ.

૪ **પ્રશ્ન**:—તીર્થંકર તે કાણુ ?

**ઉત્તર**:—સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ શ્રી ચતુર્વિધ સંઘની સ્થાપના કરી, ધર્મતીર્થ પ્રવર્ત્તાવી અનેક ભવ્ય જીવાને સંસાર સમુદ્રથી તારે તે તીર્થંકર.

૫ **પ્રશ્ન**:—તીર્થંકર તથા સામાન્ય કેવલજ્ઞાનીમાં શા ફેર ?

**ઉત્તર**:—સ્વયમેવ બાધ પામી સર્વ જીવાને ધર્મોપદેશ દઇને તારે તે તીર્થંકર અને પૂર્વોક્ત તીર્થંકરના ધર્મોપદેશ અંગીકાર કરી કેવલજ્ઞાન પામે તે સામાન્યકેવલી.

૬ **પ્રશ્ન**:—સિદ્ધ થયેલા સામાન્યકેવલી તથા તીર્થંકરમાં શા ફેર ?

**ઉત્તર**:—સિદ્ધમાં તા બન્ને સરખા છે, કંઈ ફેરફાર નથી. તેમને કાઇ દિવસ ફરી સંસારમાં આવવાનું નથી. વલી તે શરીરથી રહિત છે.

૭ **પ્રશ્ન**:—વર્ત્તમાન કાલમાં કાઇ તીર્થંકર છે ?

**ઉત્તર**:—વર્ત્તમાન કાલે આ ક્ષેત્રમાં કાઇ તીર્થંકર નથી. મહાવિદેહ ક્ષેત્રમાં છે; પણ ત્યાં જવાની આપણી શક્તિ નથી.

૮ **પ્રશ્ન**:—તીર્થરક્ષક દેવતાની સહાય્યતાથી ત્યાં જઇ શકાય કે કેમ ? કાઇ પૂર્વે જઇ આવ્યું હાય તા તેનું નામ આપા.

**ઉત્તર**:—સ્થૂલભદ્રની બહેન યક્ષાએ પાતાના ભાઇ શ્રીયકને પર્યુષણ પર્વમાં શક્તિરહિત છતાં પારષી, સાઢપારષી આદિ પચ્ચખ્ખાણ કરાવી આખા દિવસ ઉપવાસ કરાવ્યો. શ્રીયક ક્ષુધાની પીડા ભોગવી તેજ દિવસે મૃત્યુ પામ્યો. યક્ષા

ખેદ પામી. ઋષિઘાત કર્યાનું પ્રાયશ્ચિત્ત લેવા સંઘ પાસે ગઈ. શુદ્ધ ભાવથી પ્રેરણા કરેલી હોવાથી સંઘે પ્રાયશ્ચિત્તની ના કહી. યક્ષા સંતુષ્ટ ન થઈ અને શ્રી સીમંધરસ્વામી પાસે પૂછી આવવા આગ્રહ કર્યો, શાસનદેવીની સહાય્યતાથી યક્ષા સીમંધરસ્વામી પાસે ગઈ. ભગવાન્ સીમંધરસ્વામીએ પ્રાયશ્ચિત્ત ન આપ્યું, પણ ચાર ચૂલિકાઓ સંભળાવી. યક્ષાએ એ ચાર ચૂલિકાઓ સંઘ પાસે કહી બતાવી. સંઘે આચારાંગ અને દશવૈકાલિક સૂત્રમાં તેની યોજના કરી. જે ચાર ચૂલિકાઓ સાંપ્રત કાલે પણ ભાવના, વિમુક્તિ, રતિકલ્પ અને વિચિત્રચર્યા નામથી પૂર્વોક્ત બન્ને સૂત્રોમાં વિદ્યમાન છે.

વલી કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્ર આચાર્યે, પોતે કેટલા ભવ પછી મોક્ષે જશે ? તે જાણવા સારૂ શાસનદેવીને ભગવાન્ સીમંધરસ્વામી પાસે મોકલી હતી. આ વિગેરે અનેક દૃષ્ટાંતો વિદ્યમાન છે.

૯ પ્રશ્ન:—તીર્થંકરને દેવ શા સારૂ માનવા ?

ઉત્તર:—દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, વીર્યાંતરાય, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવ્રત, રાગ અને દ્વેષ; આ અઢાર પ્રકારનાં દૂષણો મનુષ્ય, તિર્યંચ, નારકી અને દેવતાઓને રહ્યાં છે. તીર્થંકર દેવમાં એમાંનું એક પણ દૂષણ નથી. જન્મ મરણ ફરી કરવાનું નથી. સર્વજ્ઞ છે, ધર્મનો ઉપદેશ કરે છે, અનેક ભવ્ય જીવોને તારે છે. વલી તેમનાં કહેલાં આગમ શ્રવણ કરીએ તો આપણા આત્માનું કલ્યાણ થવા રૂપ ઉપકાર પણ તેમનોજ છે. માટે તેમને દેવ માનવા.

૧૦ પ્રશ્ન:—અન્યમતાવલંબીઓ જેને દેવ માને છે, તેને આપણે પણ દેવ માનવા કે નહીં ?

ઉત્તર:—પૂર્વોક્ત અઢાર દૂષણોથી રહિત હોય તો, તેમને દેવ માનવામાં કિંચિત્ દૂષણ નથી.

૧૧ પ્રશ્ન:—અન્ય દેવો દૂષણો યુક્ત છે, એમ કહેવાય ?

ઉત્તર:—તેમનાં ચરિત્ર, મૂર્ત્તિઓ તથા તેમનાં જ શાસ્ત્રથી દૂષણો સિદ્ધ થાય છે એટલે દેવ કેમ મનાય ?

૧૨ પ્રશ્ન:—તીર્થંકર દેવે આગમો લખ્યાં, કે કોણે લખ્યાં ?

ઉત્તર:—તીર્થંકરદેવે શિષ્યોને સંભલાવ્યાં, શિષ્યો સંપૂર્ણ જ્ઞાનવાન્ થયા. યાદશક્તિ તીવ્ર હોવાથી મહાવીરસ્વામીના નિર્વાણ પછી ૯૮૦ વર્ષ સુધી તેઓએ મોઢે રાખ્યાં અને ભણાવ્યાં. દિન પ્રતિદિન સ્મરણશક્તિ ઘટતી હોવાથી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે લખવાનો આરંભ કર્યો.

૧૩ પ્રશ્ન:—આગલા આચાર્ય મહારાજે કેમ નહીં લખાવ્યાં ?

ઉત્તર:—મુનિ મહારાજ આરંભના ત્યાગી છે. લખવામાં આરંભ થાય તે દોષથી બ્હીને લખાવ્યાં નહીં.

૧૪ પ્રશ્ન:—દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ આરંભથી કેમ બ્હીના નહીં?

ઉત્તર:—પોતે જ્ઞાનચક્ષુથી જોયું કે, હવે પુસ્તક નહિ લખાવીએ તો સર્વની સ્મરણશક્તિ હીન થઇ ગયેલી હોવાથી સર્વ શાસ્ત્રનો લોપ થઈ જશે અને મ્હોટું દૂષણ પ્રાપ્ત થશે. માટે અપવાદ સેવીને પુસ્તક લખાવવાનો પ્રારંભ કર્યો. આ અધિકાર વૃહત્કલ્પની ભાષ્યમાં સ્ફુટપણે છે.

૧૫ પ્રશ્ન:—એ આગમો કોની પાસે સાંભળવાં?

ઉત્તર:—ગુરૂ મહારાજ પાસે.

૧૬ ગુરૂ મહારાજ કોને માનવા?

ઉત્તર:—જે ગુરૂ પાપથી બીહે, સત્યોપદેશ આપે; હિંસા, અસત્ય, ચોરી, સ્ત્રીગમન અને ધન વિગેરે પરિગ્રહના ત્યાગી હોય, નિરંતર શાસ્ત્રાધ્યયન કરતા હોય, તેમને ગુરૂ માનવા. તેમની પાસે ધર્મોપદેશ સાંભળવો.

૧૭ પ્રશ્ન:—પૂર્વોક્ત સર્વ ગુણ ન હોય, પણ શાસ્ત્રોપદેશ કરી જાણતા હોય તો તેમની પાસે ધર્મ સાંભળવામાં શું હરકત છે?

ઉત્તર:—ઉપદેશ કરનાર મનુષ્ય ઉત્તમ ગુણવાલો હોય તો જ શ્રોતાઓના મન ઉપર સારી અસર કરી શકે છે અને પોતાના ઉત્તમ ગુણોની છાપ સામા ધણીના હૃદય ઉપર પાડી શકે છે; પરંતુ જો ઉપદેશક ગુણ વિહીન હોય તો "પરોપદેશે પાંડિત્યમ્" જેવું થાય છે. પોતે મિથ્યાડોલ ધારણ કરી ભવભ્રમણ વધારતા જાય છે અને શ્રોતાઓ પોતાનો આત્મા સુધારી શકતા નથી; કારણ કે, ગુરૂ કહે છે પણ તેમનાથી પાળી શકાતું નથી, તો આપણે ધર્મ શી રીતે પાળીએ? એમ મનમાં આવવાથી લાભ થાય નહીં.

૧૮ પ્રશ્ન:—યત્ કિંચિત્ સારભૂત ધર્મતત્ત્વ શું છે? તે કહો.

ઉત્તર:—પ્રથમ તો ધર્મની યોગ્યતા કરવી.

૧૯ પ્રશ્ન:—ધર્મની યોગ્યતા શી રીતે થાય?

ઉત્તર:—માર્ગાનુસારીના ગુણ ઉત્પન્ન કરવાથી ધર્મની યોગ્યતા થાય.

૨૦ પ્રશ્ન:—માર્ગાનુસારીના ગુણનું વિવેચન કરો.

ઉત્તર:—**પ્રથમ ન્યાયવિભવ**—સર્વ પ્રકારના વ્યાપારમાં ન્યાય પૂર્વક વર્ત્તવું, અન્યાયથી ચાલવું નહી, નોકરી કરતાં ધણીના સોંપેલા કાર્યમાંથી પૈસા ખાઈ જવા નહીં, લાંચ ખાવી નહીં, ઓછી સમજવાલા મનુષ્યને છેતરવા પ્રયત્ન કરવો નહીં, વ્યાજ વટંતર કરનારે સામા ધણીને છેતરી વ્યાજના પૈસા વધારે લેવા નહીં, માલ ભેલસેલ કરીને વેચવો નહીં, સરકારી નોકરી કરનાર મનુષ્યે ધણીને

વ્હાલા થવા સારૂ લોકો ઉપર કાયદા વિરૂદ્ધ જુલમ ગુજારવો નહીં, મજૂરી યા કારીગિરીનો ધંધો કરતા રોજ લઇ કામ બરાબર કરવું, ખોટું ઢીલ કરવું નહીં, નાત અથવા માજનમાં શેઠાઈ કરતો હોય તો, પોતાથી વિરૂદ્ધ મતવાલાને દ્વેષ-બુદ્ધિથી ગેરવ્યાજબી ગુનેગાર ઠરાવવો નહીં, કોઇ માણુસે આપણું બગાડયું હોય, તે દ્વેષથી તેના ઉપર ખોટો આરોપ મૂકવો નહીં; અથવા તેને નુકશાન કરવું નહીં. કોઈને ખોટું કલંક દેવું નહીં. ધર્મગુરૂને વ્હાને પૈસા લેવા સારૂ ધર્મમાં ન હોય, તે વાત સમજાવવી નહિં; અથવા સેવકની સ્ત્રી સાથે અયોગ્ય કર્મમાં પ્રવર્તવું નહિ. ધર્મ નિમિત્તે પૈસા કઢાવી પોતાના કાર્યમાં વાપરવા નહીં. ધર્મ સંબંધી કાર્યમાં વાપરવા માટે પણુ ખોટી સાક્ષી પૂરી પૈસા લેવા નહીં. ધર્મ-કાર્યમાં કાંઇ ફાયદો થતો હોય તે બદલ મનમાં વિચારવું જે આપણે ધર્મને વાસ્તે જૂઠું બોલીએ છીએ, આપણા કામ સારૂ બોલતા નથી માટે તેમાં દોષ નથી એમ સમજી ઉંધું ચતું કરવું તે પણ અન્યાય છે. દેરાસર અથવા ઉપા-શ્રયમાં પ્રભાવના થતી હોય, તે એકથી વધારે વાર લેવી તે પણુ અન્યાય છે. દેરાસર અથવા ઉપાશ્રયના કાર્યભાર કરનારાઓએ તે ખાતાનાં મકાનો પોતાના ખાનગી કાર્યમાં વાપરવાં નહીં. અથવા તે ખાતાના માણુસો પાસે ખાનગી કાર્ય કરાવવું નહીં. કોઇ માણુસ નાત જમાડતો હોય અને તેની સાથે કંઇ બિગાડ હોય, તેથી તેનો વરો બગાડવા કંઈ લડાઇ ઉભી કરવી, પકવાન વિગેરે જોઈએ તેથી વિશેષ લઇ બગાડ કરવો, સંપ કરી વધારે ખાઇ જવું અને તેને તૂટ પડે તેવી યુક્તિઓ કરવી; તે પણુ અન્યાય જ છે. પરસ્ત્રીગમન કરવું નહીં. સ્ત્રી અથવા પુરૂષ કાંઇ સલાહ પૂછે તો જાણ્યા છતાં ખોટી સલાહ આપવી નહીં. પોતાના ધણીના હુકમ શિવાય તેના પૈસા લેવા નહીં. એક બીજાને લડાઇ થાય એવી સમજ આપવી નહીં. પોતાનું માન પ્રતિષ્ઠા વધારવા સારૂ અસત્ય ધર્મોપદેશ દેવો નહીં. અન્યમતાવલંબી, ધર્મ સંબંધી ખરી વાર્ત્તા કહેતો હોય એમ છતાં ‘ એ ધર્મ વધી જશે ’ એમ જાણી તે વાર્ત્તા જૂઠી પાડવાની કુયુક્તિ કરવી તે પણુ અન્યાય છે. પોતે અવિધિએ પ્રવર્ત્તતો હોય અને અન્ય પુરૂષને વિધિથી વર્ત્તતો જોઇ તેના ઉપર દ્વેષ ધારણુ કરવો તે અન્યાય છે. જે પુરૂષ વિધિથી વર્ત્તે છે તેને ધન્યવાદ આપવો અને પોતાથી તે પ્રમાણે વર્ત્તાતું નથી તેને માટે પસ્તાવો કરવો તે અન્યાય નથી. સરકારની અથવા મ્યુનિસિપાલીટીની દાણુચોરી કરવી, સ્ટાંપની ચોરી કરવી, તેમ જ ખરી પેદાશ છુપાવી થોડી પેદાશ ઉપર સરકારને કર આપવો તે પણુ અન્યાય છે. ખાતર પાડવું, કુંચી લાગુ કરવી, અથવા લૂંટ પાડવી તે પણુ અન્યાય કહેવાય છે. ગુણુવંત સાધુ મુનિરાજ, ભગવંત અને ગુરૂ મહારાજના અવર્ણવાદ બોલવા નહીં. તેમજ શુદ્ધ ધર્મના અવર્ણવાદ બોલવા નહીં અને કન્યાના પૈસા લઇ પોતે વિવાહ કરવો નહીં. આ શિવાય બહુ પ્રકારે

અન્યાય થઇ શકે છે. તે સર્વ ત્યાગ કરીને વ્યાપાર કરવો, તે માર્ગાનુસારીનું પ્રથમ લક્ષણ છે.

૨ **શિષ્ટાચાર**—જ્ઞાન અને ક્રિયાએ કરી ઉત્તમ આચરણવાલા મનુષ્યોના આચાર શિષ્ટાચાર કહેવાય છે. તેમાં લોક નિંદા કરે તેવું કાર્ય કરવું નહીં. રાજા દંડ કરે તેવું કામ કરવું નહીં. વેશ્યા તથા પરસ્ત્રીગમન ત્યજવું. જૂગટે રમવું નહીં. શિકાર કરવા જવું નહીં. ચોરી કરવી નહીં. ઘણી જીવહિંસા થાય તેવો વ્યાપાર કરવો નહીં. જેથી કોઇ માણસને નુકશાન થાય, કોઈનો જીવ જાય, એવું જૂઠું બોલવું નહીં; બની શકે તો સર્વ પ્રકારે જૂઠું બોલવું નહીં અને માંસ, મદિરા, તાડી, મધ, માખણ, કંદમૂલ વિગેરે અભક્ષ્ય પદાર્થો ખાવા નહીં.

૩ સરખા ધર્મ આચારવાલા સાથે વિવાહ કરવો, પણ એક ગોત્રી સાથે કરવો નહીં, હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં એક ગોત્રવાલા સાથે વિવાહ કરવાનો નિષેધ કર્યો છે. સ્ત્રી ભર્ત્તારનો ધર્મ એકજ હોય તો ધર્મ સંબંધી તકરાર ઉઠવાનો સંભવ રહે નહીં અને ધર્મકાર્ય કરવામાં પરસ્પર સાધનભૂત થઈ પડે.

૪ સર્વ પ્રકારના પાપથી ડરવું. કારણ કે, પાપ કરવાથી આલોકમાં નિંદા થાય અને બીજા ભવમાં નરકાદિ દુઃખ ભોગવવાં પડે.

૫ દેશાચાર પ્રમાણે વર્ત્તવું. જે દેશમાં વસતા હોઇએ, તે દેશમાં જે જે કામ કરવાથી નિંદાપાત્ર ન થવાય, તેવી રીતે વર્ત્તવું. વસ્ત્ર, આભૂષણ, અશન પાનાદિ દેશની રીતિ પ્રમાણે કરવું. જે દેશમાં જે વસ્ત્ર પહેરાતાં હોય તે છોડી અન્યદેશની રીતનાં પહેરવાં નહીં.

૬ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તેમજ રાજા, પ્રધાન, ભંડારી, કોટવાલ વિગેરે કોઈ પણ મનુષ્યના અવર્ણવાદ બોલવા નહીં.

૭ જે ઘરમાં બારી બારણાં વિગેરે પેસવા નીકલવાના અનેક રસ્તા હોય, તેવા ઘરમાં રહેવું નહીં. રહેવાથી ચોર પ્રમુખને આવવાનું તથા સ્ત્રીને ગેરવર્તણુક ચલાવવાનું સુગમ પડે.

૮ અશુદ્ધ સ્થાનકવાલા ઘરમાં વસવું નહીં. જે ઘરની જમીનમાં ઉધેઇ લાગેલી હોય, જે ઘરની નીચે હાડકાં તથા મુડદાં દાટેલાં હોય, અથવા મુડદાં બાળેલાં હોય, અથવા આસપાસ વેશ્યા, જુગારી, ચોર, કસાઇ વિગેરે રહેતા હોય, તેવાં ઘર વરજીને સારા પડોશમાં રહેવું. પાડોશી ધર્મબંધુ હોય તો સર્વોત્તમ સમજવું. અન્યમતાવલંબીના પાડોશથી તેમના આચાર વિચાર આપણામાં પ્રવેશ કરી જાય છે કે, જે ઘણો શ્રમ વેઠતાં પણ પાછલથી દૂર થઇ શકતા નથી અને પ્રાયે અનેક પાપબંધનમાં પડવું પડે છે.

૯ અતિ ગુપ્ત સ્થાનમાં રહેવું નહીં. રહેવાથી ગુણી પુરૂષને દાન દેવાનો

અવકાશ મળતો નથી. વળી આગ પ્રમુખના ભય વખતે જાન માલ બચાવવા મુશ્કેલ થઇ પડે છે.

૧૦ અતિ પ્રગટ સ્થાનમાં રહેવું નહીં. રહેવાથી સ્રીવર્ગ સંપૂર્ણ લજ્જા સાચવી શકતો નથી, વળી દ્વાર આગળ ઘોંઘાટ ચાલતો હોય તેથી સ્થિર ચિત્તે કાંઇ કાર્ય થતું નથી.

૧૧ સત્સંગ—ગુણી પુરુષનો સંગ કરવો. મુનિ મહારાજ, દેવગુરૂભક્તિકારક શ્રાવક અને પ્રમાણિક ગૃહસ્થોની સાથે જ વિશેષ પરિચય રાખવો. મિથ્યાત્વીનો સંગ કરવો નહીં; કરવાથી આપણી ધર્મબુદ્ધિ નષ્ટ થઇ જાય છે. સુસંગથી સારી બુદ્ધિ થાય છે. તેનાં સદાચરણ જોઇ આપણને પણ સદાચરણ ગ્રહણ કરવા અવકાશ મળે છે, જુગારી; લુચ્ચા, ચોર, વિશ્વાસઘાતી, ઠગ વિગેરેની સોબત કરવાથી તેવાં નીચ કૃત્યો કરવાનું વલણ સહેજ થઇ જાય છે. માટે તેવા અધર્મીઓનો ત્યાગ કરવો.

૧૨ માતા પિતાની આજ્ઞામાં રહેવું, તેમને પૂજનારા થવું, નિત્ય પ્રાતઃ કાળે તેમને વંદન કરવું. પરદેશ જતી વખતે અને આવીને પણ વિનય પૂર્વક પાદપૂજન કરવું. જો વૃદ્ધ થયાં હોય તો તેમને ખાવા પીવાની તેમ જ પહેરવા ઓઢવાની શક્તિ મુજબ તજવીજ રાખવી. કોઇ વખત ક્રોધ કરવો નહીં. કટુ વચન વાપરવાં નહીં, તેમના આદેશનું ઉલંઘન કરવું નહીં. કદાપિ ગેરવ્યાજબી, નહીં કરવા યોગ્ય કામ બતાવે તો મૌનવૃત્તિ ધરવી. અયોગ્ય કર્મ કરવાથી થતા ગેરફાયદા વિનય પૂર્વક સમજાવવા પ્રયત્ન કરવો. તેમનો આપણા ઉપર અવર્ણનીય ઉપકાર છે. માતાએ નવ માસ સુધી ઉદરમાં રાખી, ભાર વહન કરી અનેક વેદનાઓ આપણે માટે સહન કરી છે, વિષ્ટા મૂત્રાદિ મલીન તત્વોથી આપણું વારંવાર પ્રક્ષાલન કર્યું છે. વળી આપણે વ્યાધિ ભોગવતા હોઇએ તે વખતે ક્ષુધા, તૃષા વેઠી અનેક ઉપચારો કરી આપણું શુદ્ધબુદ્ધિથી પાલન કરે છે. આ શિવાય પરોક્ષ રીતે તેમના ઉપકારનો ઝરો નિરંતર વહ્યા જ કરે છે. માતા પિતા તો જગત્માં કલ્પવૃક્ષ સમાન છે. અંતિમ તીર્થંકર મહાવીરસ્વામી ત્રિશલાદેવીના ઉદરમાં આવ્યા પછી માતા દુઃખી થશે, એમ ધારી કિંચિત વખત અચલાયમાન રહ્યા; તેટલામાં તો માતાએ અનેક કલ્પાંત કરવા માંડ્યા; મૂર્છા ખાઇ ધરતી ઉપર ઢળી પડ્યાં ! તે જ વખતે ભગવંતે અભિગ્રહ કર્યો કે "માતા પિતા સ્વર્ગે ગયા પછીજ દીક્ષા ગ્રહણ કરીશ." અહો ! પુત્રની પૂજનીકબુદ્ધિ તરફ દ્રષ્ટિ કરો. રામ અને લક્ષ્મણ તેમ જ પાંડવોએ માતા પિતાની જે સેવા કરી છે, તેનું વર્ણન સહસ્ર જિહ્વાથી પણ કરવું મુશ્કેલ છે તેમના કરેલા ઉપકારનો બદલો આપણે વાળી શકવાના નથી, તો પણ નિરંતર તેમને ધર્મરસ્તે યોજવા પ્રયત્ન કરી ભક્તિ કરવી.

૧૩ જ્યાં સ્વરાજ્યનો અથવા પરરાજ્યનો ભય હોય, તેવા સ્થાનમાં રહેવું નહીં. રહેવાથી ધર્મની, ધનની તેમ જ શરીરની હાનિ થાય છે.

૧૪ પેદાશના પ્રમાણમાં ખરચ કરવું. પેદાશના ચાર વિભાગ કરવા. એક ભાગ ઘરમાં રાખવો, બીજો ભાગ વ્યાપારમાં રોકવો, ત્રીજો ભાગ પોતાના તથા કુટુંબના ખાવા પીવામાં અને વસ્ત્રાદિકમાં વાપરવો, ચોથો ભાગ ધર્મકાર્યમાં વાપરવો. એ પ્રમાણે પેદાશનો વ્યય કરવો. જો પેદાશ ઓછી હોય તો દેશમો ભાગ અથવા શક્તિ મુજબ દ્રવ્ય ધર્મ નિમિત્તે અવશ્ય વાપરવું. મહામહેનતે ઉદરપોષણ થતું હોય તો મન કોમળ રાખી ધર્મકાર્યમાં દ્રવ્ય વાપરનારની અનુમોદના કરવી.

૧૫ ધનને અનુસારે વસ્ત્રાભૂષણ પહેરવાં. થોડું દ્રવ્ય હોય અને ધનવાન્ જેવાં વસ્ત્ર પહેરવાથી તેમ જ વધારે દ્રવ્ય હોય અને ગરીબના જેવાં પહેરવાથી લઘુતા થાય છે.

૧૬ શાસ્ત્ર શ્રવણ કરવામાં ચિત્ત પરોવવું. બુદ્ધિના આઠ પ્રકારના ગુણ ઉપાર્જન કરવા. ૧ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા કરવી. ૨ શાસ્ત્ર સાંભળવું. ૩ તેનો અર્થ સમજવો. ૪ તે યાદ રાખવો. ૫ ઉહ—તેમાં તર્ક કરવો તે સામાન્ય જ્ઞાન. ૬ અપોહ—વિશેષ જ્ઞાન મેળવવું. ૭ ઉહાપોહથી સંદેહ ન રાખવો. ૮ તત્ત્વજ્ઞાન એટલે અમુક વસ્તુ આમજ છે, એવો નિશ્ચય કરવો. પૂર્વોક્ત રીતે શાસ્ત્ર શ્રવણ કરી પોતાના અવગુણ ત્યજવા ઉદ્યમવંત થવું.

૧૭ અજીર્ણ છતાં આહાર કરવો નહિ. ખાધેલી વસ્તુ પચી ન હોય ત્યાં સુધી બીજો આહાર કરવો નહીં. રોગ ઉત્પન્ન થાય તેવી વસ્તુ ખાવી નહીં. સ્વાદિષ્ટ વસ્તુ દેખી ગજા ઉપરાંત ખાવું નહીં.

૧૮ અકાલે ભોજન કરવું નહીં. ભોજન કરવાનો જે વખત નિર્માણ કરેલો હોય તે વખત ચુકવો નહીં.

૧૯ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગ સાધવા. ગૃહસ્થાવસ્થામાં જે સમય ધર્મ સાધનનો હોય, તે વખતે ધર્મ સાધવો. પૈસા ઉપાર્જન કરવાને સમયે તે કામ કરવું. ભોગ-ઉપભોગ ભોગવવાને સમયે તેમાં તત્પર રહેવું. ધર્મ-સાધન કરવાને સમયે દ્રવ્ય ઉપાર્જન કરવાનું સૂઝે તો ધર્મથી ચુકાય છે. સર્વ વસ્તુની પ્રાપ્તિ ધર્મથી જ થાય છે. ધર્મ ચુકયા તો ત્રણે વર્ગ હાથમાંથી ગયા સમજવા. માટે દિવસમાં ત્રણે વર્ગ સાધવાનો વખત બાંધી રાખવો; જેથી દ્રવ્ય પેદા કરવામાં તેમજ સંસારોચિત કાર્ય કરવામાં વિઘ્ન ન આવે; જગતમાં નિંદા ન થાય અને ધર્મસાધન રૂડી રીતે થાય એમ વર્ત્તવું.

૨૦ મુનિરાજ મહારાજનું દાન દેવા રૂપ આતિથ્ય વિનય પૂર્વક કરવું;

દુઃખી જનને અનુકંપાદાન દેવું; મુનિની સેવાભક્તિ કરવામાં કુશલ રહેવું અને અહંકાર રહિતપણે દાન દેવું.

૨૧ જિનમતને વિષે સન્માન પૂર્વક રાગ ધરવો. ખોટો હઠ–કદાગ્રહ કરવો નહીં.

૨૨ ગુણીજનનો પક્ષ કરવો, તેમની સાથે સૌજન્યતા અને દાક્ષિણ્યતા વાપરવી. જે જે સુકાર્ય કરવાનાં હોય, તે તે વાનરની પેઠે ચપલતાથી નહીં પણ સ્થિરતાથી કરવાં. નિરંતર પ્રિયભાષિત થવું. કોઇને દુઃખ લાગે તેવું બોલવું નહીં. પોતાના તેમ જ પારકાના આત્માને ઉપકાર કરવાની બુદ્ધિ રાખવી; ગુણી પુરૂષના અનુયાયી થઇને વર્ત્તવું.

૨૩ જે દેશમાં જવાની શાસ્ત્રકાર આજ્ઞા ન આપતા હોય, અથવા રાજાની મના હોય, તે દેશમાં ઉદ્ધતાઈ કરી જવું નહીં; તેમજ જે કાલે જે કાર્ય કરવાની આજ્ઞા ન હોય, તે કાલે તે કાર્ય કરવું નહીં. જેમ કે ઉષ્ણુકાલમાં ખેતી કરે તો થાય નહીં. ચોમાસામાં શીત પદાર્થ ખાવા પચે નહીં અને સમુદ્ર પર્યટન કરવાથી નુકશાન થાય. યવનના મુલકમાં જવાથી અભક્ષ્ય વસ્તુ જબરાઇથી ખવરાવે અને જબરાઇથી ધર્મભ્રષ્ટ કરે, તેવા દેશમાં જવું નહીં. વલી પોતાનું બલ તપાસી કામ કરવું; કારણ કે શક્તિ ઉપરાંત કાર્ય કરવાથી ધનની તેમ જ તનની હાનિ થવાનો સંભવ છે.

૨૪ વ્રતને વિષે સ્થિર ચિત્તવાલા અને જ્ઞાને કરી સાવધાન એવા પુરૂષની પૂજા કરવી. આત્મહિતાર્થે તેમની પાસેથી જ્ઞાન સંપાદન કરવું અને તેમની પ્રવૃત્તિ પ્રમાણે વર્તવું.

૨૫ પોષણ કરવા યોગ્ય સ્વકુટુંબનું આહાર વસ્ત્રાદિકથી પોષણ કરવું.

૨૬ દરેક કાર્યારંભ કર્યા પહેલાં શુભ અશુભ પરિણામ દીર્ઘદૃષ્ટિથી વિચારવું અને પછી કાર્યારંભ કરવો.

૨૭ વિશેષજ્ઞ એટલે સામાન્ય અને વિશેષને ઓળખતાં શીખવું અથવા તેના જાણકાર થવું.

૨૮ લોકવલ્લભ એટલે સર્વ લોકને વલ્લભ લાગે તેવું કામ કરવું. કોઇને દૂભવવું નહીં. અનીતિથી તેમજ ધર્મવિરૂદ્ધ આચરણથી લોકમાં વ્હાલા થવાની ઇચ્છા રાખવી નહીં.

૨૯ લજ્જાવાન્ થવું. નિર્લજ્જ કાર્ય કરવું નહીં.

૩૦ વિનયવંત થવું. દેવ, ગુરૂ, સુશ્રાવક, કુટુંબી, મહેતાજી, કલા શીખવનાર તથા રાજા પ્રધાનાદિક શેઠ, શાહુકાર જે કોઇ ગુણે કરી, ધને કરી, પદવીએ કરી અને વયે કરી અધિક હોય તે સર્વેનો યથોચિત વિનય કરવો.

૩૧ દુઃખી મનુષ્ય ઉપર દયા કરવામાં કુશલ રહેવું. જેમ બને તેમ હિંસાનું કામ કરવું નહીં.

૩૨ સૌમ્યદ્રષ્ટિ રાખવી. કોઈ વખત કષાયવાલી પ્રકૃતિ ધારણ કરવી નહીં કે, જેથી અન્યને આપણા ઉપર દ્વેષ જાગે.

૩૩ છ વૈરીને જીતવા. ૧ કામ એટલે સ્ત્રીસેવા. પરસ્ત્રીનો સર્વથા ત્યાગ કરવો. પોતાની સ્ત્રીનું પણ જેમ રોગાર્ત્ત પુરૂષ, ઔષધ ખાવાની જરૂર પડે; ને ખાય તેમ રૂતુસ્નાનને અવસરે કેવલ ચિત્તની ઉપાધિ ટાલવા નિમિત્તે સેવન કરે; ભાવના તો છોડવાની જ રાખવી. શ્વાનની પેઠે નિરંતર અથવા એક રાત્રિમાં ઘણી વખત સ્ત્રીસંગ કરવો એ ઉત્તમ પુરૂષોનું લક્ષણ નથી. નિત્ય સેવવાથી પોતાનું તથા સ્ત્રીનું શરીર નિર્બલ થતું જાય છે; વલી એવી કુટેવને લીધે સ્ત્રીના વિરહ સમયે પરસ્ત્રી સેવવાની બુદ્ધિ થઇ આવે છે, આ દુનિયામાં લઘુતા પ્રાપ્ત થાય છે, કોઇ વિશ્વાસ કરતું નથી, રાજા જાણે તો દંડ કરે છે અને આવતા ભવમાં નરકનાં દુઃખ ભોગવવાં પડે છે; માટે જેમ બને તેમ કામને વશ કરવો. ૨ ક્રોધ—કોઇના ઉપર ક્રોધ કરવો નહીં; સર્વ પ્રાણી ઉપર સમભાવ ધારણ કરવો; એક ક્રોડપૂર્વ સુધી સંયમ પાળી ઉપાર્જન કરેલું ફલ ક્રોધ કરવાથી ક્ષણ વારમાં નષ્ટ થઈ જાય છે અને કુગતિના ભાજન થવું પડે છે; હલાહલ વિષ ખાધું હોય તેથી એક વખતજ મરણ થાય છે, પણ ક્રોધરૂપી હલાહલને વશ થયેલા પ્રાણીનું અનંતીવાર મૃત્યુ થાય છે; માટે નિરંતર ક્ષમા ગુણ ધારણ કરતાં શીખવું. ૩ લોભ—લોભી મનુષ્યનું ચિત્ત સદાકાલ ફિકરમાં ભમ્યા કરે છે. તેને કોઇ પણ પ્રકારે સંતોષ ઉત્પન્ન થતો નથી. વલી લોભને વશ થવાથી પ્રાણી નહિ કરવા યોગ્ય કર્મ કરવા તત્પર થાય છે તેથી આ દુનિયામાં હીલના થાય છે અને પરભવમાં પણ દુઃખ ભોગવવાં પડે છે. માટે જે અવસરે જે મલે તેથી સંતોષવૃત્તિ રાખવી અને નીતિથી ઉદ્યમ કરવો. પૂર્વે જેવું પુન્ય ઉપાર્જન કર્યું હોય તેવું આ ભવમાં મલે છે, લોભ કરવાથી વિશેષ મલતું નથી. એવો વિચાર કરી સંતોષ પકડવો. સંતોષથી જ લોભ જીતાય છે. ૪ માન—માનદશા ધરવાથી જગતમાં લઘુતા પ્રાપ્ત થાય છે, લોકો અહંકારીનું ઉપનામ આપે છે, ગુરૂનો અને વડીલનો વિનય થતો નથી; વિદ્યા કલા આવડતી નથી અને મનુષ્ય ભવ પામ્યા છતાં પણ ધર્મ સાધી શકાતો નથી, માટે માન તજી દઇ ગંભીરતા ધારણ કરવી. ૫ હર્ષ—કોઈ પણ કાર્યમાં અત્યંત હર્ષ ધારણ કરવો નહીં. હર્ષ કરવાથી ગર્વને પગથીએ ચઢતાં વાર લાગતી નથી. આ સંસારમાં સર્વ વસ્તુઓ ક્ષણિક છે. શરીર આજે સુખી દેખાય છે અને કાલે અનેક વ્યાધિથી વીંટાઇ જાય છે. લક્ષ્મી ચપલ છે; આજે

જે ઘરમાં લક્ષ્મી શોભી રહી છે તે ઘરમાં બીજે દિવસે ભૂત વાસો કરી રહે છે ! માટે આવા અસ્થિર પદાર્થો પૂર્વકૃત પુન્યને લીધે પ્રાપ્ત થયા હોય તો તેનો સદુપયોગ કરવો; પણ અત્યંત હર્ષિત થઇ ગર્વ કરવો નહીં. ૬ મદ–મદ આઠ પ્રકારના છે. જાતિમદ, કુલમદ, બલમદ, રૂપમદ, રૂદ્ધિમદ, લાભમદ, તપશ્ચર્યાનો મદ અને વિદ્યાનો મદ. જાતિનો મદ કરવાથી નીચ જાતિમાં ઉત્પન્ન થાય છે, કુલમદ કરવાથી નીચગોત્ર બંધાય છે. બલનો મદ કરવાથી આવતે ભવે નિર્બલપણું પ્રાપ્ત થાય છે. રૂપનો મદ કરવાથી કુરૂપપણું પ્રાપ્ત થાય છે. ધનનો તથા ઠકુરાઇનો મદ કરવાથી પરભવે દરિદ્રિ થાય છે. જેમ જેમ મલતું જાય, તેમ તેમ વધારે લોભ કરે અને મનમાં ધારે કે હું તો ખોવાનો જ નહી, જે જે વ્યાપાર કરીશ તેમા પેદા જ કરીશ ! એવા આજીવિકા મદ ધરનાર મનુષ્યને કોઈ વખત એવો ધક્કો લાગે છે કે, સર્વ દિવસનું પેદા કરેલું એક દિવસમાં ચાલ્યું જાય છે ! અને નિર્ધનાવસ્થા પ્રાપ્ત થાય છે. માટે લોભનો મદ કરવો નહિ. તપશ્ચર્યાનો મદ કરવાથી તપ નિષ્ફલ થાય છે. વિદ્યાનો મદ કરવો નહી. વિદ્યાનો મદ કરનાર મનુષ્ય પોતાથી અધિક વિદ્રાનને માન આપી શકતો નથી, પણ તેની અવગણના કરે છે અને પોતે વધારે જ્ઞાન સંપાદન કરી શકતો નથી. ગર્વિષ્ટ હોવાથી શંકા પડે તે પણ બીજાને પૂછી શકતો નથી. એમ ધીરે ધીરે પોતાની વિદ્યા ખુએ છે અને આવતા ભવમાં અજ્ઞાની થાય છે. માટે વિવેકી માણસે આ આઠ પ્રકારના મદ ત્યજવા.

૩૪ કૃતજ્ઞતા–પોતાને કોઇએ કરેલા ઉપકારને ભૂલવો નહી. સમય આવે કરેલા ઉપકારનો બદલો વાળવો.

૩૫ પાંચ ઇંદ્રિને વશ કરવામાં તત્પર રહેવું. ઇંદ્રિઓ મોકળી મૂકવાથી આલોકમાં પણ બહુ નુકશાન થાય છે. જેમ કે સ્પર્શેંદ્રિયનું સુખ ભોગવવા સારૂ હસ્તિ બંધનમાં પડે છે. રસનેંદ્રિયના વિષયથી માછલાંઓ પ્રાણ વિમુક્ત થાય છે. ઘ્રાણેંદ્રિયના વિષયથી ભ્રમર કમલ ઉપર બેસે છે અને સૂર્ય અસ્ત થયે કમલ મીંચાઇ જવાથી અંદર ગોંધાઇ રહે છે. ચક્ષુઇંદ્રિયને વશ થવાથી પતંગીઆં દીવામાં પડી જીવ ખુએ છે. શ્રોત્રેંદ્રિયના વિષયથી હરણ પારધીને વશ થઇ જાય છે. એવી રીતે એક એક ઇંદ્રિયને છુટી મૂકવાથી પ્રાણ જાય છે, ત્યારે પાંચે ઇંદ્રિઓના વિષયમાં લુબ્ધ થવાથી પરભવમાં કેવા દુઃખ ભોગવવાં પડે ? તેનું વર્ણન તો જ્ઞાની મહારાજજ કરી શકે. માટે યથાશક્તિ વિષયનો સંકોચ કરવો.

આ પ્રમાણે માર્ગાનુસારીના પાંત્રીસ ગુણ જે પુરૂષમાં હોય, તે પુરૂષ ધર્મને યોગ્ય જાણવો. આવા ગુણથી મનુષ્ય સમકિતવંત થાય છે, શ્રાદ્ધધર્મ અને મુનિધર્મને પામે છે અને અંતે મુક્તિ સુખને મેળવે છે.

२१ प्रश्नः—समकित ए शुं छे ?

ઉત્તર:—સમકિતના ઘણા પ્રકાર છે, પણ અલ્પમાત્ર કહું છું. સમકિતના મુખ્ય બે પ્રકાર છે.

૧ વ્યવહાર સમકિત તે આગલ કહેલા અઢાર દૂષણ રહિત ઋષભાદિ ચોવીશ તીર્થંકરને શુદ્ધ દેવ તથા તરણ તારણ જહાજ રૂપ માનવા. જે દેવ સંસાર થકી તર્યા નથી, તેવાને દેવબુદ્ધિએ માનવા નહીં; પ્રભુએ મુનિનો જે માર્ગ બતાવ્યો છે, તે માર્ગે ચાલનારને ગુરૂબુદ્ધિએ ગુરૂ માનવા; સાધુ અને શ્રાવકનો ધર્મ પ્રભુએ જે પ્રમાણે બતાવ્યો છે, તે ધર્મનેજ ખરો માનવો. આ ત્રણ તત્ત્વ ઉપર શ્રદ્ધા રાખવી તે વ્યવહાર સમકિત.

૨ નિશ્ચય સમકિત. તે પ્રથમ પોતાના આત્માનું સ્વરૂપ અને પુદ્ગલનું સ્વરૂપ જાણવું. આત્મામાં ચેતન ગુણ છે અને પુદ્ગલમાં જડ ગુણ છે. તેથી આત્મામાં સર્વ પદાર્થ જાણવાની શક્તિ છે, પણ કર્મે કરીને આત્મા અવરાયો છે તેથી હાલ સંપૂર્ણ ભાવ જાણી શકતો નથી. એવો નિર્ધાર થવાથી જે જે બાહ્ય પદાર્થો છે, તેના ઉપરથી મોહનો નાશ કરે છે. ફક્ત આત્મગુણમાં આનંદ માને છે. જે સંસારી આનંદ છે, તે સર્વે અસ્થિર આનંદ છે અને તેને ખરો આનંદ માનવાથી કર્મબંધ થાય છે ને દુર્ગતિમાં તેનાં દુઃખ ભોગવવાં પડે છે. આત્માનું જ્ઞાન જેમ જેમ નિર્મલ થતું જાય છે તેમ તેમ સાંસારિક કાર્યમાં મગ્નતા ઘટતી જાય છે. કર્મના યોગે જે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે, તેને કર્મનાં ફલ જાણીને રાગ દ્વેષ કરતા નથી. પુદ્ગલને સંયોગે કર્મ બાંધ્યાં છે તે ભોગવાય છે; એમ વિચારે છે. આ પ્રમાણે ચિત્તની સુંદરતા થાય છે, પરંતુ વિશેષ વિશુદ્ધિ નથી થઇ તેથી સંસારને છોડી શકતો નથી. શ્રાવકનાં વ્રત પણ લઈ શકતો નથી, પણ લેવાની ભાવના રાત દિવસ બની રહેલી છે. અનંતાનુબંધી કષાયની ચોકડી તથા સમકિતમોહની, મિશ્રમોહની અને મિથ્યાત્વમોહની એ સાત પ્રકૃતિનો ઉપશમ ક્ષયોપશમ અને ક્ષય થયો છે. એવા જીવોને સમકિતની પ્રાપ્તિ થાય, તે નિશ્ચય સમકિત કહીએ.

૨૨ પ્રશ્ન:—નિશ્ચય સમકિતદૃષ્ટિને વ્યવહાર સમકિત હોય કે નહીં ?

ઉત્તર:—ઘણું કરીને હોય.

૨૩ પ્રશ્ન—વ્યવહાર સમકિતવાલાને નિશ્ચય સમકિત હોય કે નહીં ?

ઉત્તર:—હોય પણ ખરૂં અને ન પણ હોય.

૨૫ પ્રશ્નઃ—એકલા વ્યવહાર સમકિતથી શું લાભ થાય ?

ઉત્તર:—વ્યવહાર સમકિત નિશ્ચય સમકિતનું કારણ છે. દેવ ગુરૂની શ્રદ્ધા થઈ એટલે ગુરૂ મહારાજની સેવા કરે. ગુરૂમહારાજ ધર્મ સંભળાવે એટલે પોતાના આત્માનું તથા પુદ્ગલનું સ્વરૂપ જાણે. એમ કરતાં કરતાં અનુક્રમે નિશ્ચય સમકિત થાય.

૨૫ પ્રશ્ન:—દેવની ભક્તિ શી રીતે કરે ?

ઉત્તર:—દેવ હાલ વિચરતા નથી, પરંતુ તેમની મૂર્ત્તિ છે તે આપણને આધારભૂત છે. તેથી પાષાણની, ધાતુની, રત્નની, કાષ્ટની અને દાંતની; જેવી પોતાની શક્તિ હોય તેવી ભગવંતના આકારવાળી મૂર્ત્તિ કરાવે. યથાશક્તિ સુંદર ચૈત્ય બંધાવે અને આચાર્ય મહારાજ પાસે તે પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવીને તેની ભક્તિ કરે અથવા પૂર્વ પુરૂષોએ એવાં બિંબ પધરાવેલાં હોય છે, તેમની અષ્ટ દ્રવ્યે કરીને પૂજા કરે તથા તેમની સમીપે ભલે પ્રકારે ગુણગ્રામ કરે.

૨૬ પ્રશ્ન:—પ્રતિમાને પૂજવાથી શું લાભ થાય ? પ્રતિમા કાંઈ ભગવાન્ નથી તો તેને કેવા ભાવથી પૂજવી ?

ઉત્તર:—ભગવંત ધર્મ પ્રકાશી ગયા છે. તેને આધારે ધર્મનું સ્વરૂપ-આત્માનું સ્વરૂપ જાણ્યું છે તેથી તેઓ ઉપગારી પુરૂષ છે. તે ઉપગારી પુરૂષ તો નિર્વાણ પામ્યા છે, ત્યારે પ્રતિમાજીમાં તેમના નામનો આરોપ કરીને ભક્તિ કરવી. જેમ આપણા વડીલની અથવા માન્ય પુરૂષની છબી હોય છે અને તેના કોઇ ગુણગ્રામ કરે છે, તો આપણે ખુશી થઇએ છીએ અને તેની કોઈ લઘુતા કરે છે તો આપણે દિલગીર થઇએ છીએ. વળી હાલમાં રાજ્યકર્ત્તા મહારાણી વિકટોરિયાની તથા બીજા ગવર્નર જનરલ, ગવર્નર અને પ્રતિષ્ઠિત અધિકારીઓની છબી તથા બાવલાંઓ સ્થાનકે સ્થાનકે બેસારેલાં દૃષ્ટિએ પડે છે અને તેમ કરેલું જોઈને તે અધિકારી તથા તેમના ઉપર પ્રીતિભાવ ધરાવનારા લોકો રાજી થાય છે અને તે અધિકારી પોતાને માન મળ્યું સમજે છે. તેમ આપણે પણ ભગવંતની મૂર્ત્તિ બેસારવાથી તેમને માન આપીએ છીએ. તેમને માન આપવાનું મન થયું તે શુભ અધ્યવસાયનું લક્ષણ છે અને તેથી જીવ મોટું પુન્ય ઉપાર્જન કરે છે. જેઓ જૈન નામ ધરાવીને ઢુંઢીઆ કહેવાય છે. તેઓ પ્રતિમાને પૂજતા નથી તે તેમની અજ્ઞાનતા છે. તેઓ જૈનશાસ્ત્રને માનવાનું કહે છે પણ તેઓ શાસ્ત્રમાં કહ્યું છે તેમ કરતા નથી. આ બાબતના દાખલા 'શ્રી પ્રતિમાશતક ગ્રંથ'માં ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ ઘણા આપેલા છે. તથા સમકિતશલ્યોદ્ધાર નામે ગ્રંથ છપાયેલ છે, તેમાં પણ ઘણા દાખલાઓ છે. તેથી અહિં વિસ્તારથી લખતો નથી. ભગવંત વિચરતા હતા તે વખતની પ્રતિષ્ઠિત કરેલી પ્રતિમાજી હાલમાં વિદ્યમાન છે અને ઢુંઢક મત તો આધુનિક નીકળેલો છે ત્યારે જો પ્રતિમા પૂજવાનું અયોગ્ય હોય તો ભગવંત છતાં કેમ બને ? ત્યાર પછી પણ ઘણા આચાર્યો થયા છે. જેમના ઉપદેશથી ઘણા શ્રાવકોએ પ્રતિમાજી કરાવ્યાં તથા અનેક પ્રકારે પૂજા કરી. ગૃહસ્થાવાસમાં રહેલા શ્રાવક ભાઈઓને ભગવંતને ગુણગ્રામ કરવા સારૂ અનુકૂલતા ભરેલી જગ્યા જોઇએ તે દેરાસરજી છે અને તેની અંદર ભગવંતના ગુણનું સ્મરણ થવા સારૂ જિન-

બિંબની સ્થાપના કરેલી છે. તેમની આકૃતિ એવી સૌમ્ય છે કે, જેને જોવાથી ભગવંતના ગુણ સાંભરે છે. પોતાના વડીલની અથવા માનનીય પુરૂષની છબી અથવા તેમની કોઈ વસ્તુ પડી હોય છે તો તેને જોઈને તે પુરૂષ અને તેના ગુણો જેમ સ્મરણમાં આવે છે; તેમ ભગવંતની મૂર્તિ જોઈને પણ થાય છે. પ્રતિમાજીનું મુખ જોઈને વિચારે છે કે, આ મુખ કેવું છે ? જે મુખે કોઈના અવર્ણવાદ, મૃષાવાદ કે, હિંસાકારી વચન બોલાએલાં નથી. તેમાં રહેલી જીવ્હાવડે રસનેંદ્રિયના વિષયોનું સેવન કરેલું નથી, પણ આ મુખવડે ધર્મોપદેશ દઈને અનેક ભવ્ય પ્રાણીઓને સંસાર સમુદ્રમાંથી તાર્યા છે; માટે આ મુખને ધન્ય છે. આ નાસિકાવડે સુરભિગંધ દુરભિગંધ રૂપ ઘ્રાણેંદ્રિયના વિષયોનું સેવન કર્યું નથી. આ ચક્ષુઇંદ્રિયવડે પાંચ વર્ણ રૂપ વિષયોને સેવ્યા નથી, કોઈ સ્ત્રીના ઉપર કામવિકારની નજરે જોયું નથી તેમ કોઈની સામે દ્વેષની નજરે પણ જોયું નથી. માત્ર વસ્તુસ્વભાવ અને કર્મની વિચિત્રતા વિચારીને સમભાવે રહેલા છે. તેથી એવાં નેત્રને ધન્ય છે. આ કર્ણે કરીને વિચિત્ર પ્રકારના રાગ રાગણી સાંભળવા રૂપ તેના વિષયનું સેવન કરેલું નથી, પરંતુ પ્રિય અપ્રિય જેવા શબ્દો કાને પડયા તેવા સમભાવે સાંભળ્યા છે. આ શરીરવડે કોઈ જીવની હિંસા કે અદત્તગ્રહણ વિગેરે કર્યું નથી. માત્ર જીવરક્ષા કરી છે અને કોઈ જીવ દુઃખ પામે નહીં તેમ વર્ત્યા છે. ગ્રામાનુગ્રામ વિહાર કરી ભવ્યજીવોને સંસારના દુઃખમાંથી ઉદ્ધર્યા છે અને પોતે કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાન કેવલદર્શન પ્રગટ કર્યું છે માટે આ પ્રભુને ધન્ય છે. એઓ પરમ ઉપગારી છે. તેથી તેમની જેટલી ભક્તિ કરી શકું તેટલી કરવા યોગ્ય છે. આવી સુંદર ભાવના ભગવંતની મુદ્રા દેખવાથી ઉત્પન્ન થાય છે. ઉત્તમ પ્રાણીઓ એવા પ્રભુની જલ, ચંદન, કેસર, બરાસ, પુષ્પ, ધુપ, દીપ, ફલ, નૈવેદ્યવડે પૂજા કરે છે. તથા આભૂષણો ચડાવે છે. એ પ્રમાણે પૂજા કરવામાં યથાશક્તિ દ્રવ્યનો વ્યય કરતાં ચિંતવે છે કે, હું જે દ્રવ્ય પેદા કરૂં છું, તે પેદા કરતાં અનેક પ્રકારનાં પાપ લાગે છે. વળી તે ધન સંસારી કાર્યમાં વાપરૂં છું તેથી પણ ઉલટી પાપની વૃદ્ધિ કરૂં છું. મ્હારે આ ધનમાંથી મ્હારા પ્રાણમ પહોંચે તેટલું ધન જો હું પ્રભુભક્તિમાં વાપરૂં તો તેનાથી પાપ બંધાતું અટકે અને પુન્યબંધ થાય. વળી આ ધન પ્રતિ મ્હારૂં નથી. મ્હારી સાથે આવવાનું નથી. મ્હારો ને એનો સ્વભાવ ભિન્ન છે. હું ચેતન છું. આ જડ છે. માટે મ્હારે એના ઉપરથી મૂર્છા ઉતારવી તે યોગ્ય છે. વળી વિચારે છે, હું પ્રભુની ભક્તિ કરીશ તો, તે જોઈને બીજા જીવો તેની અનુમોદના કરશે. વળી કેટલાએક ભાગ્યશાળી જીવો ભક્તિ કરવાને તત્પર થશે તો તેમાં કારણીક હું થઈશ. એટલે પ્રભુભક્તિ કરતાં અનેક પ્રકારના લાભ થશે ઉત્તમ જીવો પ્રથમ દ્રવ્યપૂજા કરીને પછી ભાવપૂજા કરે છે એટલે તે આવીને

ભગવંતના ગુણુ વિચારે છે અને પ્રભુના ગુણુને વિચારીને તેનું પોતાના આત્માની સાથે મિલાન કરે છે કે, અહો ! પ્રભુ અરાગીને હું રાગી, પ્રભુ અદ્વેષી ને હું દ્વેષી, પ્રભુ અક્રોધી ને હું ક્રોધી, પ્રભુ અમાની ને હું માની, પ્રભુ અમાયી ને હું માયી, પ્રભુ અલોભી ને હું લોભી, પ્રભુ અકામી ને હું કામી, પ્રભુ નિર્વિષયી ને હું વિષયી, પ્રભુ આત્માનંદી ને હું સંસારાનંદી, પ્રભુ અતીંદ્રિય સુખના ભોગી ને હું પુદ્ગલનો ભોગી, પ્રભુ સ્વસ્વભાવી ને હું વિભાવી, પ્રભુ અજર ને હું સજર, પ્રભુ અક્ષય ને હું ક્ષયસ્વભાવવાલો, પ્રભુ અશરીરી ને હું શરીરવાલો, પ્રભુ અનિંદક ને હું નિંદક, પ્રભુ અચલ ને હું ચલ, પ્રભુ અમર ને હું મરણુ સહિત, પ્રભુ નિદ્રારહિત ને હું નિદ્રાસહિત, પ્રભુ નિર્મોહી ને હું સમોહી, પ્રભુ હાસ્યરહિત ને હું હાસ્યયુક્ત, પ્રભુ રતિએ રહિત ને હું રતિએ સહિત, પ્રભુ અરતિ રહિત ને હું અરતિ સહિત, પ્રભુ શોકરહિત ને હું શોક સહિત, પ્રભુ ભયરહિત ને હું ભયસહિત, પ્રભુ દુગંછારહિત ને હું દુગંછાયુકત, પ્રભુ નિર્વેદી હું સવેદી, પ્રભુ અકલેશી ને હું સકલેશી, પ્રભુ હિંસાએ રહિત ને હું હિંસાનો કરવાવાલો, પ્રભુ વચને રહિત ને હું મૃષાવાદી, પ્રભુ ઇચ્છિારહિત ને હું અનેક પ્રકારની ઇચ્છિાવાલો, પ્રભુ અપ્રમાદી ને હું સપ્રમાદી, પ્રભુ આશારહિત ને હું આશાનો ભરેલો, પ્રભુ સર્વ જીવને સુખના દાતા ને હું અનેક જીવોને દુઃખનો દેનાર, પ્રભુ અવંચક ને હું સવંચક–બીજાઓને ઠગનારો, પ્રભુ સર્વના વિશ્વાસપાત્ર ને હું અવિશ્વાસનું પાત્ર, પ્રભુ આશ્રવ રહિત ને હું આશ્રવનો ભરેલો, પ્રભુ નિઃપાપ ને હું સપાપ, પ્રભુ પરમાત્મપદને પામેલા ને હું બહિરાત્માપણે વર્ત્તતો, પ્રભુ કર્મરહિત ને હું કર્મસહિત. આ પ્રમાણે ભગવંત અનેક પ્રકારના ગુણે કરીને સંયુકત છે અને હું સર્વ પ્રકારના દુર્ગુણોએ ભરેલો છું. તેથી આ સંસારમાં પરિભ્રમણુ કરૂં છું. આજે ભાગ્યના ઉદયથી આ પ્રભુની મૂર્ત્તિ મેં જોઈ અને તેના આલંબનવડે મને પ્રભુના ગુણનું સ્મરણુ થયું તથા મ્હારા અવગુણુ સમજવામાં આવ્યા, તો હવે હું મ્હારા અવગુણુ ટાળવાનો ઉદ્યમ કરૂં, પ્રભુ જે રસ્તે ચાલ્યા તે રસ્તે હું ચાલું અને પ્રભુ જેમ વર્ત્યા તેમ હું વર્ત્તુ. આ પ્રમાણેની ભાવના ભાવતાં–ભાવ પૂજા કરતાં પ્રાણી પોતાના કર્મનો ક્ષય કરે છે, શુદ્ધ સમકિતને પ્રાપ્ત કરે છે અને યાવત્ મોક્ષસુખને પણુ પામે છે. માટે જિનપ્રતિમાની પૂજા કરવાથી ઉપર પ્રમાણે લાભ જાણીને સર્વ ભવ્ય જીવોએ યથા શક્તિ જિનેશ્વરની ભક્તિ કરવી.

૧૭ **પ્રશ્ન**:—સામાન્ય પ્રકારે જિનભક્તિની રીત તથા લાભ તમે બતાવ્યા, પરંતુ અનુક્રમે દરરોજ કેવી રીતે ભક્તિ કરવી તે કહો ?

**ઉત્તર**:—દિવસમાં ત્રણુ વાર જિનમંદિરે જવું. તેમાં પ્રાતઃકાલે વાસક્ષેપવડે પૂજા કરવી, મધ્યાન્હે જલ ચંદનાદિક અષ્ટદ્રવ્યથી, સત્તર પ્રકારથી અથવા

જવી શક્તિ હોય તે પ્રમાણે વિશેષ દ્રવ્યથી પૂજા કરવી અને સંધ્યાયે ધૂપપૂજા તથા દીપપૂજા કરવી. આ પ્રમાણે ત્રણકાલ જિનપૂજા કરવી. તેમાં મધ્યાન્હની પૂજા પ્રભુને અંગે ફરસીને કરવાની છે તેથી ન્હાવું જોઇએ. ન્હાઈને શુદ્ધ થયા શિવાય પ્રભુનો સ્પર્શ કરવો ઘટિત નથી. આપણું શરીર મલિન હોય છે તે ન્હાવાથી શુદ્ધ થાય છે. માટે નિર્જીવ જગ્યા જોઇને શરીરની શુદ્ધિ થઇ શકે તેટલા જલવડે ન્હાવું, વધારે પાણી ઢોલવું નહીં. વધારે પાણી ઢોલવાથી અસંખ્ય અપકાય જીવોની વિના કારણે વિરાધના થાય છે. ન્હાવા પછી શુદ્ધ વસ્ત્રવડે શરીર સાફ કરવું. પછી સુંદર, શોભીતાં, સાંસારિક કાર્યમાં નહિં વાપરેલા અને ધોયેલાં વસ્ત્ર ધારણ કરવાં. વગર ધોયેલાં વસ્ત્ર પહેરીને પૂજા કરવાથી નીવીનું પ્રાયશ્ચિત કહેલું છે. પછી પોતાની શક્તિના પ્રમાણમાં યોગ્ય આભરણો ધારણ કરવાં અને જિનપૂજાને માટે જલ, ચંદન, પુષ્પાદિક શુદ્ધ દ્રવ્યો લઇને જિનમંદિરે જવું. જિનમંદિરના પ્રથમ દ્વારમાં પેસતાં ' નિસીહિ ' કહેવી. ત્યારથી સંસારી વ્યાપારનો નિષેધ કર્યાનું સમજવું. એટલે દેરાસરની અંદર વ્યાપાર રોજગાર સંબંધી વાતચીત પણ કરવી નહીં. ફક્ત જિનમંદિર સંબંધી કાર્યમાંજ ચિત્ત પરોવવું દેરાસરમાં કાંઈ કામ ચાલતું હોય તો તેની તપાસ કરવી, કાંઇ આશાતના થએલી હોય તો તે ટાલવી અને દેરાસરના નોકર ચાકરના કામકાજ તરફ નજર કરવી. પછી જ્યારે ભગવંતની મૂર્તિ દૃષ્ટિએ પડે, ત્યારે બે હાથ જોડી નમસ્કાર કરવો અને રંગમંડપમાં પેસતાં બીજીવાર 'નિસીહિ' કહેવી. અહિંથી જિનમંદિર સંબંધી વ્યાપારનો પણ ત્યાગ કર્યાનું સમજવું અને જિનપૂજા સંબંધી કાર્યમાં પ્રવર્ત્તવું. પ્રથમ પોતાના હાથ ધોઇને સુવર્ણના, રૂપાના, અન્ય ધાતુના અથવા મૃત્તિકાના પોતાની શક્તિ અનુસારે જેવા કલશ હોય તેવા કલશમાં નિર્મલ જલ ભરવું. પ્રભુના શરીર ઉપરથી આભરણાદિ ઉતારવાં, તે અવસરે ચિંતવવું કે, ભગવંતે આ પ્રમાણે આભુષણો ઉતારીને સંયમ ગ્રહણ કર્યું હતું. પછી મોરપીંછીવડે પ્રભુના શરીરની પ્રમાર્જના દૃષ્ટિપૂર્વક કરવી. કીડી વિગેરે જંતુઓનો પ્રચાર થયો હોય તો તે દૂર કરીને કલશ વડે અભિષેક કરવો. પછી વસ્ત્રના પોતાવડે કેશર ઉતારવું. તેનાથી ન નીકલી શકે તેવું કેશર વાલાકુંચી વડે દૂર કરવું. પછી પંચામૃતનો અભિષેક કરીને સુકુમાલ, સુંદર અને ધોએલા ઉજ્વલ વસ્ત્રવડે પ્રભુનું શરીર જલરહિત કરવું. પછી ઉત્તમ ચંદન, કેશર, બરાસાદિવડે નવ અંગે પૂજા કરવી અને જીવજંતુ રહિત, સડયા વિનાનાં, ભૂમિને નહી ફરશેલાં, અશુચિના સંસર્ગ વિનાનાં અને સુગંધીવાલાં મોગરા વિગેરેનાં પુષ્પો ચડાવવાં. પછી મુગટ કુંડલાદિ આભરણો પહેરાવવાં. ત્યારપછી અગર, સેલારસ વિગેરે સુગંધી વસ્તુઓથી બનાવેલો દશાંગધુપ કરવો. ફાનસમાં દીપક રાખીને દીપપૂજા કરવી. ભગવંતના શરીર ઉપર સોના રૂપાના વરક યથા-

શક્તિ ચડાવવા અને આંગી રચવી અથવા રચાવવી. પછી ભગવંતના સમીપ ભાગે સુંદર ઉજ્જ્વલ અક્ષતવડે નંદાવર્ત્ત અથવા સ્વસ્તિક કરવો. તેમાં પ્રથમ ત્રણ ઢગલી કરવાં. પહેલી ઢગલીએ જ્ઞાનપ્રાપ્તિ, બીજી ઢગલીએ દર્શન એટલે સમકિતની પ્રાપ્તિ તથા ત્રીજી ઢગલીએ ચારિત્રની પ્રાપ્તિ થાય તેવી રીતે ભાવના ભાવવી. ત્યાર પછી સ્વસ્તિક રચવો. તે વખતે ચાર ગતિનો નાશ થાય તેવી ભાવના ભાવવી. વલી ત્રણ ઢગલીની ઉપર અક્ષતવડે સિદ્ધશિલાનો અર્ધચંદ્ર જેવો આકાર કરવો અને વિચારવું જે આ સિદ્ધશિલા ઉપર મ્હારો વાસ થાઓ. એવી રીતે અક્ષતપૂજા કરીને પછી સુંદર, ફલ મેવા પ્રમુખ ધરવા. અપક્વ, સડેલાં, ખરાબ વાસવાલાં અથવા અભક્ષ ફલ ધરવાનો પૂજા પ્રકરણમાં નિષેધ કર્યો છે માટે તેવાં ફલ ચડાવવાં નહીં. પછી નૈવેદ્ય ધરવું. તેમાં ભક્ષ્ય પદાર્થ જે જે ખાતા હોઇએ તે તે જેવા કે લાડુ, દૂધપાક, શાક, દાલ, ભાત, કુરમા પ્રમુખ અનેક જાતની રસવતી પ્રભુ આગલ ધરવી. પુર્વોક્ત ફલ, નૈવેદ્ય પ્રભુ આગલ ધરી ભાવના ભાવવી જે આ આહાર અનેક પાપ આરંભ કરી નિપજાવ્યો છે અને આ આહાર હું ખાઈશ તેથી પણ એના આસ્વાદનથી મને રાગ દ્વેષની પરિણતિ જાગશે, માટે જેટલો આહાર પ્રભુને ચડાવીશ તે આહાર સંબંધી રાગ દ્વેષની પરિણતિ થવી બંધ રહેશે અને વલી ઉપકારીની ભક્તિ થશે તેથી પરંપરાએ મુક્તિફલની પ્રાપ્તિ થશે. આવી સુંદર ભાવના ભાવવી એ પ્રમાણે દ્રવ્યપૂજા કરવી. એથી વધારે દ્રવ્ય હોય તો વધારે ચડાવવાં. ત્યાર પછી ત્રીજી નીસીહિ કહેવી અને વિચારવું જે દ્રવ્ય પૂજાનું કામ નિષેધી હવે ભાવપૂજા કરીશ. પ્રથમ ત્રણ પ્રદક્ષિણા દેવી ત્યાર બાદ ત્રણ ખમાસમણાં દેવાં. ત્રણ દિશા તરફ જોવું વર્જવું. પછી વીર આસને બેસી બે હાથ જોડી ચૈત્યવંદન, નમુત્થુણં, જાવંતિ બે, સ્તવન જયવીયરાય વિગેરે કહેવું. પછી કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પાળી એક થુઈએ અથવા ચાર થુઇએ અથવા આઠ થુઈએ જેવી શક્તિ—અવકાશ હોય તે પ્રમાણે ચૈત્યવંદન કરવું. આ સામાન્ય વિધિએ પ્રભુ ભક્તિ કહી. પછી પ્રભુ સન્મુખ ઉભા રહી આગલ કહી છે તેવી રીતે ભાવના ભાવવી. ઘણા ગુણી આચાર્ય મહારાજ શ્લોકબદ્ધ—કાવ્યબદ્ધ રચના ભગવંતના ગુણ રૂપ કરી ગયા છે તેવડે સ્તુતિ કરવી. એવી સુંદર ભાવના ભાવવાથી નાગકેતુ વિગેરે કેવલજ્ઞાન પામ્યા છે. તેની કથા કલ્પસૂત્રમાં વિદ્યમાન છે.

૨૮. પ્રશ્ન:—પુષ્પપૂજા કરતાં પુષ્પના જીવને બાધા થાય તેનું કેમ?

ઉત્તર:—પુષ્પના જીવને બાધા થતી નથી, પણ ઉલટી રક્ષા થાય છે. કેમ કે પુષ્પ કોઈ ગૃહસ્થ લઇ જાય તો મનુષ્યના સ્પર્શથી તેના જીવને કિલામણા થાય. કેટલાએક ગૃહસ્થો શય્યામાં બિછાવી સુવે છે તેથી પણ કિલામણા

થાય છે, પરંતુ જે પુષ્પ પ્રભુને ચડે છે તેને તો પોતાના આયુષ્ય સુધી અબાધા રહે છે. વલી તમે કહેશો કે પુષ્પને સોય ભોંકી ગુંથવાથી કિલામણા થયા વગર રહે નહિ, તો તે વિષે જાણવું જે, જે પુષ્પની દાંડી પોલી હોય તેમાં દોરો પરોવવો શાસ્ત્રમાં કહ્યો છે માટે તેવી રીતે વિધિયુક્ત કામ કરવાથી બાધા થશે નહિ. પુષ્પ શીવીને ચડાવવાની તથા કાચી કળીએ ચડાવવાની રીત પ્રાચીન જણાતી નથી, પણ આધુનીક છે. એવી રીત પડવાથી કેટલીક વખત ગુંથેલાં પુષ્પ મલતાં નથી ત્યારે વિધિપૂર્વક પૂજા કરવાના રસીક પુરૂષને પણ શીવેલાં ચડાવવાં પડે છે, તે અપવાદ સમજીને ચડાવે છે. કારણ કે જો તે ન ચઢાવે તો સમૂલગો ફૂલનો હાર ચડી શકે નહિ માટે જોગ બને ત્યાં સુધી ગુંથેલાં પુષ્પ ચડાવવાં એજ શ્રેય છે. પ્રભુભક્તિ વિધિપૂર્વક કરતાં કદાપિ અલ્પ હિંસા થાય (તે સ્વરૂપ હિંસા છે.) તે ઉપર આવશ્યકમાં કૂવાનું દ્રષ્ટાંત આપ્યું છે. કૂવો ખોદતાં કષ્ટ પડે પણ પછી સદા પાણીનું સુખ થાય તેમ પ્રભુની પૂજામાં સ્વરૂપહિંસા થાય પણ પ્રાંતે મુક્તિસુખની પ્રાપ્તિ થાય. માટે શ્રાવકને અષ્ટપ્રકારી પૂજા કરવાનું મહાનિશિથ સૂત્રમાં પણ કહ્યું છે.

**૨૯ પ્રશ્ન:**—નૈવેદ્ય-રાંધેલું ધરવું કયા શાસ્ત્રમાં કહ્યું છે ?

**ઉત્તર:**—શ્રાદ્ધવિધિમાં કહ્યું છે. વલી શ્રાદ્ધવિધિમાં નિશિથચૂર્ણિ પ્રમુખના દાખલા આપ્યા છે. આચારોપદેશ, અષ્ટપ્રકારી પૂજાનો રાસ તથા સકલચંદ ઉપાધ્યાય પ્રમુખ વિરચિત પૂજાઓમાં પણ કહ્યું છે. તે શાસ્ત્રો જોવાથી વિસ્તાર સહિત માલમ પડશે. સામાન્ય પ્રકારે નૈવેદ્ય ચડાવવાનું તો મહાનિશિથ, પંચાશકજી, પ્રવચનસારોદ્ધાર, યોગશાસ્ત્ર વિગેરે ઘણા શાસ્ત્રોમાં કહ્યું છે.

**૩૦ પ્રશ્ન:**—દીપકપૂજા કયા શાસ્ત્રમાં કહી છે ?

**ઉત્તર:**—મહાનિશિથ સૂત્રમાં અષ્ટપ્રકારી પૂજાનો અધિકાર આલ્યો છે ત્યાં કહી છે. પ્રભુના જન્મ વખત દિગ્કુમારીકાઓએ દીપક કર્યા છે, વિગેરે વર્ણન જંબૂદ્વીપપન્નત્તિમાં છે. આવશ્યકસૂત્રમાં પણ કહ્યું છે.

**૩૧ પ્રશ્ન:**—ગુરૂભક્તિ શી રીતે કરવી ?

**ઉત્તર:**—ગુરૂને દેખતાં બે હાથ જોડી નમસ્કાર કરવો. ગુરૂ કંઈ કામમાં ન હોય તો ખમાસમણ દઇ વાંદવા. ઇચ્છકાર પૂછી અભુઠિયો અભ્યંતરથી ખમાવવા. ગુરૂ ઉભા હોય તો ઉભા રહેવું, ગુરૂના વચનની અવગણના કરવી નહિ. વસ્ત્ર, પાત્ર, ઔષધ, પાટ, પાટલા, રહેવાને મકાન વિગેરે જે કાંઇ જોઇએ તે હાજર કરવું. આપણી પાસે ન હોય તો જેની પાસે હોય તેની પાસે ગુરૂને તેડી જઇ અપાવવું. કોઇ પ્રકારે તેમનું વચન લોપવું નહી. ગુરૂ મહા ઉપકારી છે.

એ ઉપકારીના ઉપકારનો બદલો કોઇ દિવસ વળવાનો નથી માટે યથાશક્તિ ગુરૂ-ભક્તિ કરવી. તન, મન અને ધન અર્પણ કરવું. કદાપિ ગુરૂ મહારાજના કામમાં સર્વ દોલત વપરાઈ જાય તો પણ વાપરવામાં જરાએ અંદેશો લાવવો નહિ. આવા ભાવ જેને થઇ જાય છે તેને અવશ્ય–નિશ્ચય સમકિત હોય છે. તેમાં જેટલી કસર હોય તેટલી સમકિતમાં પણ કસર જાણવી. માટે દેવ ગુરૂની ભકિતમાં કોઇ પણ રીતે કસર રાખવી નહિ. ગુરૂ મહારાજ એક કોડિ પણ પોતે લેતા નથી. કોઈક વખત અકસ્માત્ ધર્મસંબંધી હરકત આવી પડી હોય અને તે કામમાં પૈસા ખરચવા પડે તેમ હોય, ઔષધમાં વાપરવા હોય, પુસ્તક લખાવવાં હોય વિગેરે ધર્મના કાર્યમાં પૈસાની આવશ્યકતા હોય ત્યારે ગુરૂ મહારાજ વાપરવાનો ઉપદેશ કરે છે; તે વખત મન જરા પણ પાછું ફેરવવું નહી, પણ પ્રસન્ન થઇ દ્રવ્યનો સદુપયોગ કરવો.

૩૨ **પ્રશ્ન**:—ગુરૂ લોભી હોય તો કેમ કરવું ?

**ઉત્તર**:—ગુરૂ મહારાજ લોભી હોય નહિ. જે પોતાના શરીરની, શિષ્યની અથવા શ્રાવકની આશા રાખતા નથી તે ધનની આશા કેમ રાખે ? માટે તેઓની લોભી હોવાપણાની શંકા કરવીજ નહિ. તેઓ ફકત શરીરના રક્ષણને માટે પ્રમાણો-પેત વસ્ત્રનું ગ્રહણ કરે છે અને આ શરીરવડે જ્ઞાન, દર્શન, ચારિત્રનું આરાધન કરી શકાય છે તેથી તેને શુદ્ધમાન આહાર આપે છે. ઇંદ્રિઓની પુષ્ટિને અર્થે તો આહાર પણ લેતા નથી. તેમાં પણ જે આહાર ગૃહસ્થે પોતાને અર્થે કરેલો હોય છે તેજ લે છે, તેમાંથી પણ તેને ફરીને કરવો ન પડે તેટલોજ ગ્રહણ કરે છે, ફરીને કરવો પડશે એમ લાગે તો બિલકૂલ લેતા નથી. આહારના સંબંધમાં એવા નિરિચ્છાવાન્ હોય છે તો પછી બીજો લોભ તો કરે જ કેમ ? તેઓને એક કોડિ સરખી પણ પાસે રાખવી નથી અને જેઓ રાખે છે તેઓને શાસ્ત્રમાં ગુરૂબુદ્ધિએ માનવા કહ્યા નથી. જિનાજ્ઞાવિરૂદ્ધ એવા વેષધારી, દ્રવ્યલિંગી, પાસ-થ્થાદિક દ્રવ્યના રાખનારને જે ગુરૂબુદ્ધિએ માને છે તેને મિથ્યાત્વ લાગે છે.

૩૩ **પ્રશ્ન**:—કોઇક એમ કહે છે કે જ્ઞાને કરીનેજ ધર્મ થાય છે, ક્રિયાએ તો કર્મ છે, તેથી ક્રિયા કરતાં ધર્મ ન હોય. માટે કદી ક્રિયારૂચિ ન હોય તો પણ જ્ઞાન ભણેલ હોય તો તેને ગુરૂ માનવામાં શું અડચણ છે ?

**ઉત્તર**:—શાસ્ત્રમાં સમકિતે કરીને સહિત હોય તેનેજ જ્ઞાન કહે છે અને જેને સમકિત હોય તે તો ભગવંતની આજ્ઞાના આરાધક હોય, જેઓ આજ્ઞાના આરાધક હોય તેઓ ક્રિયાથી વિમુખ હોય નહિ; કારણ કે જ્ઞાને કરીને પોતાના આત્માનું સ્વરૂપ તથા પુદ્ગલનું સ્વરૂપ જાણ્યું છે તેથી તે જાણે છે કે "અહો ! આ પુદ્ગલને વશે કરીને વિપરીત બુદ્ધિ થઇ તેથી પર વસ્તુ જે ધન ધાન્યા-

દિક તથા સ્ત્રી કુટુંબાદિક તેને આ જીવે પોતાના કરીને માન્યાં અને તેથી કર્મ બંધ કરીને ચારે ગતિમાં રોલાયો, અનેક પ્રકારનાં દુ:ખ ભોગવ્યાં. આ ભવમાં ભાગ્યના ઉદયથી શ્રીજિનરાજનો માર્ગ પ્રાપ્ત થયો અને કર્મે વિવર આપ્યું તેથી મને સંયમની પ્રાપ્તિ થઇ છે; તો હવે મ્હારે આત્મતત્ત્વમાં રમણ કરવું જ ઘટે છે. અનાદિકાલનો જીવને પરભાવમાં રમવાનો અભ્યાસ છે. તેથી મ્હારી દશા વારંવાર પુદ્‌ગલભાવની થાય છે તે પલટાવા માટે અશુભ ક્રિયા છોડીને શુભ ક્રિયામાં પ્રવર્ત્તવું યોગ્ય છે.” આ પ્રમાણેની ભાવનાથી સંયમની ક્રિયા કરે છે અને તે ક્રિયા, કર્મ નિર્જરાની હેતુભૂત થાય છે. વલી યોગાદિકની જે શુભ પ્રવૃત્તિ થાય છે તેથી જો કે શુભકર્મ બંધાય છે પરંતુ તે કર્મ મુક્તિ પ્રાપ્ત કરવામાં સહાય્યકારી થાય છે, વિઘ્નકારી થતાં નથી. એવા શુભ કર્મના યોગથી આર્યક્ષેત્રમાં જન્મ, પાંચ ઇંદ્રિઓ સંપૂર્ણ, ધર્મિષ્ટ કુલ, સ્વજનાદિક ધર્મકાર્યમાં અનુકૂલ, નિરોગી શરીર, દેવ ગુરૂની જોગવાઇ વિગેરે સાધનોની પ્રાપ્તિ થાય છે. એ સાધનો મલ્યા વિના જીવથી મુક્તિમાર્ગનું આરાધન થઇ શકતું નથી. જેઓ જ્ઞાનવંત છે તેઓ સહજે ક્રિયામાં પ્રવર્ત્તે છે. જ્ઞાનગુણ વડે વસ્તુસ્વરૂપને જાણવાથી સંસારની અનિત્યતા સમજીને જેમણે ચારિત્ર અંગીકાર કર્યું છે એવા મુનિ મહારાજ નિરંતર વિચારે છે કે સર્વે જીવો સત્તાએ તુલ્ય છે પણ કર્મે કરીને જૂદી જૂદી ગતિને પામ્યા છે. તે સર્વે સુખના અભિલાષી છે. દુ:ખને ઇચ્છતા નથી. જેમ મ્હારા શરીરને કોઇ કાંઇ પીડા ઉપજાવે છે તો મને દુ:ખ થાય છે તેમ સર્વ જીવને પણ દુ:ખ થાય છે. માટે મ્હારે કોઇ પણ જીવને દુ:ખ ઉપજાવવું ઘટતું નથી. આવા વિચારથી તેઓ જ્યારે જ્યારે ઉઠે છે, બેસે છે, ચાલે છે ત્યારે યત્નપૂર્વક પ્રવર્તે છે. વળી પડિલેહણ પણ તેજ માટે કરે છે કે વસ્ત્રમાં કોઈ જીવ હોય તો શરીરે લાગવાથી તેને પીડા ઉત્પન્ન થાય. વલી પ્રતિક્રમણની ક્રિયા કરે છે તેનું કારણ પણ એમ છે કે પોતે આત્મસ્વભાવમાં રમણતા કરવાને ઇચ્છે છે પરંતુ જીવને અનાદિકાલનો મોહપ્રવૃત્તિનો અભ્યાસ બનેલો છે તેના જોરથી જે ન કરવા યોગ્ય પ્રવૃત્તિ થઇ જાય છે તે પોતાના મનમાં અનિષ્ટ લાગે છે અને તેની નિંદા ગર્હા તો કાયમ થયા કરે છે પરંતુ પ્રતિક્રમણમાં વિશેષ પ્રકારે કરવાનું બને માટે પ્રતિક્રમણ કરે છે. યથાશક્તિ તપસ્યા કરે છે. તેમાં પણ ભાવ એવો વર્ત્તે છે કે આહાર કરવો તે મ્હારો સ્વભાવિક ધર્મ નથી, પણ હજુ સુધી પુદ્‌ગલમાં રહ્યો છું એટલે જ્ઞાન ધ્યાન સારી રીતે થવા માટે આ શરીરને નિરવદ્ય આહાર આપું છું. તો પણ થોડી થોડી તપસ્યા કરૂં તો તેથી કાંઇ જ્ઞાન ધ્યાનમાં હરકત થવાની નથી. ઉલટી શુભભાવને યોગે જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ થશે માટે યથાશક્તિ તપસ્યા કરૂં. આવી ભાવના હોવાથી જ્ઞાનીને સહજે તપ પણ બની આવે છે. માટે જ્ઞાનવંતને ક્રિયાની રૂચિ ન થાય એ વાત સંભ-

વતીજ નથી; પણ જેઓ માત્ર લોકરંજનાર્થે જ્ઞાન ભણેલા હોય છે તેઓને ક્રિયારૂચિ હોતી નથી, તો તેઓ કાંઇ જૈનમાર્ગમાં નથી. શ્રી વિશેષાવશ્યકમાં ક્રિયારૂચિરહિત જીવને અજ્ઞાની કહ્યા છે. તો તેવા અજ્ઞાની ગુરૂ કરવા યોગ્ય હોય નહિ. તેમની સંગત કરવાથી તેમના જેવી વિપરીત બુદ્ધિ થાય અને મિથ્યાત્વ પમાય માટે ભગવંતની આજ્ઞા પ્રમાણે ચાલનારનેજ ગુરૂ માનવા.

૩૪ **પ્રશ્ન**:—ગુરૂ મહારાજ ન હોય તો ધર્મકરણી કોની પાસે કરવી ?

**ઉત્તર**:—જેમ દેવને અભાવે દેવની મૂર્ત્તિ, તેમ ગુરૂને અભાવે ગુરૂની સ્થાપના જાણવી. તેમાં મુખ્ય અક્ષ, તે ગોલ આકારના કોડા સમજવા. તે ત્રણ, પાંચ, સાત કે નવ આવર્ત્તવાલા હોય તો શ્રેષ્ઠ ગણાય છે. તેનું ફલ શ્રી ભદ્રબાહુસ્વામી કૃત સ્થાપનાકુલકમાં વિશેષ પ્રકારે વર્ણવેલું છે. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે સ્થાપનાની સજ્ઝાય બનાવી છે તેમાં પણ તેનું ફલ તથા વિધિ બતાવી છે. એવા અક્ષના સ્થાપનાચાર્ય સ્થાપીને તેની સન્મુખ ક્રિયા કરવી. તેનો યોગ ન બને તો જ્ઞાન, દર્શન અને ચારિત્રનાં ઉપકરણ–મુખ્યત્વે પુસ્તક નવકારવાલી પ્રમુખની સ્થાપના કરવી. શ્રી ઠાણાંગ સૂત્રમાં દશ પ્રકારની સ્થાપના કહી છે, તે સ્થાપીને પંચિંદ્રિય વડે તેમાં ગુરૂ મહારાજના ગુણનું આરોપણ કરવું અને પછી તેની સમીપે વિધિ કરવી.

૩૫ **પ્રશ્ન**:—ધર્મ તે શું ?

**ઉત્તર**:—ધર્મ બે પ્રકારનો છે. ૧ આત્મિક ધર્મ અને ૨ વ્યવહાર ધર્મ.

૩૬ **પ્રશ્ન**:—આત્મિક ધર્મ તે શું ?

**ઉત્તર**:—આત્મિક ધર્મ તે આત્માનું લક્ષણ–અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંત ચરિત્ર, અનંત વીર્યાદિ તેમાં રમણ કરવું તે આત્મિક ધર્મનું આરાધન સમજવું.

૩૭ **પ્રશ્ન**:—અનંતજ્ઞાન તે શું ?

**ઉત્તર**:—અનંતા પદાર્થોનું ત્રણ કાલનું સ્વરૂપ જાણવાની આત્માની શક્તિ છે તે.

૩૮ **પ્રશ્ન**:—આત્માની એવી શક્તિ છે તો તે જણાતી કેમ નથી ?

**ઉત્તર**:—આત્મા કર્મે કરીને અવરાયલો છે તેથી તેની શક્તિ ચાલી શકતી નથી.

૩૯ **પ્રશ્ન**:—આત્મા કર્મે કરીને ક્યારથી અવરાયો છે ?

**ઉત્તર**:—આત્મા અનાદિકાલથી કર્મે કરીને અવરાયલો છે. કોઇ કાલે પણ

નિર્મલ હતોજ નહિ. જેમ સોનું ખાણની અંદર મૂલથીજ માટી સાથે મલેલું છે; તેમ જીવને માટે પણ સમજવું.

૪૦ **પ્રશ્નઃ**—કર્મ તે શું ? અને તે જીવની સાથે કેવી રીતે એકમેક થયેલાં છે ? વલી અનાદિનાં કર્મ છે તેજ ચાલ્યાં આવે છે કે ફેરફાર થાય છે ?

**ઉત્તરઃ**—કર્મ તે જડ પદાર્થ છે. જે ચર્મચક્ષુ વડે દેખાય છે તે સર્વ જડ પદાર્થજ છે. જીવ દેખી શકાતા નથી. જડ પદાર્થો વિચિત્ર પ્રકારનાં રૂપ ધારણ કરે છે. મનુષ્યના શરીર રૂપે મલેલા છે તેજ વીખરીને પાછા રાખોડી રૂપે થાય છે. વખતે અગ્નિરૂપે થાય છે અને તે જ પાછા પૃથ્વી, પાણી, વાયુ, વનસ્પતિ તથા જનાવરોના રૂપને ધારણ કરે છે. જીવના શરીરમાંથી છૂટેલા પુદ્ગલોના વિચિત્ર ઘાટ બને છે. જીવે ગ્રહણ કર્યાં ન હોય તેવા છુટા પુદ્ગલોનાં પણ સ્વાભાવિક અનેક રૂપ બને છે. આકાશમાં લીલા પીલા રંગ દેખાય છે તે સ્વાભાવિકજ બને છે. એવા પુદ્ગલ પરમાણુઓ મલીને કર્મ યોગ્ય પદાર્થ થાય છે. તેવો કર્મ પદાર્થ આત્માની સાથે અનાદિકાલથી મલેલો છે. તે જેમ જેમ ભોગવાય છે, તેમ તેમ છુટા થતા જાય છે અને પાછા નવા બંધાય છે. એક વારનું બાંધેલું કર્મ કાંઇ સદા કાલ પહોંચ્યા કરતું નથી. પૂર્વકર્મના યોગે જીવના જેવા જેવા પ્રણામ થાય છે, તેવાં તેવાં કર્મ બંધાય છે. એમ શ્રેણિ પ્રશ્રેણિ ચાલ્યાજ કરે છે. જેમ ચિકાશવાલા પદાર્થને રજ લાગે છે, તેમ જીવને રાગ દ્વેષની પરિણતિ રૂપ ચિકાશને યોગે કર્મના પુદ્ગલો આવીને વલગે છે.

૪૧ **પ્રશ્નઃ**—જીવ તથા પુદ્ગલનો કર્ત્તા કોઇ છે ?

**ઉત્તરઃ**—એ કોઇના બનાવેલા નથી એટલે તેનો કર્ત્તા કોઇ છેજ નહિ. વલી ન્યાયથી વિચારતાં એનો કર્ત્તા હોઇ શકે પણ નહી. જો તેનો કોઇ બનાવનાર હોય તો તે શરીરધારી હોવો જોઇએ એટલે તેને બનાવનારનો પણ કોઇ બનાવનાર જોઇએ. વલી જો જીવનો કર્ત્તા હોય તો તે પાપકાર્ય કરનારાઓને બનાવેજ નહિ અને જગતમાં તો તેવા મનુષ્યોજ વધારે દેખાય છે. કદી કોઇ કહેશે કે બનાવ્યા ત્યારે તો સારા હતા, પણ પાછલથી બગડી ગયા તો બનાવનારા જ્ઞાનીને એવું પણ જ્ઞાન હોવું જોઇએ કે, આ પાછલથી બગડી જશે માટે એને ન બનાવું. સાધારણ મનુષ્ય પણ જો કોઇ કાર્યનું પરિણામ ખરાબ આવવાનું જાણે તો તે કાર્ય કરતા નથી ત્યારે જે સર્વજ્ઞ છે તે તો ત્રણે કાલનું સ્વરૂપ જાણી શકે એટલે પાછલથી બગડે તેવા પ્રાણીઓને શા માટે બનાવે ? વલી ઇશ્વર સમદૃષ્ટિવાલા હોવાથી એકને મનુષ્ય બનાવે, એકને જનાવર બનાવે, એકને સુખી કરે; એકને દુઃખી કરે એમ હોયજ નહિ. તેનો વિચાર તો સર્વને સુખી બનાવવાનોજ હોવો જોઇએ અને તેવું

તો કાંઇ જગતમાં દેખાતું નથી. તેથી જગતકર્તા ઇશ્વર માનવો એ વાસ્તવિક નથી. વલી કેટલાએક કહે છે કે એ તો બધું ઇશ્વરની ઇચ્છિા વડેજ બને છે, આ કહેવું પણ અસત્ય છે. કેમ કે જે જે ધર્મવાલા મુક્તિને માને છે અને મુક્તિ મેલવવા ઉદ્યમ કરે છે તેના શાસ્ત્રમાં પ્રાંતે ક્રોધ, માન, માયા, લોભ એ ચારથી મૂકાવું અને સમભાવમાં રહેવું એનું નામજ મુક્તિ કહેલ છે. ત્યારે વિચારો કે બીજાઓને તો ઇચ્છાથી મુક્ત થવા કહે છે અને પોતે આ જગત્ ઉપજાવવાની ઇચ્છિા કરે છે એ વાત કેમ સંભવે ? જેમ હાલમાં કેટલા એક ધર્મગુરૂ નામ ધરાવનારાઓ પોતે દ્રવ્ય રાખે છે, સ્ત્રી ભોગવે છે અને બીજા તેના સેવકોને ઉપદેશ કરે છે કે 'દ્રવ્ય અસ્થિર છે, અર્થ અનર્થનું મૂલ છે, સ્ત્રીના સંગથી અનેક પ્રકારનાં કર્મ બંધાય છે, માટે તમે દ્રવ્ય તથા સ્ત્રી બન્નેનો ત્યાગ કરો. એટલે તમને ઘણો લાભ થશે.' આ દૃષ્ટાંત પ્રમાણે જગતના કર્ત્તા ઇશ્વર પોતે તો રાગદ્વેષથી મુક્ત થયા નથી અને બીજાને મુકત થવા કહે છે. માટે એવું કથન ઇશ્વિરનું હોયજ નહિ. એવી વાતો કરનારા ઇશ્વરના સ્વરૂપને સમજતા નથી અને ફોગટના ઇશ્વિરને દૂષણ આપે છે. ઇશ્વર તો સર્વ પ્રકારની રાગ દ્વેષની પરિણુતિનો ત્યાગ કરનારા હોય છે. કોઈ પ્રકારની ઉપાધિ તેમને હોતી નથી; સંસારી કાંઈપણ કામ તેમને કરવું નથી. સંસારી કામ તો દેહધારી પ્રાણી કરે છે. ઇશ્વર દેહરહિત થયેલા છે. પોતાના આત્મસ્વભાવવડે સર્વ પદાર્થોને જાણે દેખે છે, પણ તેમાં પ્રણમતા નથી. ઇશ્વરનું ખરૂં સ્વરૂપ આ પ્રમાણેનું હોવાથી તેઓ જીવના કે પુદ્ગલના કર્ત્તા નથી, જીવ અને પુદ્ગલ પદાર્થ અનાદિકાલથી સ્વાભાવિકપણેજ છે એમ સમજવું.

૪૨ પ્રશ્ન:—આત્માના ચેતનગુણને કર્મ જડ હોવાથી શીરીતે આવરી શકે?

ઉત્તર:—આપણી દૃષ્ટિએ પ્રત્યક્ષ દેખીએ છીએ કે બુદ્ધિ અરૂપી છતાં મદિરાપાન કરનારની બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે અને તેનો કેફ ચડે છે ત્યારે જેમ તેમ બકે છે. તો મદિરા જડ છતાં બુદ્ધિને કેમ આવરે છે? વલી કેફ ઉતરે છે ત્યારે પાછી બુદ્ધિ ઠેકાણે આવે છે તેમ કર્મ પણ એવો જ પદાર્થ છે. તેના સંયોગથી આત્માનો જ્ઞાન ગુણ અવરાઇ જાય છે અને પડદામાં રહેલી અથવા મેલનો સમૂહ લાગેલી વસ્તુઓનું પોતાનું ખરૂં સ્વરૂપ જેમ દેખાતું નથી તેમ કર્મરૂપ મેલ લાગ્યાથી આત્માની શકિત અને સ્વરૂપ દેખી શકાતું નથી.

૪૩ પ્રશ્ન:—આત્મા નિરંતર કર્મે કરીને અવરાયલોજ રહે છે કે તેમાં ફેરફાર થાય છે? અને તે કોઇ વખત પણ શુદ્ધ થશે કે નહિ?

ઉત્તર:—આત્માના જ્ઞાનને કર્મનો કેફ લાગેલો છે. કેફ કરનાર મનુષ્યને જો કોઈ જબરી ફિકરની વાત કરે અથવા ખટાઈ વિગેરે કેફના ઉતારની ચીજ

ખવરાવે તો તેનો કેફ ઉતરી જાય છે, તેમ પ્રાણીને પણ ગુરૂ મહારાજના યોગથી અથવા પૂર્વનાં ક્ષયોપશમવડે જ્યારે પોતાના આત્માનું ખરૂં સ્વરૂપ સમજાય છે અને પુદ્ગલના સંગથી અનાદિકાલ સંસારમાં પરિભ્રમણ કર્યાનું સમજાય છે ત્યારે તેનાથી ભય પામે છે એટલે કર્મનો કેફ ઉતરી જઈને જ્ઞાનદશા જાગૃત થાય છે. તે વખતે વિચારે છે કે, 'હું જે સુખ માનું છું તે તો જડ પદાર્થવડે માત્ર માની લીધેલું સુખ છે. તેનાથી મ્હારા આત્માને તો સુખ નથી પણ ઉલટું કર્મબંધન રૂપ દુઃખ છે. વળી એ સુખ જેમ ફાંસી ઉપર ચડનાર મનુષ્યને સારી સારી વસ્તુ ખાવા આપે છે પણ પછી તુરત ફાંસીએ ચડાવે છે તેના જેવું છે. સંસારસુખની હીનતા પણ એવીજ છે. કારણ કે હાલના સમયમાં મ્હોટામાં મ્હોટું આયુષ્ય પ્રાયે સો વર્ષનું હોય છે તો એટલો કાલ સુખ ભોગવવું અને પછી તેનાથી થયેલા કર્મબંધ વડે નરકે જવું ત્યાં સાગરોપમનાં આયુષ્ય હોવાથી અસંખ્ય વર્ષ પર્યંત દુઃખ ભોગવવું તેના પ્રમાણમાં મનુષ્યના ભવનું સુખ કાંઇ લેખામાં નથી. કદી મરણ પામ્યા પછી નરકમાં ન જતાં મનુષ્ય ગતિમાં જવું થાય તો ત્યાં સ્ત્રીની યોનિમાં અત્યંત અશુચિવાલા સ્થાનકમાં બેસુમાર દુર્ગંધીનો અનુભવ કરતાં ઉપજવું અને ત્યાં ઉંધે મસ્તકે નવ માસ પર્યંત રહેવું; એવાં ગર્ભાવાસનાં દુઃખ ભોગવવાં, તિર્યંચ ગતિમાં જવું તો ત્યાં પણ ક્ષુધા, તૃષા સહન કરવી અને બીજાં પણ અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં. માટે એવાં પુદ્ગલીક સુખને હું સુખ માનીશ નહિ.' આવી ભાવના આવવાથી સાંસારિક સુખને સુખ માનવા રૂપ કેફ ઉતરી જાય છે. એમ કરતાં કદાપિ બધી કેફ ન ઉતરે તો તેના નિવારણને માટે તપ સંયમ રૂપ ઔષધ વાપરીને મોહજન્ય કેફ ઉતારે છે. તપ સંયમાદિ વડે જેમ જેમ કર્મો નાશ પામતાં જાય છે તેમ તેમ આત્મા શુદ્ધ થતો જાય છે. એટલે પછી જે સુખ દુખ પ્રાપ્ત થાય છે, તેમાં સમભાવ રાખે છે અને વિચારે છે કે 'દેહની સાથે રહીને મેં જે જે કર્મ બાંધ્યાં છે તે તે દેહને સંબંધે ઉદયમાં આવવાથી ભોગવાય છે એમાં મ્હારે જ્ઞાતાપણે ન્યારા રહેવું યોગ્ય છે. પરંતુ મને દુઃખ થાય છે, મને સુખ થાય છે, એમ ચિંતવવું યોગ્ય નથી.' આવી વિચારણાથી કેફ ઉતરતો જાય છે અને સાવધાનતા વધતી જાય છે. તેમાં પણ જેમ ફરીને કેફ કરે છે તો પાછી બુદ્ધિ અવરાઈ જાય છે તેમ ગુરૂ મહારાજના ઉપદેશથી શુદ્ધ ભાવ આવ્યા છતાં પાછા સંસારના મોહમાં પડી જાય છે તો પાછું જ્ઞાન અવરાઈ જાય છે. કેટલાએક મનુષ્ય એવા દૃઢ હોય છે કે એક વાર કેફ ઉતર્યા પછી તેનો ગેરફાયદો સમજીને ફરીને કદાપિ પણ કેફનો પ્રસંગ કરતા નથી. તેમ કેટલાએક અલ્પ સંસારી જીવો તો ધર્મ સાંભલ્યા પછી દિનપરદિન આત્માની શુદ્ધતા કરતા જાય છે અને છેવટે સર્વજ્ઞપણું સંપાદન કરે છે,

તેમનું જ્ઞાન પછી અવરાતુંજ નથી, સદાકાલ એક સરખું જ રહે છે અને તેને ફરીને સંસારમાં આવવું પણ પડતું નથી.

૪૪ **પ્રશ્ન:**—કર્મથી રહિત થાય છે તેને પાછાં કર્મ કેમ લાગતાં નથી ?

**ઉત્તર:**—રાગ દ્વેષ રૂપ ચિકાશના યોગથીજ કર્મ લાગે છે અને રાગ દ્વેષ છે તે કર્મને યોગે થાય છે; તે કર્મ નીકલી ગયાં એટલે તેને યોગ રહેતો નથી અને રાગદ્વેષમય પરિણુતિ રહેતી નથી એટલે કર્મ લાગતાં નથી. જેમ કે દૂધ મધ્યે ઘૃત રહેલું છે તે કાઢવા સારૂ પ્રથમ દહિં બનાવવું, પછી તેને વલોવીને માખણુ કાઢવું, માખણુને તપાવીને ઘી કરવું. તે કાઢેલા ઘૃતનું ફરીથી દુધ થઈ શકતું નથી. ઘૃતજ કાયમ રહે છે. તેવીજ રીતે આત્માના અનુક્રમે પ્રગટ થયેલા ગુણુ અવરાતા નથી.

૪૫ **પ્રશ્ન:**—કર્મ આવે છે તે દેખાતાં નથી, માટે આવે છે તે શા અનુમાને સિદ્ધ થાય ?

**ઉત્તર:**—કર્મ પુદ્ગલિક પદાર્થ છે. ટાઢના થંડા પુદ્ગલ જ્યારે આપણુને સ્પર્શ કરે છે ત્યારે જાણીએ છીએ કે ટાઢ વાવા લાગી, પરંતુ આપણે થંડના પુદ્ગલ જોઇ શકતા નથી. છતાં નિશ્ચય કરીએ છીએ કે થંડા પુદ્ગલ સ્પર્શ કરવા લાગ્યા. સુગંધી પુદ્ગલ દેખી શકતા નથી, પણ નાકમાં ખુશબો જણાવાથી જણાય છે કે અહિંયાં સુગંધી પદાર્થ છે. ગરમી લાગે છે પણ તેના પુદ્ગલને આવતા દેખતા નથી. પવન આવે છે તેને દેખતા નથી પણ શરીરમાં સ્પર્શ થવાથી જણાય છે કે પવન આવે છે; તેમ કર્મ આવે છે તે આપણે દેખતા નથી પરંતુ જ્યારે કર્મ ઉદય આવે છે અને તેનાં ફલ જોવામાં આવે છે ત્યારે સિદ્ધ થાય છે, પૂર્વે કર્મ બાંધેલાં હોય છે તેને યોગે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. કોઇ સુખી, કોઈ દુઃખી એમ સર્વત્ર જણાય છે. કોઇ માણુસ વર્ત્તમાન કાલમાં સારાં કૃત્ય કરે છે, વલી અક્કલમાં પણુ ખામી નથી, દુઃખ થાય તેવું કાર્ય પણ હાલ કરતો નથી, તે છતાં તે દુઃખી હોય છે એ સર્વે પૂર્વ કર્મના યોગથી સમજવું. વલી કેટલાએક માણુસ લુચ્ચાઈ, ઠગાઈ, ચોરી વિગેરે કરે છે, જુઠું બોલે છે, સારા માણુસ ઉપર કલંક મૂકે છે, હિંસા કરવામાં તત્પર હોય છે એવા અધર્મના કરનારા સુખી દેખાય છે તેનું કારણુ એટલું જ છે કે આ ભવમાં જે સુખ ભોગવે છે તે પૂર્વ ભવમાં કરેલા સુકૃત્યને લીધે છે પરંતુ આ ભવમાં કરેલા કૃત્યનાં ફલ આવતા ભવમાં ભોગવવાં પડશે. કવચિત્ આ ભવમાં કરેલાં કર્મ આ ભવમાં પણુ ઉદય આવે છે. કેટલાએક રાજાઓ પરસ્ત્રીના લંપટપણાથી આ ભવમાંજ રાજ્ય ખોઇ કેદ પકડાયા છે. ચોરી કરનાર પણુ આ ભવમાં કેદમાં જાય છે. આ સર્વ કર્મની વિચિત્રતાજ

છે. જુલાબની એક દવા એવી હોય છે કે તેની અસર તત્કાલ થાય છે, વલી બીજી દવા એવી હોય છે કે તેની અસર બે ચાર કલાક પછી થાય છે. મનુષ્ય ઝેર ખાય છે તેમાં કોઇ ઝેર એવું હોય છે કે ખાધું અથવા સુંઘ્યું કે તુરત મૃત્યુ થાય છે. કોઇ ઝેર એવું હોય છે કે માણુસને કાલાંતરે રીબાવીને મારે છે; તેમ કર્મ પણ વિચિત્ર પ્રકારનાં છે. તે કોઇને તત્કાલ અને કોઈને ભવાંતરે પ્રાપ્ત થાય છે. કર્મને અનુસારે મનુષ્યને જૂદી જૂદી યોનિ પ્રાપ્ત થાય છે. કોઈ કહેશે જે તેની ખાત્રી શું ? તો જાણવું જે માણુસ મરીને કેટલાએક વ્યંતર થાય છે તે આવીને તેનાં કુટુંબના પૂછેલા સઘલા જવાબ આપે છે અને તેઓને ખાત્રી કરી આપે છે. તે ઉપરથી બીજો ભવ સિદ્ધ થાય છે. પોતાની કરણી માફક જીવ બીજી ગતિમાં જાય છે. સઘલી વાત કર્મને સંબંધેજ બને છે, વલી મંત્રવાદીઓ સર્પના મંત્ર ભણે છે તે વખતે મંત્રના અધિષ્ઠાયક દેવતા સર્પના વિષને શરીરમાંથી હરણ કરી લે છે; તે ઉપરથી દેવની જાતિ સિદ્ધ થાય છે. જ્યારે બીજી ગતિ છે ત્યારે કર્મ વિના બીજી ગતિમાં કોણ લઈ જાય ? એ અનુમાનથી પણ કર્મ સિદ્ધ થાય છે.

૪૬ **પ્રશ્ન:**—કર્મના સંયોગથી પ્રણામ બગડે છે અને નવાં કર્મ બંધાય છે. એવી રીતે પરંપરા ચાલી જાય છે ત્યારે કર્મથી મુક્ત શી રીતે થવાય ?

**ઉત્તર:**—કર્મના બે પ્રકાર છે. (૧) ઉપક્રમી (૨) નિરૂપક્રમી, તેમાં નિરૂપક્રમી કર્મ બાંધેલાં હોય છે તે તો ભોગવ્યા વિના છૂટકો થતોજ નથી. ઉપક્રમી કર્મ આત્માની વિશુદ્ધતાથી ખરી જાય છે અને અધિક વિશુદ્ધતા પ્રાપ્ત થાય છે. જેમ કે કેટલાએક રોગ એવા હોય છે કે જન્મ પર્યંત ભોગવ્યા વિના છુટકો થતો નથી અને કેટલાએક રોગને ઔષધનો પ્રયોગ લાગે છે કે શાંતિ થાય છે. જેમ જેને ગુરૂના સંયોગથી જ્ઞાન થાય છે, તે જ્ઞાનવંત જીવ પાપનો ઉદય થાય ત્યારે વિચારે જે મેં પૂર્વે અજ્ઞાનપણે કર્મ બાંધ્યાં છે તે ભોગવ્યા વિના છુટકો નથી. વાસ્તે મ્હારે વિકલ્પ કરવો ઉચિત નથી, ખોટાં કામ કર્યા તેની શિક્ષા ભોગવવીજ જોઇએ. એવી સુંદર ભાવના લાવીને જ્યારે જીવ સમભાવમા રહે છે ત્યારે તે ઉપક્રમી કર્મને ઉપક્રમ લાગે છે અને તેથી જલદી તે કર્મનો નાશ થઇ જાય છે; અહિં આત્માની પુદ્ગલ સંજોગે રાગ દ્વેષ રૂપ પરિણુતિ ન થઈ એ જ ચિકાશ ઓછી થઇ તેથી પૂર્વનાં જે કર્મ હતાં તે ખરી ગયાં. વલી શુભ કર્મને પણ ઉપક્રમ લાગે છે તે એવી રીતે કે—જ્યારે જીવને પુન્યના ઉદયથી ધન, દોલત, પુત્ર, ઘર, હાટ વિગેરે બધી વસ્તુ સુંદર મલે છે ત્યારે જીવ અહંકારમાં લીન થઈ જાય છે. આવી રીતે અહંકાર કરવાથી શુભ કર્મને ઉપક્રમ લાગે છે. કારણ જે શુભકર્મ બંધાય છે તે મંદ રાગ દ્વેષથી બંધાય છે અને જ્યારે અહંકારાદિ જોર કરે છે ત્યારે તીવ્ર રાગ દ્વેષ થાય છે

તે અશુભ છે ને અશુભ તેથી શુભના પુદ્ગલ ભોગવાય ત્યારે શુભ ઓછું થયું એ જ ઉપક્રમ લાગ્યું. માટે ઉત્તમ પુરૂષ ગમે તેટલી ઋદ્ધિ મલે તો પણ અહંકાર કરતા નથી પણ ઉલટા ભાવના ભાવે છે કે–" પૂર્વે ધર્મકરણી કરી તેના પ્રભાવે શુભકર્મ ઉપાર્જન થયું છે તો હવે મોહને વશ પડી હું અહંકાર કરી કર્મ બાંધીશ તો વલી દુર્ગતિમાં જવું પડશે, આ પુદ્ગલિક સુખ તો અસ્થિર છે, સંસારી વસ્તુનો સંયોગ તે વિયોગસંયુક્ત છે માટે તેમાં મદ કરવો તે યોગ્ય નથી. વલી તેવા સુખમાં મગ્ન થવું તે પણ યોગ્ય નથી. મ્હારે તો આત્મસ્વભાવમાં સ્થિર રહેવું એ જ યોગ્ય છે. " આવી ભાવના ભાવવાવાલા ઉત્તમ જીવના શુભ કર્મને ઉપક્રમ લાગતો નથી પણ ઉલટાં શુભ કર્મ પુષ્ટ થાય છે.

૪૭ **પ્રશ્ન:**—શુભકર્મ પુષ્ટ થવાથી તે પણ મુક્તિને અટકાવે છે માટે પુન્ય તથા પાપ બન્ને છોડવાં યોગ્ય કહ્યાં છે તેનું કેમ ?

**ઉત્તર:**—શુભકર્મ બાંધતી વખત રાજા, ચક્રવર્ત્તિ, દેવતા, શાહુકાર ઈત્યાદિ થઇને પુદ્ગલિક સુખ ભોગવવાની ઇચ્છાઓ રાખવાથી જે પુન્ય બંધાય છે, તેવા પુન્યની ઇચ્છા રાખવાનો તો નિષેધજ છે. એવી ઇચ્છા તો રાખવીજ નહિ. કારણ કે એવી ઇચ્છાએ કરી જે પુન્ય બંધાય છે તે પાપાનુબંધી પુન્ય બંધાય છે. એટલે તે પુન્ય ભોગવતાં પાછું પાપ બંધાય છે, તેથી આત્મા મલીન થાય છે, દુર્ગતિનાં દુઃખ ભોગવવાં પડે છે અને આત્માની શુદ્ધિ થતી નથી. પરંતુ જે પુરૂષોને પુદ્ગલિક સુખની ઇચ્છા નથી અને આત્મિકધર્મ પ્રગટ કરવાને ઉદ્યમ કરે છે તેમાં શુભ જોગની પ્રવૃત્તિ થવાથી જે શુભ કર્મ બંધાય તેનાથી આત્મધર્મને વિઘ્ન થતું નથી. કારણ જે જેમ જેમ ગુણસ્થાન ચડતા જાય, તેમ તેમ પુન્યરાશિ વધતી જાય છે, પણ ઉપરના ગુણસ્થાનમાં તેની સ્થિતિ વધતી નથી. કારણ કે, જે જે પુરૂષોએ શ્રેણિ માંડી છે તેને મુકિત નજીક છે. વલી પુન્યરાશિ વધારે અને સ્થિતિ થોડી છે તેથી થોડા કાલમાં ઘણું સુખ ભોગવી તેઓ મુકિત જાય છે. મુકિતની અટકાયત થતી નથી. જેમ ખેતરમાં જુવાર વાવે છે તેને જુવારનો ખપ છે, કડબનો ખપ નથી, પણ કડબ સહજે ઉત્પન્ન થાય છે. તેમાં વલી પ્રથમ તો કડબ દેખવામાં આવે છે તેથી ' આ તો કડબ છે ' એમ વિચારી કડબ કાઢી નાંખે તો જુવાર દેખેજ નહિ. તેમ શુભજોગની પ્રવૃત્તિ કરતાં એમ વિચારે જે આતો પુન્ય કરણી છે, એથી આત્માને ગુણ થશે નહિ એમ સમજી જે શુભ કરણીનો ત્યાગ કરે, તેને આત્મિક ધર્મ પ્રાપ્ત થવાનો નથી. તેમ જોગપ્રવૃત્તિ બંધ થવાની નથી. તેથી અશુભ જોગની પ્રવૃત્તિથી અશુભ કર્મ બંધાશે અને આત્મા મલિન થશે. માટે સંસાર સુખને અર્થે શુભ અથવા અશુભ ક્રિયા છાંડવા યોગ્ય છે. એ કરણી આત્માને ગુણકર્ત્તા નથી. વલી શુભ-

સ્થાનની હદ પ્રમાણે શુભ ક્રિયા પણ છંડાતી જાય છે. જેમ કે શ્રાવક પૌષધ કરે છે ત્યારે દ્રવ્યપૂજા પ્રમુખ કરતા નથી અને મુનિ મહારાજ પણ દ્રવ્યપૂજા કરતા નથી. વલી મુનિ મહારાજ ધ્યાન રૂપ થાય છે તે અવસરે આવશ્યકાદિક ક્રિયાને પણ અભિલાષ કરતા નથી, પોતાના સ્વભાવમાંજ લીન થઈ જાય છે, પરભાવને વિચાર કરતા નથી, આત્માના ગુણ પર્યાયની રમણતા કરે છે, ચિદાનંદ સુખમાં સદા મગ્ન રહે છે પણ તે ધ્યાનને કાલ અંતર્મુહૂર્ત્તને છે. એક ધ્યાન વધારે વખત રહેતું નથી માટે જે અવસરે ધ્યાન કરે છે તે અવસરે શુભ ક્રિયામાં ચિત્ત નથી રાખતા અને ધ્યાનથી રહિત થાય તે અવસરે જે જે ગુણસ્થાને જે જે ક્રિયા કરવી યોગ્ય હોય તે કરે છે. એવા મુનિ કોઇ પ્રકારે સ્વપ્નમાં પણ વિષયની વાંછા રાખતા નથી અને જે વિષયની વાંછાએ મોહને વશ પડી સંયમપ્રવૃત્તિ ને શ્રાવકપણાની પ્રવૃત્તિ છોડે છે અને માને છે કે અમે આત્મજ્ઞાન સાધીએ છીએ. તે કાંઈ જૈનમાર્ગની રીતિ નથી. જૈનમાર્ગના જાણનાર ગણધર મહારાજ તથા આચાર્ય પણ પોતાના ગુણસ્થાન પ્રમાણે ક્રિયા કરે છે. જેમ કે સ્થવિર મુનિએ આત્મસ્વરૂપનાજ પ્રશ્ન કર્યા છે અને ગૌતમસ્વામીએ તેના ઉત્તર આત્મસ્વરૂપનાજ સર્વ પ્રકારે બતાવ્યા છે. પણ ત્યાર પછી " ચાર મહાવ્રત રૂપ સંયમ હતું તે પાંચ મહાવ્રત રૂપ સંયમ પ્રતિક્રમણ સહિત આદરૂં " એ અધિકાર શ્રી ભગવતીસૂત્રમાં પહેલા શતકને નવમે ઉદ્દેશે છાપેલી પ્રતમાં પાને ( ૧૩૧ ) થી છે. માટે ગુણઠાણાની વર્ત્તના પ્રમાણે ક્રિયા આત્મધર્મમાં અટકાવ કરતી નથી. તેમ છતાં જે પ્રભુની આજ્ઞાથી વિપરીત વિચાર સ્થાપે છે, તે સર્વજ્ઞના માર્ગની રીતિ નથી. સર્વજ્ઞ મહારાજે જેમ સિદ્ધાંતમાં કહ્યું છે તેમ વર્ત્તવામાં જ કલ્યાણ છે.

૪૮ **પ્રશ્ન:**—આત્મા નિત્ય છે કે અનિત્ય છે ?

**ઉત્તર:**—આત્મા સદાકાલ નિત્ય છે.

૪૯ **પ્રશ્ન:**—જીવ મરે છે એમ બધું જગત્ કહે છે તે કેમ ?

**ઉત્તર:**—જીવ મરતો નથી પણ કર્મના સંયોગે કરી મનુષ્ય, તિર્યંચ, નારકી, દેવતાપણું પામે છે. તેનાં શરીર સંબંધિ પંચેંદ્રિ વિગેરે દશ પ્રાણ બાંધે છે. સ્પર્શેંદ્રિય તે શરીર, રસનેંદ્રિય તે જીભ, ઘ્રાણેંદ્રિય તે નાક, ચક્ષુઇંદ્રિય તે આંખ, શ્રોત્રેંદ્રિય તે કાન, એ પાંચ ઇંદ્રિયો તથા મનબલ તે મનની શક્તિ, વચનબલ તે બોલવાની શક્તિ, કાયબલ તે શરીરની શક્તિ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય. એ દશ પ્રાણ પૂર્વના કર્મથી પ્રાપ્ત થાય છે અને તેની સ્થિતિ પૂરી થાય એટલે તેને વિનાશ થાય છે. તેને જીવ મરે છે એમ લોકો કહે છે. કારણ જે જીવનું સ્વરૂપ અરૂપી છે તેને કોઇ દેખતું નથી અને આ દશ પ્રાણને જોઇને જીવ છે

એમ કહે છે. જ્યારે એ પ્રાણ ગયા ત્યારે દેહ જીવરહિત થાય છે તેનું કારણ જે આ શરીરમાં જીવ રહેતો નથી. પછી જે સ્થાનકે જવાનું કર્મ બાંધ્યું છે તે સ્થાનકે પાછા એવા પ્રાણ મલે છે ને ત્યાં ઉપજે છે. વસ્તુપણે પણ આત્માનો વિનાશ થતો નથી. જેમ સુવર્ણના અનેક ઘાટ બને છે. સુવર્ણની માલા બનાવી તે ભાગીને કંદોરો બનાવ્યો, વલી કંદોરો ભાગી કડાં બનાવ્યાં પણ બધે સ્થાનકે સુવર્ણ કાયમ રહે છે. તેમ જે જીવ પંચેંદ્રિય મનુષ્ય હોય છે તે એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચતુરેંદ્રિય, નારકી, દેવતા વિગેરેમાં જેવું જેવું કર્મ બાંધે છે તે પ્રમાણે જાય છે. ત્યાં આત્મપ્રદેશનો ઘાટ ફેરફાર થાય છે. જેમ કે હાથીના શરીરમાં આત્મપ્રદેશ સર્વત્ર વ્યાપી રહે છે અને કુંથુઆના શરીરમાં કુંથુઆ જેટલામાં વ્યાપી રહે છે. જે પ્રમાણે શરીર હોય તે પ્રમાણે ન્હાની મ્હોટી અવગાહના બને છે. દીવો કરી તેના ઉપર ટોપલો ઢાંકીએ તો તેટલામાંજ પ્રકાશ પડે છે અને તે ટોપલો ઉપાડી લઇ દીવો ઘરમાં મૂકીએ તો બધા ઘરમાં અજવાલું કરે છે તેમ જ આત્માની અવગાહના એટલે ફેલાવો ઓછો વધતો થાય છે. તેનું નામ જૈનશાસનમાં પર્યાય કહેવાય છે; તેથી આત્મા દ્રવ્યથી નિત્ય છે અને ઉપર મુજબ પર્યાય પલટાય છે તે પક્ષથી અનિત્ય કહેવાય છે. હવે આત્મા નિત્ય છે તે પણ પ્રત્યક્ષપણે સમજાય છે. જીવ પોતે આ ભવમાં મરણ પામ્યો નથી પણ ગયા ભવમાં મરણ પામ્યો છે તેથી બાલક, યુવાન અને વૃદ્ધ સર્વને મરણનો ભય છે. “ રખે મરી જઇશ ” એ પૂર્વે મરણ પામ્યો છે તેનીજ સંજ્ઞા ચાલી આવે છે. જેમ કે—માણસ ઉંઘી જાય છે ત્યારે બેભાન અવસ્થા થાય છે તો પણ દિવસે કાપડનો ધંધો કરતા હોય છે તો કેટલાક ઉંઘમાં પોતીયું અથવા હરકોઇ વસ્ત્ર હાથમાં આવે તે ફાડી નાખે છે તે શું ? દિવસે કામ કર્યું હોય તેના ઉપયોગનીજ સંજ્ઞા છે. તેમ વલી ઉંઘમાં વિચારો પણ થયા કરે છે, જાગતાપણે જેને નરઘાં વગાડવાની ટેવ છે તેનું ચિત્ત અન્યકાર્યમાં હોય છે તો પણ આંગલીયો હાલ્યા જ કરે છે. તેમ પાછલા ભવની સંજ્ઞાએ આ ભવમાં કાર્ય થાય છે પાછલા ભવનું તો ભાન નથી પણ પાછલે ભવે ટેવ પડી છે, તેમ થયાં કરે છે. જેમ કે બાલક જન્મે છે અને તુરત જ તે પોતાની માતાને ધાવવા વલગે છે. એને ધાવવાનું કોણે શીખવ્યું છે ? પૂર્વની સંજ્ઞાએ જ ધાવે છે કદાપિ કોઈ એમ કહે જે માતા તેને વલગાડે છે તો તે વાત ખરી છે, પણ મુખ હલાવવું એ તો બાલકનું જ કામ છે, તે કામ માતાથી બની શકતું નથી. વાસ્તે પાછલા ભવની વાસનાથી બને છે. ગાય, ભેંસના બચ્ચાં પણ એમ જ કરે છે. તે સર્વ પાછલા ભવની સંજ્ઞાથી જ બને છે. ન્હાનાં બચ્ચાંને પૈસા બતાવીએ તો ઝટ લઇ લેછે. સ્ત્રીને જોઇ વિષય વિકાર થાય છે. સ્ત્રીભોગ કોઇએ શીખવ્યા નથી પણ પૂર્વના અભ્યાસથી વાંછના થાય છે. વલી

પૂર્વભવમાં ધર્મ કર્યો હોય તેવા બાલકની આગલ ધર્મની વાર્ત્તા કરીએ તો ખુશી થાય છે અને તે સંજ્ઞા નથી હોતી તો તે રાજી થતો નથી એથી પણ સિદ્ધ થાય છે કે આત્મા નિત્ય છે.

૫૦ પ્રશ્ન:—કેટલાક ધર્મવાલા ચાર ગતિ માનતા નથી. ફક્ત એટલું જ માને છે કે જીવ, ઈશ્વર અથવા ખુદા અથવા દેવને ત્યાંથી આવે છે અને પાછો ત્યાં જ જાય છે તેનું કેમ ?

ઉત્તર:—આ જગતમાં જીવ જે ધર્મમાં ઉત્પન્ન થયો હોય તે ધર્મમાં જે કહ્યું હોય તે પ્રમાણે જ માને છે. કોઈક જીવે નીચજાતિનું કર્મ બાંધ્યું હોય અને તે સર્વજ્ઞના ધર્મથી વિરૂદ્ધ ધર્મ પાલતો હોય પરંતુ જો નિકટભવિ હોય છે તો ચિત્તમાં ન્યાયની બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને સર્વજ્ઞનાં લક્ષણ તપાસે છે. તેમાં જેનાં લક્ષણ ન્યાયયુક્ત લાગે તેને સર્વજ્ઞ માને છે. જેને આ ભવમાં આત્માનું કાર્ય થવાનું નથી તે માણસ બીજી વાતમાં કદાપિ હુંશીયાર હોય પણ સર્વજ્ઞનાં લક્ષણ તપાસવાની બુદ્ધિવાલો હોય નહિ તેથી તે સર્વજ્ઞને ઓલખતો નથી એટલે જે ધર્મમાં ઉત્પન્ન થયો હોય તે પ્રમાણેજ વર્ત્તે છે. જુઓ કે—પાપ પુન્યને તે માને છે, ત્યારે પાપ પુન્યનાં ફલ ભોગવવાંજ જોઈએ. પાપના યોગે નરકે જાય છે ત્યાં દુઃખ ભોગવે છે. વલી જેમ અહિયાં ગુન્હો કરનારને કેદ કરે છે; પાછો તે કેદમાંથી છુટે છે તેમ નરકમાંથી પણ પાછો નીકલે છે. સારાં કૃત્ય કરનારને મ્હોટા ઓદ્ધા મલે છે તેમ આ સંસારમાં પુન્ય કર્યું હોય તો દેવની ગતિ મલે છે. તેથી ઓછું પુન્ય બાંધ્યું હોય તો મનુષ્ય ગતિ મલે છે, પાપ બાંધ્યું હોય તો એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચોરેંદ્રિય, તિર્યંચ-પંચેંદ્રિય પ્રમુખ થાય છે. વલી વધારે પાપ બાંધ્યું હોય તો નરકે જાય છે. એવી રીતે જે ગતિમાં રહીને જેવાં કૃત્ય કર્યાં હોય તેવાં બીજી ગતિમાં ફલ મલે છે. ઈશ્વર કર્મના સંયોગ વિના એકને માણસ અને એકને જનાવર કેમ બનાવે ? બધા સરખા બનાવવા જોઇએ. તે તો દેખાતું નથી, વાસ્તે આવું માનવું અમારા વિચાર પ્રમાણે તો વ્યાજબી લાગતું નથી. જે સર્વજ્ઞ ચારગતિનું સ્વરૂપ બતાવે છે તેજ વ્યાજબી લાગે છે. સર્વજ્ઞના કહેવામાં કાંઈ ફેરફાર હોય નહિ, પણ જેને સર્વજ્ઞપણું પ્રાપ્ત થયું ન હોય તેને સર્વજ્ઞ માનવાથી ફારફેર આવે છે. તેનો કાંઈ ઉપાય નથી. પરંતુ અર્થિ જીવે તો સર્વજ્ઞની ઓલખાણ કરવાનો ઉદ્યમ જરૂર કરવો જોઇએ. કારણ કે બધી વાત પ્રત્યક્ષ નથી. જે જે અરૂપી પદાર્થ છે તેનું તથા ગઈ કાલે થઇ ગયેલી બાબતનું અને આવતી કાલે થવાની બાબતનું અનુમાન થોડું થઈ શકે. વિશેષ તો તેમના કહેવા પ્રમાણે માનવું પડે. તે સારૂ સર્વજ્ઞની વર્તણૂક, તેમનો ઉપદેશ, જ્ઞાન તથા તેમનાં શાસ્ત્ર એ ચારે વસ્તુની તપાસ કરવી. પછી જે શાસ્ત્રમાં ઉત્તમ જ્ઞાન હોય તેને પ્રમાણ કરવું

ઉંચા જ્ઞાનવાલાની પ્રવૃત્તિ પણ સારી હોયજ અને તે પ્રમાણે ચાલવાથી આપણું પણ કાર્ય સરી શકે.

૫૧ પ્રશ્ન:—જૈનશાસ્ત્રમાં શું શું વિશેષ છે ?

ઉત્તર:—જૈનધર્મના સર્વજ્ઞે સ્વર્ગના સ્વરૂપનું વર્ણન જેટલું બતાવ્યું છે. તેટલું કોઈ અન્યશાસ્ત્રમાં બતાવ્યું નથી. નરકના ભેદ, ત્યાંની વર્તનાનું સ્વરૂપ, તિર્યંચનું સ્વરૂપ તથા મનુષ્યનું સ્વરૂપ પણ જે જે રીતે વર્ણવ્યું છે તેવી સૂક્ષ્મ રીતે કોઇ શાસ્ત્રમાં વર્ણવ્યું નથી. એ સ્વરૂપ આ ઠેકાણે લખતાં વિસ્તાર થઇ જાય. જીવાભિગમ, પન્નવણા, ભગવતી, સમવાયાંગ, સૂયગડાંગ વિગેરે સૂત્રોમાં ઘણા વિસ્તાર સહિત તેનું સ્વરૂપ આપ્યું છે. તિર્છાલોક જેમાં આપણે રહીએ છીએ તેમાં સમુદ્રની હદ કોઇ દેખે તેટલી કહે છે. આગલ શું હશે ? તે વિચારી શકતા નથી. કંઈ પણ હોવું તો જોઇએજ, પણ તે ચર્મચક્ષુથી દેખી શકાવાનું નથી. કારણ કે સમુદ્રમાં વિશેષ આગલ જઇ શકાતું નથી. કોલંબસે અમેરિકા શોધી કાઢયા અગાઉ તે દેશ પ્રખ્યાતિમાં નહોતો. હજુ પણ કેટલીક નવી જગ્યાઓ ઇંગ્રેજ સાહસીકો શોધી કાઢે છે તેમ વલી આગલ પણ જેનાથી મહેનત બની શકે તે નવી શોધ કરે. વાસ્તે નજરે દીઠું તેટલુંજ બસ કેમ કહેવાય ? સર્વ જમીનનું જ્ઞાન તો જેને અંતરંગથી કર્મ ક્ષય થઇ ગયાં હોય તેને જ હોય છે. જયારે મંત્ર સાધન કરીએ છીએ ત્યારે તે મંત્રના અધિષ્ઠાયક દેવતા કાંઇ આપણા શબ્દ સાંભલતા નથી પણ તેને આપણા કરતાં વિશેષ જ્ઞાન છે, તે જ્ઞાનથી તે જાણી શકે છે કે " મ્હારૂં કોઇએ સ્મરણ કર્યું છે" તેથી આવીને આપણું કાર્ય કરે છે. તેમ દેવતાથી પણ અધિક જ્ઞાન સર્વજ્ઞને છે તેથી તેમણે અસંખ્યાતા દ્વીપ સમુદ્રનું સ્વરૂપ બતાવ્યું છે, ગયા કાલનું પણ સ્વરૂપ બતાવ્યું છે. વલી કર્મનું સ્વરૂપ, કર્મની વર્ગણાનું સ્વરૂપ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાયનું સ્વરૂપ, કાલનું સ્વરૂપ તથા આત્માનું સ્વરૂપ ઘણા વિસ્તાર પૂર્વક બતાવ્યું છે. તે બીજા શાસ્ત્રમાં જણાતું નથી. એ અધિકાર કર્મગ્રંથ, કમ્મપયડી, પંચસંગ્રહ, તત્ત્વાર્થ, સમ્મતિતર્ક, વિશેષાવશ્યક વિગેરે શાસ્ત્રમાં છે. તે જોશો તો જણાશે કે જૈનશાસ્ત્રમાં કેટલું સૂક્ષ્મ બતાવ્યું છે ? વર્ત્તણુક વિષે જાણવું જે પૂર્વે અઢાર દૂષણ બતાવ્યાં છે તે જોશો તો જણાશે કે આવા દૂષણરહિતની કેવી પ્રવૃત્તિ હોય ? વધારે તો સિદ્ધાંતમાં ચરિત્રો છે તે જોશો તો માલમ પડશે કે જેને કોઇપણ પ્રકારની વાંછા નથી, માત્ર ઉપકારી બુદ્ધિજ છે, સ્ત્રી ધન વિગેરેની ઇચ્છા તેમજ સંગત નથી. વલી પોતાને મ્હોટાઈ પણ નથી. એના દેવને દેવ કહેવા યોગ્ય છે. વલી જે જીવ પોતાના આત્માનું જ્ઞાન મેલવી રાગદ્વેષનો ત્યાગ કરે તે કર્મથી મૂકાય. અહિયાં એમ

નથી કહ્યું કે મને માનશો તોજ કામ થશે; જે આત્માની શુદ્ધ પરિણતિ પ્રમાણે વર્ત્તશે તેનું કામ થશે. આવી રીતનો જેમનો શુદ્ધ ઉપદેશ છે તેમની બતાવેલી બાબતો ઘણી જ વલ્લભ લાગે છે. અમારા કહેવાથી કાંઈ વિશેષ નથી. ન્યાયબુદ્ધિ ધારણ કરી નિર્પક્ષપાતપણે જૈનશાસ્ત્ર તથા અન્યમતનાં શાસ્ત્ર જોશો તો તમનેજ જણાશે. માટે અવકાશ મેલવી નિરંતર જ્ઞાનાભ્યાસ કરવો. જ્ઞાનાભ્યાસથી જીવને કર્મનાં આવરણ ખસતાં જાય છે અને બુદ્ધિ નિર્મલ થતી જાય છે.

પર પ્રશ્નઃ—જૈનશાસ્ત્રમાં કેટલા પ્રકારનાં કર્મ કહ્યાં છે અને તે કર્મ ખપી જવાથી શું શું શુદ્ધતા થાય છે ?

ઉત્તરઃ—જૈનશાસ્ત્રમાં આઠ પ્રકારનાં કર્મ કહ્યાં છે. (૧) જ્ઞાનાવરણીય કર્મ. તેની પાંચ પ્રકૃતિ છે. (૨) દર્શનાવરણીય કર્મ. તેની નવ પ્રકૃતિ છે. (૩) મોહનીય કર્મ. તેની અઠાવીશ પ્રકૃતિ છે. (૪) વેદનીય કર્મ. તેની બે પ્રકૃતિ છે. (૫) નામ કર્મ. તેની એકસો ત્રણ પ્રકૃતિ છે. (૬) ગોત્રકર્મ. તેની બે પ્રકૃતિ છે. (૭) આયુકર્મ. તેની ચાર પ્રકૃતિ છે. (૮) અંતરાય કર્મ. તેની પાંચ પ્રકૃતિ છે. એ રીતે આઠ કર્મ છે. તેની ઉત્તર પ્રકૃતિ એકસો અઠાવન કહી છે. વલી એકેક પ્રકૃતિ પણ ઘણા પ્રકારની છે.

પ્રથમ જ્ઞાનાવરણીય કર્મનું સ્વરૂપ આ પ્રમાણે–જ્ઞાન પાંચ પ્રકારનાં છે. તેમાં પ્રથમ મતિજ્ઞાન. મતિએ કરી જાણવું તે આત્માનો ઉપયોગ, પાંચ ઇંદ્રિયો અને મન એના સંયોગે જ્ઞાન થાય તે મતિ જ્ઞાન. મતિજ્ઞાનથી પાછલા ભવનું પણ જ્ઞાન થાય છે. પરંતુ આવરણ લાગવાથી બધા જીવને થતું નથી. મતિજ્ઞાનની જેટલી શકિત ઉઘાડી છે તેટલું જ્ઞાન થઇ શકે છે; કેમ કે કેટલાએક માણુસ ઘણા લાંબા વિચાર કરી શકે છે. કેટલાએક અનુમાનથી પણ વિશેષ વિચાર કરી શકે છે, કેટલાએક તે કરી શકતા નથી. તેનું કારણ એટલુંજ છે કે જેને કર્મ થોડાં છે તેને બુદ્ધિ વિશેષ છે. જેને કર્મ વધારે છે તેની બુદ્ધિ ઓછી ચાલે છે. વલી બીજી રીતનાં પણ આવરણ હોય છે. જેમ કે કેટલાએક અનેક જાતની લીપીઓ ભણ્યા હોય છે, તર્ક, વિતર્ક પણ ઘણા કરી શકે છે, યાદદાસ્ત પણ ઘણી હોય છે તેથી જે કાંઇ વાંચે છે તે યાદ રહે; ભણવું હોય તે થોડા વખતમાં ભણી જાય છે. પરંતુ તે બુદ્ધિ ફકત સંસારના કામમાં વાપરે છે; ધર્મમાર્ગમાં વાપરવાનાં આવરણ ખુલ્યાં નથી તેથી ધર્મનો ખરો અભ્યાસ કરતા નથી અને નિર્પક્ષપાત સંબંધથી જોઈ શકતા નથી. કેટલાએકને એવાં આવરણ હોય છે કે ધર્મનું જ્ઞાન મેલવવામાં સારી બુદ્ધિ છે તેથી શાસ્ત્ર જોઈ શાસ્ત્રની સુંદર વાતનો ન્યાયબુદ્ધિથી નિશ્ચય કરે છે, પછી સારરૂપ શાસ્ત્રની વાત ગ્રહણ કરે છે

અને તત્ત્વ વિચારણા કરે છે. કેટલાએકને એવાં આવરણ હોય છે કે સંસારમાં બુદ્ધિ નથી ચાલતી તેમ ધર્મમાં પણ નથી ચાલતી. બન્ને રીતે બુદ્ધિની ખામી હોય છે. કેટલાએકને સર્વ પ્રકારે બુદ્ધિ ખુલે છે અને બધા કામમાં ન્યાયનીજ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. ખરી વાતનેજ ખરી જાણે છે. ઘણા પ્રકારે મતિજ્ઞાનનાં આવરણ નાશ થયાં હોય ત્યારે જ એવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે. કેટલાએકને બુદ્ધિ થોડી હોય પણ સત્યવાદી પુરૂષનો સંગ કરવાની બુદ્ધિ જાગી છે તેથી થોડી બુદ્ધિથી પણ તેમના કહ્યા પ્રમાણે ચાલી પોતાના આત્માનું કામ કરી શકે છે. કોઈક જીવ કર્મના આવરણના જોગે મૂગા, કોઇક આંધલા અને કોઇક બ્હેરા પણ થાય છે એટલે જ્ઞાન વધારી શકતા નથી. વલી કોઈ મૂગા હોય, કોઇ બોબડા હોય પણ કાનનાં આવરણ ખુલ્લાં છે તેથી ધર્મ સાંભલી પોતાના આત્માનું કામ કરે છે પણ પરને ઉપકાર કરી શકતા નથી. બ્હેરા હોય છે પણ આંખોના જોરથી પોતાનું કેટલું એક કામ કરી શકે છે. આંધલા હોય છે પણ કાનના જોરથી સાંભલી તેનો વિચાર કરી પોતાનું કામ કરી શકે છે. એવી રીતે મતિજ્ઞાનાવરણી કર્મે કરીને આત્માનું જ્ઞાન આવર્યું હોય છે તેને મતિ-જ્ઞાનાવરણી કર્મ કહીએ.

શ્રુતજ્ઞાન તો શાસ્ત્ર તથા અક્ષરનું નામ છે. આ જ્ઞાન મતિજ્ઞાનની સાથે-જ રહે છે. જ્યાં મતિજ્ઞાન ત્યાં શ્રુતજ્ઞાન અને જ્યાં શ્રુતજ્ઞાન ત્યાં મતિજ્ઞાન સમજવુ. બન્ને જ્ઞાન સાથેજ રહે છે. બન્ને કર્મનાં આવરણ પણ સાથેજ રહે છે; ખુલે છે તે પણ સાથેજ ખુલે છે. મતિથી અંતરંગમાં વિચાર થાય છે તેમાં જે અક્ષર છે તે શ્રુતજ્ઞાન છે. વર્ત્તમાનકાલમાં વિશેષ રીતે તો મતિ તથા શ્રુતજ્ઞાન છે. તેમાં જે જીવને સમકિત થયું છે તેને મતિ શ્રુત જ્ઞાન કહેવાય છે અને જેને સમકિત નથી તેને મતિ શ્રુત અજ્ઞાન કહેવાય છે. હવે કોઇને શંકા થાય કે, સંસારમાં ઘણા બુદ્ધિવાલા હોય છે તેને અજ્ઞાની કેમ કહેવાય? તે વિષે જાણવું જે સંસારમાં બુદ્ધિ વાપરવાથી પાછાં નવા કર્મ બાંધ્યાં અને પોતાનો આત્મધર્મ જેવો છે તેવો જાણીને પ્રગટ કરવાનો ઉદ્યમ કરવો તે ઉદ્યમ તો થયો નહિ અને ઉલટો આત્માને મલીન કર્યો ત્યારે એ જ્ઞાન તે અજ્ઞાનજ કહેવાય. હવે જે પુરૂષ જ્ઞાનવંત પુરૂષની અને જ્ઞાન જે શાસ્ત્ર તેની નિંદા કરે છે, કોઇને ભણતાં અંતરાય કરે છે, પુસ્તક ઉપર બેસે છે, પુસ્તક ઉપર મસ્તક મૂકે છે, થુંક લગાડે છે, પુસ્તક આગલ છતાં આહાર–નિહાર કરે છે, જ્ઞાન ભણવાની ઇચ્છા ન હોવાથી ઉલટો દ્વેષ ધરે છે. વિગેરે જ્ઞાનની આશાતના કરે છે તે પુરૂષ જ્ઞાનાવરણી કર્મ બાંધી આત્માને આવરે છે અને જે પુરૂષ જ્ઞાનવંત પુરૂષની તથા જ્ઞાન જે શાસ્ત્ર તેની બહુમાન પૂર્વક ઘણા પ્રકારે ભક્તિ કરે છે, જ્ઞાન ભણવાનો રાત્રિ-દિવસ અભ્યાસ કરે છે, બીજાને

ભણવામાં જોડે છે, શકિત હોય તો પોતે ધનનું ખરચ કરી બીજાને ભણાવે છે, શાસ્ત્રના ભંડાર કરાવે છે, વલી જે જે લીપીઓ સંસારી વિદ્યાની છે તે ભણીને પણ કોઇ માણસ હુંશીઆર થયા હોય તો ધર્મ સમજવો સુલભ થાય, મ્હોટા ઓદ્ધાઓ મેલવે અને સુખી થાય તો સુખે ધર્મસાધન કરે. વલી શાસન દીપાવે, વાસ્તે સર્વ પ્રકારે જ્ઞાન ભણાવવામાં મ્હોટો લાભ છે એમ સમજીને તેમાં દ્રવ્ય વાપરે છે. એવી રીતે જ્ઞાન આરાધન કરવાથી કર્મનાં આવરણ ઓછાં થાય છે. વિશેષ પ્રકારે તત્ત્વ વિચારણા કરવાથી ઘણાં આવરણ ખપે છે અને આત્મા શુદ્ધ થાય છે. એ મતિ શ્રુતજ્ઞાનનાં આવરણનું તથા તે કર્મ ખપ્યાનું સ્વરૂપ જાણવું.

અવધિજ્ઞાનાવરણીની પ્રકૃતિ અવધિજ્ઞાનને આવરે છે. જેને અવધિજ્ઞાન થયું હોય તેને પોતાની આત્મશક્તિથી રૂપી પદાર્થનું જ્ઞાન થાય છે. તેને ચક્ષુ પ્રમુખ ઇંદ્રિયોની જરુર પડતી નથી. આત્માથીજ જણાય છે. જેને સો કોષનું જ્ઞાન થયું હોય તે સો કોષ ઉપર જે થતું હોય તે પોતાના સ્થાનકે રહ્યા જાણે છે, ગયા કાલનું પણ જાણી શકે છે, જેને લોકાવધિજ્ઞાન થયું હોય તેને આખા લોકમાં જે જે પુદ્ગલિક પદાર્થ તેનું જ્ઞાન થાય છે, ગયા કાલ વિષે પણ અસંખ્યાતા કાલનું જ્ઞાન થાય છે અને જેને એ કર્મે કરી આવરણ લાગ્યાં હોય છે તેને તે જ્ઞાન બિલકુલ હોતું નથી પણ પાછી જેમ જેમ આત્માની વિશુદ્ધિ થતી જાય છે અને રાગદ્વેષ રુપ ઉપાધિ ઓછી થતી જાય છે તેમ તેમ અવધિજ્ઞાન પ્રગટ થાય છે. કોઇને થોડાં આવરણ ખસ્યાં હોય તો થોડા ક્ષેત્રમાં જે અદૃશ્ય પદાર્થ હોય છે તે આત્માથી જાણી શકે છે. પછી તે કરતાં વધારે આવરણ ખસે તો વધારે ક્ષેત્ર તથા વધારે કાલનું જ્ઞાન થાય છે. જેમ આપણે કોઇ ગામના પદાર્થ જોયા છે પછી બીજે ગામ જઇએ છીએ, ત્યારે આંખે કરી તો તે ગામ દેખી શકતા નથી પણ અંતરંગમાં વિચારીએ છીએ તો જાણે નજરે દેખતા હોઇએ તેમ થાય છે. તેમ અવધિજ્ઞાનથી પણ વગર જોયેલા પદાર્થ અંતરંગમાં દેખાય છે. એના છ ભેદ છે. તેનો વિસ્તાર નંદીસૂત્ર તથા આવશ્યક સૂત્ર વિગેરેમાં વિશેષ પ્રકારે છે તે જોઈ લેવો. આ જ્ઞાનને આવરે તેને અવધિજ્ઞાનાવરણી કર્મ કહીએ. વલી દેવતાઓને આ જ્ઞાન હોય છે તેથી મંત્રનું સ્મરણ કરતાંજ તેને ખબર પડે છે અને તે આવે છે. તેમાં પણ જેવાં જે દેવતાને આવરણ ખુલ્યાં છે તે પ્રમાણે તેને જ્ઞાન પ્રગટ થાય છે. એ ગતિમાં વિશુદ્ધ પ્રણામવાલા જાય છે. તેથી થોડું વધતું પણ દરેકને એ જ્ઞાન હોય છે. સમૂલગું ન હોય તેમ હોતું નથી. ત્યાં પણ મિથ્યાદૃષ્ટિ દેવતા છે તેને વિભંગજ્ઞાન હોય છે. તેનું કારણ જે તેને આત્મતત્ત્વનું જ્ઞાન હોતું નથી, પણ પરોક્ષ પદાર્થને જાણવાની શક્તિ હોય છે, સમ્યગ્દૃષ્ટિ છે તેને તો અવધિજ્ઞાન કહેવાય છે. તેઓને તત્ત્વ-

જ્ઞાન છે. તે પુરૂષો તો દેવતાના સુખને પણ તૃણ સમાન ગણે છે અને મનમાં ભાવના ભાવે છે કે "પૂર્વે એટલે પાછલે ભવે કર્મથી મૂકાવા સારૂ તપ સંજમ વિગેરે સાધન કર્યાં પણ તે સાધન પૂર્ણ રીતે કર્યાં નહીં તેથી આ દેવગતિમાં સંસાર વર્ત્તના કરવાનું થયું અને જન્મ મરણનાં દુઃખ ટલ્યાં નહિ. આ દેવતાનાં સુખ અસ્થિર છે અને કર્મબંધનનાં કારણ છે. વાસ્તે આ દેવતાનું આયુષ્ય પૂરૂં થયેથી મનુષ્ય જન્મ પામું તો હવે પૂર્ણ રીતે પ્રભુની આજ્ઞા પ્રમાણે ધર્મ આરાધન કરૂં કે જેથી ફરીને ભવચક્રમાં ભ્રમણ કરવું પડે નહિ." એવી ભાવના ભાવે છે.વલી રત્નમય પુસ્તક વાંચે છે. શાશ્વતા ચૈત્ય મધ્યે જિનબિંબ છે તેની વિસ્તારે ભાવ સહિત દ્રવ્ય તથા ભાવ પૂજા કરે છે. તીર્થંકર ભગવાન વિચરતા હોય ત્યાં જઇ તેમની ભક્તિ કરે છે, ધર્મ ઉપદેશ સાંભલે છે અને આત્મસ્વભાવમાં રહેવામાં સુખ માની વિચરે છે. સમ્યગ્દૃષ્ટિ દેવતા સંબંધી અવધિને અવધિજ્ઞાન કહે છે. પરંતુ તેમને અવધિજ્ઞાનનાં પૂર્ણ આવરણ ખપ્યાં નથી, પૂર્ણ આવરણ તો મનુષ્યગતિમાં જ ખપે છે. જેમને કેવલજ્ઞાન થાય છે તેમનેજ સંપૂર્ણ આવરણ નાશ પામે છે.

મનઃપર્યવ જ્ઞાનાવરણીય કર્મ તે મનપર્યવજ્ઞાનને આવરે છે. મનપર્યવજ્ઞાનના આવરણ જેનાં ખસે છે, તે મનના ભાવ એટલે મનમાં મનન કરાયેલ મનોવર્ગણાનાં પુદ્ગલોને જાણે છે. તે પણ પોતાના આત્માથીજ જાણે છે. તેને ઇંદ્રિઓની જરૂર પડતી નથી. એ જ્ઞાન સંસારના ત્યાગી, સંજમી મુનિ છઠે સાતમે ગુણઠાણે વર્ત્તનારનેજ થાય છે. તેમાં પણ થોડાં આવરણ ખશ્યાં હોય તો તે રૂજુમતિ મનપર્યવજ્ઞાની કહેવાય છે. તે પુરુષ મનમાં ચિંતવેલા પદાર્થ જાણે છે, તે કરતાં વિપુલમતિ મનપર્યવજ્ઞાની ઘણું વિશુદ્ધ જાણે છે. તે જ્ઞાનની વિશુદ્ધિ ઘણી છે. કારણ કે વિપુલમતિ મનપર્યવજ્ઞાનવાલા તે જ ભવે કેવલજ્ઞાન પામે છે. તેથી મનના વિચાર વિશુદ્ધપણે જાણે છે. અહિંઆં કોઇ કહેશે જે અવધિજ્ઞાની રૂપી પદાર્થને જાણે છે, તેમાં મનના વિચાર પણ રૂપી હોવાથી તેને પણ જાણી શકે છે. વાસ્તે આ જૂદું કહેવાનું કારણ શું ? તે વિષે જાણવું કે—અવધિજ્ઞાનવાલો મનપર્યવજ્ઞાનવાલા જેવું સંપૂર્ણ જાણી શકે નહિ. અવધિજ્ઞાનવાલાને તેજ ભવે કેવલજ્ઞાન પ્રાપ્ત થાય તેવો પણ નિશ્ચય નથી. વલી મનઃપર્યવજ્ઞાનવાલો મનના ભાવ શિવાય બીજા પદાર્થ જાણી શકતો નથી. એવો એક બીજામાં ફેરફાર છે, તેનું કારણ જે કર્મનાં આવરણ કોઇને અવધિજ્ઞાનનાં ખશી જાય છે તેને અવધિજ્ઞાન થાય છે; જેને મનઃપર્યવજ્ઞાનનાં આવરણ ખસ્યાં હોય તેને તે જ્ઞાન થાય છે. કોઇને પહેલું મનઃપર્યવ જ્ઞાન થાય છે તો કોઇને પહેલું અવધિજ્ઞાન થાય છે. એ પ્રમાણે કર્મનાં આવરણ જેવી રીતે ખપે છે તે પ્રમાણે જ્ઞાન પ્રગટે છે. જ્ઞાનનાં નામ પણ તે પ્રમાણે જૂદાં જૂદાં છે.

કેવલજ્ઞાનાવરણી પાંચમી પ્રકૃતિ તે કેવલજ્ઞાનને આવરે છે. કેવલજ્ઞાનનાં આવરણ જેને નાશ પામે છે, તેને ઇંદ્રિઓ ને મનની જરુર પડતી નથી. પોતાની આત્મશક્તિથીજ રૂપી અરૂપી સર્વ પદાર્થનું અતીત, અનાગત, તથા વર્ત્તમાનકાલનું જ્ઞાન થાય છે. તે જ્ઞાન કેવું છે કે–જેમ આરીસામાં સર્વે પદાર્થનો ભાસ પડે છે તેમ આત્મામાં સર્વે પદાર્થ જણાય છે. જાણવામાં કોઇ પણ પ્રકારે ખામી રહેતી નથી. એક એક પદાર્થે અતીત કાલમાં અનંતાં સ્વરુપ ધારણ કર્યા છે તેવાં અનંતા પદાર્થ છે તે સર્વેનાં સ્વરુપ એકી વખતે જાણવામાં આવે છે. એવી અદ્ભુત તે જ્ઞાનની શક્તિછે. એવું જ્ઞાન પ્રગટ થયા પછી સંસારમાં તેમને ફરવું પડતું નથી, તેમને મુક્તિ મળે છે. એવા જ્ઞાનવાળા પુરુષ સંપૂર્ણ રીતે ધર્મ દર્શાવી શકે છે. તેમને જન્મ મરણ કરવું પડતું નથી.

એ પાંચ પ્રકારના જ્ઞાનને આવરે તેનું નામ જ્ઞાનાવરણી કર્મ કહીએ.

બીજું દર્શનાવરણીય કર્મ એટલે આત્માનો દર્શન ગુણ જે દેખવું તેને રોકનારૂં જે કર્મ તે. તે વિષે સમજવું જે–જ્ઞાન અને દર્શન સાથે વર્તે છે. પ્રથમ સામાન્ય ઉપયોગ તે દર્શન અને વિશેષ ઉપયોગ તે જ્ઞાન. જેમ કે એક માણસને દીઠો તે વખતે મનમાં આવ્યું જે આ કોઇક માણસ છે ત્યાંસુધી સામાન્ય ઉપયોગ અને જ્યારે એમ સમજાયું કે આ તો જૈનધર્મિ છે, શાહુકાર છે, સારા માણસ છે, એવું વિશેષ પ્રકારે સમજાયું ત્યારે વિશેષ ઉપયોગ જાણવો. વિશેષ ઉપયોગ તે જ્ઞાનનો છે એવી રીતે દરેક પદાર્થમાં પ્રથમ સામાન્ય ઉપયોગ અને પછી વિશેષ ઉપયોગ થાય છે. હવે સામાન્ય ઉપયોગ ચાર પ્રકારના છે. ( ૧ ) ચક્ષુદર્શન. ચક્ષુએ કરી દેખવું તેમાં આવરણ હોય તો અંધ હોય વલી થોડાં આવરણ હોય તો રાત્રે દેખે નહીં, દિવસે દેખે. કોઈ દિવસે અને રાત્રે ઝાંખું દેખે, કોઈ નજીકના પદાર્થ દેખે, દૂરના ન દેખે પણ આવરણને લીધે સંપૂર્ણ દેખી શકે નહીં તે ચક્ષુદર્શનાવરણી કર્મ કહીએ. ( ૨ ) અચક્ષુદર્શન. આંખો શિવાયની ઇંદ્રિઓએ સામાન્ય બોધ થાય તે અચક્ષુદર્શન. શરીરે કાંઇ સ્પર્શ થાય અને સ્પર્શ થયો એમ સમજાય પણ શેનો સ્પર્શ થયો ? તે નક્કી કહી શકાય નહીં ત્યાં સુધી સામાન્ય ઉપયોગ. નાકને ખુશબો આવી ? તે કહી શકાય નહીં ત્યાં સુધી સામાન્ય ઉપયોગ. મોમાં મૂકેલા પદાર્થના સ્વાદનો નિશ્ચય ન થાય ત્યાં સુધી સામાન્ય ઉપયોગ. કાનમાં શબ્દ પડ્યો પણ શું શબ્દ છે ? તે નક્કી ન થાય ત્યાં સુધી સામાન્ય ઉપયોગ. આ ઉપયોગ અચક્ષુદર્શનના છે. તેનાં આવરણ આ પ્રમાણે કોઇ માણસને સ્પર્શ થાય પણ તેને જાણી શકતા નથી, કેટલાક નાકથી ખુશબો જાણી શકતા નથી, મોઢેથી સ્વાદ સમજતા નથી, કાને સાંભલી શકતા નથી, એ દર્શનાવરણી કર્મનો પ્રભાવ

છે. વલી જેટલી ઇંદ્રિઓની શક્તિ છે તેટલી પરિપૂર્ણ ચાલતી નથી તે પણ આવરણથીજ ચાલતી નથી અચક્ષુ—ચક્ષુદર્શનનું સંપૂર્ણ આવરણ કેવલદર્શન પામતી વખત નાશ પામે છે. ( ૩ ) અવધિદર્શન. રુપી પદાર્થનું આત્માથી સામાન્યપણે જાણવું તે અવધિદર્શન. તેનું આવરણ જ્યાં સુધી છે ત્યાં સુધી અવધિદર્શન થતું નથી. ( ૪ ) કેવલદર્શન. કેવલદર્શનનું આવરણ જ્યાં સુધી હોય ત્યાં સુધી કેવલદર્શન પ્રાપ્ત થતું નથી, પણ એટલો ફેર છે કે કેવલદર્શનનો ઉપયોગ પછી થાય છે અને કેવલજ્ઞાનનો ઉપયોગ પહેલો થાય છે. તેનું કારણ જે જેને કેવલજ્ઞાન થાય છે તેને એકદમ બોધ થાય છે; તેને કાંઇ અનુક્રમે બોધ થતો નથી. પહેલું વિશેષ જ્ઞાન થાય છે પછી સામાન્ય થાય છે. તે એવી રીતે કે જેમ કોઇ માણસનાં સર્વ પ્રકારે લક્ષણ જાણ્યા પછી તેની બધી હકીકત પૂછવી પડતી નથી કારણ કે તે સામાન્ય થઇ જાય છે, તેમ એક વખત પૂરો બોધ થયા પછી સામાન્ય થાય છે. એ અધિકાર શ્રી નંદીસૂત્રમાં વિસ્તારે છે.

પાંચ નિદ્રા છે તે પણ દર્શનનું આવરણ છે. જ્યાં સુધી માણસ નિદ્રાવશ હોય ત્યાં સુધી કાંઇ જાણી દેખી શકતો નથી. તેમાં પણ આવરણનો તારતમ્યતાએ ફારફેર છે તે નિદ્રાનું જૂદું જૂદું સ્વરુપ જાણવાથી જણાશે. જીવને ઉંઘમાં કાંઇ સહજ સ્પર્શ થાય અથવા શબ્દ સંભલાય કે તુરત જાગે અને જાગવાથી જરા પણ દિલગીરિ થાય નહિ તે " નિદ્રા ". કોઈ માણસને ઉઠાડે તો ઘણી બૂમો પાડે, અતિશે શોરબકોર થાય ત્યારે જાગે. તે મનમાં દુઃખ ધરે, ઉઠાડનાર ઉપર ગુસ્સો કરે. એવી સખત નિદ્રા તે " નિદ્રા નિદ્રા. " બેઠાં બેઠાં ઉંઘી જાય તે " પ્રચલા. " ચાલતાં ચાલતાં ઉંઘે તે " પ્રચલા પ્રચલા. " પાંચમી " થીણદ્ધિ " નિદ્રા છ માસ આવે છે. એ નિદ્રા એવી સખત આવે છે કે તે માણસ ઉંઘમાં જઇને હાથીના દંતૂશલ કાઢી નાંખે તેટલું એ ઉંઘમાં બલ હોય છે. એ નિદ્રાનું આવરણ બહુ જ સખત છે. તેને ઉંઘમાં અર્ધવાસુદેવ જેટલું બલ હોય છે પણ ઉંઘ ઉડી જાય ત્યાર પછી બલ હોતું નથી. આ કાલમાં તો એ નિદ્રાવાલાને પોતાના બલથી બમણું તમણું બલ હોય એમ કર્મ ગ્રંથના બાલાવબોધમાં કહ્યું છે. એવી નિદ્રા નરકગામી જીવને હોય છે. આ પાંચ નિદ્રામાં સામાન્ય ઉપયોગ અવરાઇ જાય છે તેથી દર્શનાવરણીની આ પાંચ પ્રકૃતિ તથા ચાર આગલ કહી તે સર્વે મલી નવ પ્રકારે દર્શનાવરણી કર્મ કહીએ. એ કર્મનો ક્ષય થવાથી સામાન્ય ઉપયોગને આવરણ હોય તે નાશ પામે છે તેથી કેવલદર્શન પ્રાપ્ત થાય છે અને સંપૂર્ણ આવરણ કેવલદર્શન પ્રાપ્ત થતી વખત નાશ પામે છે; ત્યારે કેવલજ્ઞાન અને કેવલદર્શન સાથેજ પ્રાપ્ત થાય છે.

ત્રીજું મોહની કર્મ. આ કર્મ આત્માને મૂંઝાવે છે. જેમ દારૂ પીધો હોય તેને કરવા યોગ્ય, નહિ કરવા યોગ્યનો વિચાર રહેતો નથી, તેમ મોહની કર્મના જોરથી જીવને પોતાના આત્માનો શું ગુણ છે? ને શું પ્રવૃત્તિ કરવાની છે? તેનો ઉપયોગ નષ્ટ થઇ જાય છે અને શરીર, ધન, કુટુંબ, પુત્ર, પરિવાર, સ્ત્રી વિગેરે પદાર્થમાં મગ્ન થઇ એ સંબંધી અનેક કામમાં આસક્ત થઇ જાય છે, પોતાના પ્રાણથી પણ એ વસ્તુઓ વલ્લભ માને છે, જે જે અસ્થિર પદાર્થ છે તેને સ્થિર રુપ માની વર્તે છે. કોઈ આત્મતત્ત્વની વાત કરે છે તો તે સાંભળવાની ઇચ્છા કરતો નથી, વલી કદાપિ કોઈની સોબતે સાંભળવા જાય તો પણ સાંભળવાનું લક્ષ નહિ; તે છતાં કાનમાં શબ્દ પડે તો તેનો પણ વિચાર કરે નહિ; કદાપી કરે તો એવો કરે જે શાસ્ત્રમાં કહ્યું છે તે પ્રમાણે કોણ ચાલે છે? શાસ્ત્ર સાંભલી ઉલટા ઉંધા ચાલે છે, એવાં પારકાં દૂષણ કાઢે છે. કોઇ ગુણવંત શ્રાવક હોય, સમ્યક્દૃષ્ટિ હોય અને સંસારમાં રહેલો હોય તો તેને કહે જે શાસ્ત્રમાં સંસાર અસાર કહ્યો છે અને આવા જાણકાર થઈ સંસારમાં કેમ રહો છો? વલી મુનિ મહારાજ કોઈ કારણે કરી અપવાદ સેવતા હોય તો તેની નિંદા કરે. એનું કારણ જે શાસ્ત્ર સાંભલીને જો મોહની કર્મ થોડું પણ ખસ્યું હોત તો આત્મા સાથે વિચાર કરત અને પોતાનાં દૂષણ જોત, પણ મોહની કર્મનું જોર ઘણું છે તેથી શાસ્ત્ર સાંભળીને પણ ઉલટા વિચાર કરી મોહની કર્મ વધારે બાંધે છે અને આત્માને વધારે મલીન કરતા જાય છે. વલી અન્યાય, લુચ્ચાઇ, ઠગાઇ ને ચોરી કરવી, પારકાને કલંક દેવું, પારકી નિંદા કરવી, પરને સંકટમાં નાંખવા, જીવહિંસા કરવી, અહંકાર મમકાર કરવા, મદે કરી મદોન્મત્ત રહેવું, જૂઠું બોલવા બોલાવવામાં સાવધાન થવું, સ્વદારા પરદારાનો વિચાર નહીં ધરાવવો એ મોહનીકર્મનાં લક્ષણ છે. વળી કેટલાક તો વિષયમાં એવા લુબ્ધ થઇ જાય છે કે પોતાની માતા, બ્હેન, કે પુત્રીની સાથે પણ ભોગ કરતાં શકાતા નથી. એ સર્વે જોર મોહનીકર્મનું છે. તે અનાદિકાલનું જીવને લાગેલું છે. તેના પ્રભાવથી આત્માના ગુણ જે ચારિત્ર તથા સમકિત તે ઢંકાઇ જાય છે. તે મોહનીકર્મ બે પ્રકારનું છે. (૧) ચારિત્રમોહની, (૨) દર્શનમોહની. એ બે પ્રકારના મોહનીકર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિ છે. તેમાં પ્રથમ ચારિત્રમોહનીની પચીસ પ્રકૃતિ નીચે પ્રમાણે છે. અનંતાનુબંધી—ક્રોધ, માન, માયા અને લોભ. અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ. પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ. સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભ. હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ એ પચીસ કષાય છે. તેની વિસ્તારે ઓલખાણ નીચે મુજબ.

અનંતાનુબંધી ક્રોધ, જેને હોય તેના મનમાં અતિશે દ્વેષ હોય, જે વખતે

એ ક્રોધનું જોર હોય તે વખતે શરીર પણ લાલ લાલ થઇ જાય, જેના ઉપર દ્વેષ હોય તેનું મરતાં સુધી પણ વૈર મૂકે નહી, મરતી વખત પણ કહે જે આ ભવમાં વૈર લેવાયું નથી તો આવતા ભવમાં પણ લઇશ, વલી પોતાના પુત્ર પ્રમુખને પણ કહે જે મેં તેની સાથે વૈર રાખેલું છે માટે તમે પણ વૈર છોડતા નહિ, વખત આવે ત્યારે તેનું બગાડવામાં ભૂલ ખાતા નહિ, સામો માણસ શાંત હોય અને ખમાવવા આવે તો તેની સાથે ઉલટો લડે, વલી તેનું સહજ કામ પોતાના હાથમાં આવ્યું હોય તો તેને મ્હોટું નુકશાન કરે. નુકશાન કરવાની તુરત શક્તિ ચાલે નહિ તો લાગ આવે ત્યારે નુકશાન કરવામાં જરા પણ કસર રાખે નહિ. એવી જે કષાયની પરિણતિ છે તેનું નામ શાસ્ત્રમાં અનંતાનુબંધી ક્રોધ કહ્યો છે. પત્થરની અંદર ફાટ પાડી હોય તે ફાટ જેમ પાછી મલે નહિ તેમ અનંતાનુબંધી ક્રોધવાલાનો ક્રોધ મરતાં સુધી શમે નહિ. એ ક્રોધના પ્રતાપે જીવ નરકે જાય છે અને મહા તીવ્ર દુ:ખ ભોગવે છે. વલી એ ક્રોધના પ્રભાવથી જીવ સમકિત પામતો નથી. એ ક્રોધ જાય ત્યારેજ જીવ સમકિત પામે છે.

અનંતાનુબંધી માન પત્થરના થાંભલા સમાન હોય છે. જેમ પત્થરનો થાંભલો નમાવતાં નમે નહીં તેમ અનંતાનુબંધી માનવાલો પોતાની મ્હોટાઇમાં એટલો મચ્યો રહે છે કે, મહા ગુણવંત મુનિ મહારાજ હોય તેમને પણ નમસ્કાર કરતો નથી અને કરવાના ભાવ પણ થતા નથી. વલી પોતે ધર્મગુરૂ થઇને ધન, સ્ત્રી વિગેરે ભોગવે; બીજા ગુણવંત પુરૂષોએ ધન, સ્ત્રીનો ત્યાગ કર્યો હોય, સમતાભાવ આદરી સંસારથી વિમુખ થયા હોય તેવા પુરૂષોને પોતે નમવા યોગ્ય છે તેમ છતાં પોતે નમે નહિ અને ઉલટો તેમની પાસે નમસ્કાર કરાવે, તે ન કરે તો કરાવવાની ઇચ્છા ધરાવે. વલી પોતે ધનવાન્ હોય પણ ધન નાશ પામવાથી પોતાની આજીવિકા પૂરી થતી નથી તેમ છતાં કોઇની નોકરી કરે નહિ. પોતાના મનમાં અહંકાર લાવે જે અમે મ્હોટા થઇને કોઇની નોકરી કરીએ ? વલી વખતે કોઇએ ખોટો શબ્દ કહ્યો હોય તો તે અમને કહેનાર કોણ ? એમ મદ કરી સામાના પ્રાણ લેતાં પણ ડરે નહિ. વલી વખતે માન મૂકતાં પોતાના પ્રાણ બચતા હોય તો પણ માન મૂકે નહિ. એવા અહંકારીનો આકરો અહંકાર તે અનંતાનુબંધી માન કહીએ. એવું માન જીવિત પર્યંત રહેછે.

અનંતાનુબંધી માયાવાલો પુરૂષ અતિશે કપટી હોય છે. મ્હોડેથી અતિશે વ્હાલપણુ બતાવે છે પરંતુ વિશ્વાસ કરનારના પ્રાણ લેતાં પણ બ્હીતો નથી; પોતાને અલ્પ ફાયદો હોય તો પણ આકરૂં કપટ કરે છે. જેમ વાંસની ગાંઠ વાંકી હોય તે કોઈ પણ રીતે મટાડી શકાય નહિ, તેમ અનંતાનુબંધી માયાવાલાનું કપટ મૂકાવી શકાય નહિ, એ કપટી જીવનો જગતમાં કોઈ વિશ્વાસ કરતું નથી.

અનંતાનુબંધી લોભ અતિશે તીવ્ર હોય છે. ગમે તેટલી દોલત મલે, યાવત્ ચક્રવર્ત્તિની ઋદ્ધિ મલે તો પણ તૃષ્ણા શાંત ન થાય, ખાવા સારૂ ગમે તેટલા પદાર્થ મલે તો પણ મન ધરાય નહિ, ખાવાના અતિ લોભને લીધે ભક્ષ અભક્ષનો પણ વિચાર કરે નહિ, પોતાનો ધર્મ પણ વિચારે નહિ. પોતાની કુલમર્યાદામાં ન ખાવાની ચીજ હોય તે ખાવાની ઇચ્છા થાય, યાચના કરતાં પણ બીહે નહિ, કારણ જે પૈસાનો લોભ તેથી પૈસા ખરચી શકે નહિ અને ખાવાની ઇચ્છા થયા કરે, તેથી નહિ માગવા યોગ્ય સ્થાનકે પણ યાચના કરે, ચોરી કરતાં પણ ડરે નહિ, અન્યાય કરતાં પણ ડરે નહિ, એવી રીતે પાંચે ઇંદ્રિઓના વિષયમાં લુબ્ધ હોય છે. દરેક વિષયને સારૂ નહિ કરવા યોગ્ય કામ કરે છે, લોભી માણસને ફક્ત એક પૈસો મલતો હોય અને તેથી સામા માણસના પ્રાણ જતા હોય તો તેની પણ તેને ચિંતા રહેતી નથી. હરેક પ્રકારે પોતાની મતલબ સાધે છે, રાજાના ગુન્હામાં આવતાં પણ બ્હીએ નહિ, આવો લોભ મરવાનો વખત આવે તો પણ છોડે નહિ, કેટલાએક એંશી વરસના વૃદ્ધ થાય તોપણ કુંચીઓ છોકરાને આપતા નથી, આભૂષણ પ્રમુખ હોય તે મરવાનો વખત આવે ત્યાંસુધી અંગ ઉપરથી ઉતારતા નથી, મરણાંત રોગ આવે તો પણ ઔષધના પૈસા ખરચે નહિ, અનેક પ્રકારનાં દુઃખ સહન કરે, કોઈ દશ ગાલ દે, માર મારે તો પણ કાંઇ લાલચ હોય તો તે સહન કરે છે, કેટલાક અનાજના વેપારી અતિશે લોભીઆ હોય છે તેઓ ચોમાસા સારૂ માલ સંઘરી રાખ્યો હોય છે તો એવીજ ભાવના લાવે છે કે દુકાલ પડે તો સારૂં, દુકાળ પડવાથી દ્રવ્યની વધારે પ્રાપ્તિ થાય, દુકાલથી દુનિઆને કેટલું દુઃખ થશે? તેની જરા પણ ફિકર કરે નહિ, એમ કરતાં સારી વૃષ્ટિ થાય તો મનમાં અતિશે દુઃખી થાય અને દિલગીરિમાં રહે, એ અનંતાનુબંધી લોભનો સ્વભાવ કિરમજના રંગ જેવો છે. કિરમજનો રંગ ગમે તેટલો ધુએ તો પણ જાય નહિ. બાલે તો રાખ પણ કિરમજના રંગ જેવીજ રહે, તેમ અનંતાનુબંધી લોભ મરતાં સુધી છુટે નહિ. એ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ ચારે નરક ગતિના આપનાર છે. એ ચારે હોય ત્યાં સુધી સમકિતની પ્રાપ્તિ થાય નહિ.

૨ અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભના કરતાં નરમ હોય છે. સૂકા તલાવમાં ફાટો પડી હોય તે ઉત્કૃષ્ટિ વરસ દિવસ સુધી રહે છે, પાછો વરસાદ આવે એટલે ફાટો મલી જાય છે. તેમ કોઇ જીવ ઉપર ક્રોધ થયો હોય, સામા માણસે ગમે તેટલું બગાડયું હોય પણ સંવત્સરી પ્રતિક્રમણ કરતી વખત સર્વ જીવને ખમાવી સર્વને મિત્ર તુલ્ય ગણે પણ કોઇના ઉપર ગુસ્સો રાખે નહિ. તેણે કાંઈ કામ કરવાને આપ્યું હોય તો તેના ઉપર દ્વેષબુદ્ધિ ન લાવતાં ખુશીથી કરી આપે તેનું નામ અપ્રત્યાખ્યાની

ક્રોધ સમજવો. અપ્રત્યાખ્યાની માન દાંતના થાંભલા જેવું હોય છે. પથ્થરનો થાંભલો તો નમેજ નહિ પણ દાંતનો થાંભલો પાણી પ્રમુખ ઉપચાર કરવાથી નમે છે. તેમ અપ્રત્યાખ્યાની માનવાલો પુરૂષ સદ્ગુરુના ઉપદેશથી અથવા ડાહ્યા પુરૂષના સમજાવવાથી પોતાનો અહંકાર છોડે છે. ગમે તેવું માન રાખતો હોય પણ તે માન એક વરસથી વધારે કાલ રહેતું નથી. અપ્રત્યાખ્યાની માયાવાલો અનંતાનુબંધી માયાવાલાથી ઓછી માયાવાલો હોય છે. પોતાની સહજ મતલબ સારૂ સામાને મ્હોટું નુકશાન થાય એવું કપટ કરે નહિ. અપ્રત્યાખ્યાની માયાને મેંઢાના શીંગડા જેવી કહી છે તે વાંકાશ જેમ ઉપચાર કરવાથી મટી જાય છે તેમ આ માયાવાલો પુરૂષ કપટ ઓછું કરે છે. કેટલાંક કામ નિષ્કપટ પણે પણ કરે છે. અપ્રત્યાખ્યાની લોભ નગરની ખાલના કાદવના રંગ સરખો હોય છે. એ રંગ એકદમ તો ન જાય, પણ ખાર આદિવડે અતિશે મહેનત કરતાં જાય છે. તેમ આ લોભ પણ અનંતાનુબંધી લોભ કરતાં થોડો હોય છે. લોભને અર્થે કોઇને મ્હોટું નુકશાન કરે નહિ. એ અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભથી જીવ તિર્યંચની ગતિમાં જાય છે; શ્રાવકપણું પામી શકતો નથી. એ ચારે કષાય જાય ત્યારે જીવ શ્રાવકપણું એટલે પાંચમું ગુણસ્થાન પામે છે.

અપ્રત્યાખ્યાની ક્રોધથી પ્રત્યાખ્યાની ક્રોધ નરમ હોય છે. એને કોઇ જીવ ઉપર દ્વેષ થયો હોય તો પણ ચોમાસી પ્રતિક્રમણ કરતી વખત સર્વ જીવને ખમાવે છે; એટલે પછી કોઇ જીવ ઉપર દ્વેષ રહેતો નથી. રેતીમાં લીટી કરી હોય તે જેમ થોડા કાલમાં મલી જાય, તેમ એ ક્રોધ થોડા કાલમાં શાંત થાય છે. પ્રત્યાખ્યાની માન લાકડાના થાંભલા જેવું હોય છે. લાકડાનો સ્તંભ દાંતના સ્તંભ કરતાં થોડી મહેનતે નમી જાય છે, તેમ એ માન પણ થોડા વખતમાં શાંત થઈ જાય છે. પ્રત્યાખ્યાની માયા ગાયના મૂત્રના વાંક જેવી હોય છે. ચાલતાં ચાલતાં મૂતરતી ગાયથી જે વાંક પડ્યો હોય તે થોડા વખતમાં મટી જાય છે; તેમ આ માયાવાલો પુરુષ થોડા વખતમાં સરલના પકડે છે. આકરૂં કપટ તેનાથી થતું નથી. અપ્રત્યાખ્યાની કરતાં સરલ હોય છે. પ્રત્યાખ્યાની લોભ ગાડાના કીલના ડાઘ સરખો છે. નગરની ખાલના કાદવ કરતાં આ કીલનો ડાઘ થોડી મહેનતે નાશ પામે છે. કારણ કે ખાલનો કાદવ ઘણા દિવસ કોહી જવાથી વધારે ચીકાશવાલો હોય છે, ગાડાના કીલના ડાઘની માફક આ લોભ સહજમાં શાંત થાય છે. પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ જ્યાંસુધી હોય ત્યાંસુધી સાધુપણું પ્રાપ્ત થતું નથી. આ કષાયના પ્રયોગથી જીવ મનુષ્ય ગતિમાં જાય છે. કેમ કે એ કષાય પાતલો છે.

સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે પ્રત્યાખ્યાની ક્રોધ;

માન, માયા અને લોભ કરતાં ઘણા હલકા હોય છે. સંજ્વલનનો ક્રોધ પાણીની લીટી સમાન કહ્યો છે. પાણીમાં લીટી કરતાંજ જેમ તુરત મલી જાય છે, તેમ કોઇક કારણે ક્રોધ થાય પરંતુ તુરતજ શાંત થઈ જાય. કોઇ આકરૂં કારણ મલ્યું હોય તો પણ પખ્ખી પ્રતિક્રમણ કર્યા પછી તો જરા પણ દ્વેષ રહે જ નહિ. એ ક્રોધની ઉત્કૃષ્ટ સ્થિતિ પંદર દિવસની છે. તેથી વધારે કાલ એ ક્રોધ રહેજ નહીં. એ ક્રોધવાલા ને અંતરંગમાં વધારે ક્રૂરતા હોય નહિ. સંજ્વલનનું માન નેતરના સ્તંભ સરખું હોય છે. નેતરના સ્તંભને નમાવતાં વાર લાગે નહીં તેમ એ માનદશા વધારે વખત રહે નહિ. સંજ્વલનની માયા પણ ઘણી જ થોડી હોય. સહજમાં નિષ્કપટી થઇ જાય; વાંસની છાલ જેમ જરા વારમાં સીધી થઇ જાય, તેમ એ કપટ પણ નહિ જેવુંજ હોય, જરા વારમાં નાશ પામે. સંજ્વલનનો લોભ હલદરના રંગ સમાન હોય છે. હલદરનો રંગ ઉડી જતાં વાર લાગે નહિ, તેમ એ લોભ મટી જતાં વાર લાગે નહીં. સંજ્વલનના ક્રોધ, માન, માયા અને લોભ હોય ત્યાં સુધી મુક્તિ મલે નહિ. એ સંજ્વલનના કષાય જાય ત્યારે મુક્તિની પ્રાપ્તિ થાય.

પૂર્વોક્ત ચાર પ્રકારના ક્રોધ, માન, માયા અને લોભ નાશ પામે ત્યારે મુક્તિ મલે છે. માટે ભવ્ય જીવે એ ટાલવાનો ઉદ્યમ કરવો. એ જેમ જેમ ઓછા થતા જાય તેમ તેમ આત્મા શુદ્ધ થતો જાય છે. અહિઆં કોઇ પ્રશ્ન કરે જે સંજ્વલનનો કષાય તો પંદર દિવસ રહે છે, ત્યારે બાહુબલજી મહારાજને સંજ્વલનનું માન વરસ કેમ રહ્યું? એ વિષે શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં તથા યશસોમસૂરિએ કર્મગ્રંથના બાલાવબોધમાં ખુલાસો કર્યો છે કે, બાલજીવને પોતાનો કષાય કેવો છે? તે સમજવું સુગમ પડે, વાસ્તે એ સ્થિતિ કહી છે. વસ્તુતઃ તો એમ સમજવું જે અતિ તીવ્ર કષાય તે અનંતાનુબંધી; તેથી મંદ તે અપ્રત્યાખ્યાની, તેથી મંદ તે પ્રત્યાખ્યાની અને તેથી મંદ તે સંજ્વલનના કષાય સમજવા. પ્રસન્નચંદ્રરાજર્ષિ કાઉસગ્ગ ધ્યાનમાં હતા તે વખતે પ્રણામ એવા બગડયા હતા કે ભગવાને કહ્યું કે જો તે આ વખત મૃત્યુ પામે તો નરકે જાય. કારણ કે તે વખતે તેને અનંતાનુબંધી કષાય હતો. પાછા થોડા વખતમાંજ કેવલજ્ઞાન પામ્યા એટલે અનંતાનુબંધી ક્રોધ છતાં અંતર્મુહૂર્ત્ત જ રહ્યો. જો કાલ ઉપર એકાંત લક્ષ દઇએ તો એ અનંતાનુબંધી કહેવાય નહિ. વલી કોઇક પુરૂષ સમકિત વમી જાય છે, તે વખત અનંતાનુબંધીનો ઉદય થાય છે. પાછો અંતર્મુહૂર્ત્તમાં સમકિત પામે છે ત્યારે તે ઉદય ટલી જાય છે. એટલે અનંતાનુબંધી અંતર્મુહૂર્ત્તજ રહ્યો. આ કષાયને બીજો કષાય કહેવાય નહિ. તાત્પર્ય કે આકરો કષાય હોય અને થોડો વખત રહે તો પણ તે અનંતાનુબંધીજ સમજવો. તેથી મંદ તે અપ્રત્યાખ્યાની, તેથી મંદ પ્રત્યા-

ખ્યાની અને તેથી મંદ સંજ્વલન સમજવો. કેટલીક વખત સ્થિતિથી પણ સમજાય છે. એકાંત નિયમ નથી. બાહુબલજીને વરસ દિવસ કષાય રહ્યો પણ તે મંદ કષાય હતો તેથી સંજ્વલનનો જાણવો. આ સોલ કષાય થયા.

હવે નવ નોકષાય કહે છે. નોકષાય ( એટલે કષાયની સાથે રહેનાર અથવા કષાયને ઉત્તેજિત કરનાર છે અર્થાત્ ) કષાય ઉત્પન્ન થવાનાં કારણ છે, એ સેવવાથી કષાય ઉત્પન્ન થાય છે. કોઇ માણસની હાંસી કરવાથી સામા માણસને દ્વેષ ઉત્પન્ન થાય અને તે માણસ આપણા ઉપર દ્વેષ ઉત્પન્ન કરે એટલે આપણને કષાય ઉત્પન્ન થાય. વાસ્તે તે કષાયનું કારણ કહેવાય છે. વલી હાંસી કરી ખુશી થઇએ અને રાગ ઉત્પન્ન થાય તો તે પણ કર્મબંધનુંજ કારણ થાય. જીવને જ્યાં સુધી હાસ્ય મોહનીકર્મ છે ત્યાં સુધી આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય નહિ; દુનિયામાં પણ મશ્કરીખોર કહેવાય, માટે જેમ બને તેમ હાસ્ય કરવાનો ત્યાગ કરવો. સર્વથા ત્યાગ તો જ્યારે જીવ કેવલજ્ઞાન પામવા ક્ષપકશ્રેણિ માંડે ત્યારે જ થાય. રતિ મોહની તે પુદ્ગલિક પદાર્થથી જે જે અનુકૂલતા મલે તેનાથી રાજી થવું. અરતિ મોહની તે પ્રતિકૂલ પદાર્થથી દિલગીર થવું. ભયમોહની તે ભયથી વારંવાર બીના કરવું. મ્હારાથી ઉપવાસ થશે કે નહિ થાય? વલી મ્હારાથી શ્રાવકપણું, મુનિપણું કેમ બને ? એમ બીહે અને ધર્મના કાર્યમાં વીર્ય ફોરવે નહિ; જે જે ચીજ નહિ કરેલી હોય તે અભ્યાસથી બને છે પણ બીહે અને ભયથી અભ્યાસ કરે નહિ તો કોઇ દિવસ બને નહિ. તેમજ સંસારી કાર્યમાં પણ જેને ભય મોહનીનો ઉદય છે તે દરેક કામમાં બીના કરે. અહિંઆં કોઈ પ્રશ્ન કરે કે પાપથી બીહે તેનું કેમ? તે વિષે સમજવું કે પાપથી અવશ્ય બ્હીવું જોઇએ. ધર્મથી બ્હીવું નહિ. હિમ્મત રાખી ઉદ્યમ કરવો. શરીરાદિકે રોગ પ્રમુખ હોય તો વિચારીને કામ કરવું. છતી શક્તિએ બ્હીને બેસી રહે, તેનાથી કોઈ કાલે ધર્મ સધાય નહિ. વાસ્તે ભયમોહનીનો જેમ બને તેમ ત્યાગ કરવો. શોકમોહની તે કોઇ પોતાના કુટુંબી અથવા મિત્ર માંદા થાય અથવા મૃત્યુ પામે ત્યારે શોકાતુર થાય, રડે, કૂટે, અનેક પ્રકારના વિકલ્પ કરે તેથી ઘણાં કર્મ બંધાય છે. વલી વેપારમાં નુકશાન થાય, અથવા કોઇ દેવાલું કાઢે અને પોતાનું દ્રવ્ય જાય ત્યારે શોક કરે છે. પોતાને અનુકૂલ ઘર, મકાન, નોકર, વાહન નહિ મળવાથી અથવા પ્રતિકૂલ મલવાથી પણ શોક થાય છે. આમાં જેને મોહની કર્મનું જેવું જોર તે પ્રમાણે શોક થાય છે. કેટલાક ઉત્તમ પુરૂષોને શોકમોહની ઓછી થાય તો વિચારે છે જે " આ કુટુંબ, દેહ, ઘર, પ્રમુખ જે જે સંસારી પદાર્થ છે, તે સર્વે અસ્થિર છે; અસ્થિર પદાર્થનો વિનાશ તો થવાનો છે તો મ્હારે શા સારૂ વિકલ્પ કરવા જોઇએ ? જ્યાં સુધી પુન્યોદય હતો ત્યાં સુધી

સર્વ પદાર્થ સ્થિર રહ્યા, પાપનો ઉદય થયો ત્યારે નાશ થયા. માટે શા સારૂ શોક કરીને કર્મ બાંધવાં? આત્મધર્મજ મ્હારો છે. બીજી કોઇ વસ્તુ મ્હારી નથી, માત્ર સંસાર મ્હારાથી છોડાતો નથી તેથી હું મ્હારું મ્હારું કહું છું અને વ્યવહારોચિત વર્ત્તના કરૂં છું. વસ્તુધર્મે વસ્તુમાત્ર જડ છે અને હું ચેતન છું" આવી રીતનો વિચાર કરી પોતે શોકથી મુક્ત રહે છે. તેને કર્મબંધ પણ થતો નથી ને સંપૂર્ણ શોકનો નાશ તો ક્ષપકશ્રેણિમાં થાય છે. દુગંછા તે દુર્ગંધ વસ્તુ દેખી મુખ બગાડવું. તથા જે જે વસ્તુ પોતાને ન ગમે તેથી મુખ બગાડવું એ દુગંછા છે. હવે જે પુરૂષોએ પોતાનો આત્મધર્મ જાણ્યો છે તે પુરૂષ તો દુર્ગંધ જોઇને કહે છે કે એ પુદ્ગલ એવા ધર્મના છે, એમાં હું શા વાસ્તે મુખ બગાડું? વા જડ પદાર્થ ઉપર શા વાસ્તે દ્વેષ કરૂં? ઇહાં કોઇ કહે છે કે ત્યારે શું ગંદકીમાંજ બેસી રહેવું? તેનો જવાબ કે ગંદકીનાં પુદ્ગલ શરીરમાં પ્રવેશ કરવાથી રોગની ઉત્પત્તિ થાય છે. વાસ્તે પ્રથમ તો પોતાના ઘરમાં ખાલ કૂવા, સંડાસ વિગેરે ગંદકીવાલી ચીજો રાખેજ નહિ, વલી મોરીઓ પણ સાફ રાખે. પાણી વિગેરે વાપરે તે પાણી સૂકી નિર્જીવ જગ્યાએ છુટું છુટું નાંખે કે તુરત સુકાઈ જાય અને ગંદકીમાં જીવની ઉત્પત્તિ થાય છે ને તેના ઉપર પાણી વિગેરે પડવાથી તે જીવનો વિનાશ થાય છે, તો આત્માર્થી પુરૂષે તો કોઇ જીવને દુઃખ થાય એવું કરવુંજ નહિ. માટે એવી ગંદકી ઘરમાં રાખેજ નહિ. ને જ્યાં એવી જગ્યા હોય ત્યાં રહે નહિ પણ દુનિયામાં બધી જગ્યા કંઇ સ્વચ્છ હોતી નથી, ત્યારે તેવી દીઠામાં આવે તો દ્વેષ કરે નહિ, તેમને તો અનુક્રમે સર્વથા દુગંછા મોહનીનો નાશ થાય છે ને જીવો અનેક પ્રકારે એવી દુગંછા કર્યા કરે છે તેથી કર્મ બાંધીને આગલ એવાં જ કર્મ ભોગવવાં પડે છે. માટે જેમ બને તેમ દુગંછાનો ત્યાગ કરવો. સ્રીવેદ તે સ્રીએ પુરૂષનો અભિલાષ કરવો, પુરૂષવેદ તે પુરૂષે સ્રીનો અભિલાષ કરવો, નપુંસક વેદ તે સ્રી તથા પુરૂષ બન્નેનો અભિલાષ કરવો એ ત્રણ વેદ છે, તેજ સંસારનું બીજ છે. તેમાં સર્વથા આકરા વેદનો ઉદય નપુંસક વેદવાલાને છે એ રાત્રિ દિવસ વિકારમાંજ ચિત્ત રાખે છે. એને શાંત થવાનું કારણજ નથી તેથી ઇચ્છાઓ થયાજ કરે છે. તે કરતાં સ્રીને ઓછો વિકાર છે, તે કરતાં પુરૂષને ઓછો વિકાર છે. હવે કોઈને શંકા થાય કે જેટલા પુરૂષો પ્રાર્થના કરતા જોઈએ છીએ તેટલી સ્રી પ્રાર્થના કરતી જોતા નથી. તે વિષે જાણવું જે સ્રી દેખીતી પ્રાર્થના નથી કરતી, પણ આંખોના કટાક્ષ વિગેરે અનેક ચાલા કરે છે ને તે કરવાથી પુરૂષનું ચિત્ત ન હોય તો પણ થઇ જાય છે. પછી પાછી મનમાં ખુશી હોય તો પુરૂષ પાસે કાલાવાલા કરાવે છે પણ ચિત્તમાં બહુજ મલીનતા રહે છે માટે એનો વિકાર

સર્વજ્ઞે વધારે કહ્યો છે. તેમાં પણ જે સતી સ્ત્રીઓ છે, જેને સ્વપ્નામાં પણ પર પુરૂષની ઇચ્છા થતી નથી તે સ્ત્રીઓ તો નમસ્કાર કરવા યોગ્ય છે. કારણ કે જગત્ એ વિષયમાં પડ્યું છે ને ગુણી પુરૂષો પણ પડી જાય છે વાસ્તે ઉત્તમ સ્ત્રીજ આવું દૃઢ શીલ પાલે અને એવા ગુણવંત પુરૂષ પોતાની સ્ત્રી સાથે તથા સ્ત્રી પોતાના પતિ સાથે નિત્ય ભોગની ક્રીડા કુતરાની માફક કરતા નથી. ફક્ત રૂતુને અવસરેજ પોતાની ઇચ્છા ટાળવા સારૂ નાખુશીથી કામ કરે છે. એ કામ-સેવા કરતાં વિચારે છે કે, સ્ત્રીની યોનિમાં ઘણા જીવની ઉત્પત્તિ જ્ઞાનીએ કહી છે. જેમ એક ભૂંગલીમાં રૂ ઘાલ્યું હોય અને તેમાં લોઢાની શીક ઉની કરીને ઘાલે તો જેમ સર્વ રૂ બલી જાય, તેમ ભોગથી સ્ત્રીની યોનિમાં જે જીવ રહ્યા છે તેનો વિનાશ થાય છે. તો એ મ્હોટી હિંસાનું કારણ છે. વલી એ સ્થાનમાં મૂત્રાદિ દુર્ગંધ છે તેનો એક છાંટો લાગ્યો હોય તો માણસ ધોઈ નાંખે છે એવું ખરાબ દુર્ગંધી સ્થાન છે તે સ્થાનકે ક્રીડા કરવી એ અજ્ઞાનતાનુંજ જોર છે. વલી ભોગથી શરીરની સ્થિતિ નરમ પડે છે? તે છતાં તેમાં સુખ માનવું એ પણ અજ્ઞાનતાનુંજ જોર છે અહિં કોઈ કહેશે કે એ સર્વ કારણો પોતાની સ્ત્રીમાં અને પારકી સ્ત્રીમાં સરખાં છે, તો પોતાની અને પારકીમાં પાપનો શું ફેરફાર છે કે પરસ્ત્રી ત્યાગ કરવા બધા ધર્મવાલા કહે છે? તે વિષે જાણવું કે પારકી સ્ત્રીનો ધણી છે, તેની પરવાનગી તેનો ધણી આપતો નથી તેમ છતાં ચોરીથી કામ કરે તો તેનો ધણી જાણે અને સ્ત્રી ઉપર જોર ચાલે તો સ્ત્રીનો વિનાશ કરે. પુરૂષ પકડાય તો પુરૂષનો નાશ કરે. એમ કરતાં એ બે ઉપર જોર ન ચાલે તો પોતાના પ્રાણ કાઢે. વખતે નરમ સ્વભાવનો હોય તો પ્રાણ ન કાઢે. પણ તેનું મનમાં અત્યંત દુઃખ ધારણ કરે. રાત્રી દિવસ એજ દુઃખમાં કાલ કાઢે. એવી મ્હોટી હિંસાનું કારણ પરસ્ત્રી છે. વલી તેવી સ્ત્રીને પોતાનો ધણી પર સાથે રમવા ન દે તો તે સ્ત્રી પોતાના પતિનો વિનાશ કરે. આવી મ્હોટી હિંસાઓ પણ થાય છે તે ઘણી સાંભલીએ છીએ. વલી પરસ્ત્રીને સેવીને 'હું સેવું છું' એવું પણ કહેવાય નહિ અને જૂઠું બોલવુંજ પડે તો તેથી મૃષાવાદ લાગે. વલી પરસ્ત્રી ઉપર ઇચ્છા થાય તે અત્યંત વિષયની ઇચ્છા થાય તો તેથી પણ કર્મબંધ વધારે થાય. વલી પોતાની સ્ત્રી તો સદા કાલ છે વાસ્તે ભોગનું ચિંતવન સર્વદા થતું નથી અને પરસ્ત્રીને સારૂ રાત્રી દિવસ ચિંતવન થયાં કરે છે, કામ ધંધો પણ પોતાને સૂઝતો નથી, તેથી તે વિકલ્પજ કર્યા કરે છે અને વિકલ્પ છે તે કર્મબંધના હેતુ છે. વિકલ્પનું પાપ માણસ સામાન્ય સમજે છે પણ વિકલ્પ જેવું બીજું પાપ નથી. એ પાપ કેટલું બંધાય છે? તે જ્ઞાની મહારાજ જાણે છે તેથીજ તેમણે એ સમાન બીજું પાપ કહ્યું નથી. એનેજ આકરૂં પાપ કહ્યું છે અને જેટલા ધર્મવાલા છે તે બધા પરસ્ત્રીનું

પાપ દર્શાવે છે. સંસારમાં રોલાવવાનું બીજ સ્ત્રીભોગ છે. ભોગની ઇચ્છાને વાસ્તે સ્ત્રીઓ પુરૂષની દાસી થઇને જન્મ કાઢે છે. ઇંગ્રેજ લોકમાં પુરૂષ સ્ત્રીના દાસ થાય છે. વલી અતિકામી તથા પરસ્ત્રીલંપટ પુરૂષ પણ સ્ત્રીઓના દાસ થાય છે. કામને વાસ્તે આભૂષણ ધારણ કરવાં, વળી તે સારૂ ધન પેદા કરવાની ઉપાધિ કરવી. એવાં અનેક રીતનાં કામ સારૂ સંસારમાં જીવ વિટંબણા ભોગવે છે. વાસ્તે જેમ બને તેમ કામનો અભિલાષ ત્યાગ કરવો. સંપૂર્ણ અભિલાષા તો ક્ષપકશ્રેણિમાં ટલશે ત્યારેજ પૂર્ણ તત્ત્વ પામશે. એ નવ નોકષાય ને સોલ કષાય બધા મલી પચ્ચીશ થયા, તે માત્ર મોહનીકર્મ છે. એટલે એ કષાય હોય ત્યાંસુધી પૂર્ણ ચારિત્ર કેવળજ્ઞાનીનું યથાખ્યાત તે આવે નહિ વાસ્તે એને ત્યાગ કરવાનો અતિશય ઉદ્યમ કરવો. એ પ્રકૃતિ જેટલી જેટલી ઓછી થશે, તેટલો તેટલો આત્મા વિશુદ્ધ થશે તેજ ધર્મ છે અને જેમ જેમ એ કષાયની વૃદ્ધિ થતી જશે, તેમ તેમ કર્મબંધ વધતો જશે અને દુર્ગતિનાં દુઃખ તથા જન્મ મરણનાં દુઃખ તો જુઓ છો કે ઢેડાઓને રાત્રી દિવસ નરક ઉપાડવું પડે છે ને તેને એવું ખાવાનું મળે છે. વલી કેટલાએકને પહેરવા વસ્ત્ર પણ મલતાં નથી. ટાઢ તાપનાં દુઃખ ભોગવવાં પડે છે. કેટલાકને કોઢરોગ, જલંદર, વિસ્ફોટક, દમ વિગેરે રોગ થાય છે. કેટલાએકનું શરીર વાએ કુલી જાય છે હરાતું ફરાતું નથી. એવી અનેક રોગની વેદનાઓનું દુઃખ રાત્રી દિવસ સહન થતું નથી તેની બૂમો માર્યો કરે છે રડે છે, તો આવાં સખ્ત દુઃખ પાપના યોગથી પામ્યા છે. તેમજ વધારે પાપથી નરકનાં દુઃખ નાસ્તિક શિવાયના સર્વે ધર્મવાલા માને છે. માટે એ શંકા કરવા જેવું નથી. પાપનાં ફલ તો અવશ્ય ભોગવવાંજ પડશે. જેમ બને તેમ રાગ દ્વેષની પરિણતિ ઓછી કરવી કે જેથી પાપ ઓછું બંધાય અને અનુક્રમે સર્વ પ્રકારે રાગદ્વેષથી મુક્ત થવાય.

ઇહાં કોઇ પ્રશ્ન કરે જે દેવની ગતિ સંજ્વલનના કષાયથી બંધાય તો સમ્યક્દૃષ્ટિને અપ્રત્યાખ્યાનાદિકનો ઉદય તથા શ્રાવકને પ્રત્યાખ્યાનાદિકનો ઉદય કહ્યો છે, તો શી રીતે દેવગતિ બાંધે ? તે વિષે સમજવું જે, જે વખતે દેવગતિનું આયુષ્ય બાંધે ત્યારે સંજ્વલનના કષાયનો ઉદય હોય, બીજા કષાયોનું ગૌણપણું હોય. એમજ મિથ્યાદૃષ્ટિને પણ સમજવું ( એટલે સંજ્વલનના જેવો અર્થાત્ મંદ અનંતાનુબંધીનો ઉદય હોય.) દર્શનમોહની ત્રણ પ્રકારે. સમ્યક્ત્વમોહની, મિશ્રમોહની, મિથ્યાત્વમોહની, પહેલાં મિથ્યાત્વમોહનીનું સ્વરુપ લખીએ છીયે. જે જીવે મિથ્યાત્વમોહની કર્મ બાંધેલું છે, તે જીવ તેના પ્રભાવે અઢાર દોષ રહિત એવા જે વીતરાગ દેવ તેના ઉપર દ્વેષ રાખે છે અને એ અઢાર દૂષણ સાતમા પ્રશ્નમાં લખ્યાં છે તેવા દૂષણવાલા દેવને દેવ માને છે. વલી ગુરૂ જે

હિંસામાં તત્પર, મૃષાવાદ બોલે, ચોરીનો પણ નિયમ નથી, મૈથુનમાં અત્યાસક્ત, પરિગ્રહ જે ધન અને સ્ત્રી રાખે છે. વલી જેને તૃષ્ણા પણ રાત્રી દિવસ બની રહી છે, સેવકને ઉપદેશ દે છે તે પણ ધનાદિકના લાભને અર્થે; એવા નિર્ગુણીને ગુરુ તરીકે સ્થાપી તેને તરણ તારણ માને છે, ને જે પુરુષોએ એ પાંચે અવ્રતનો ત્યાગ કર્યો છે અને પંચ મહાવ્રત અંગીકાર કર્યાં છે, પાંચ ઇંદ્રિયોના તેવીશ વિષય છાંડયા છે, માત્ર વાપરવા જેટલાં વસ્ત્ર રાખે છે, આહાર પણ પોતાને અર્થે કરતા કરાવતા નથી ને સારા આહારની અનુમોદના પણ કરતા નથી. ફક્ત ગૃહસ્થને ઘેર ગૃહસ્થે પોતાને અર્થે જે વસ્તુ કરી છે, તેમાંથી થોડી વસ્તુ લે છે અને સ્વાદની પણ વાંછા કરતા નથી. આત્માને ભાવતા વિચરે છે, રાત્રી દિવસ શાસ્ત્રાભ્યાસ કરી રહ્યા છે. વિકથા તો જેને કરવીજ નથી એવા મહાનુભાવ મહાત્મા પુરુષને ગુરૂ માનતો નથી અને આકરા મિથ્યાત્વના જોરથી આવા પુરુષમાં નહિ દૂષણ છતાં દૂષણ આરોપે છે, રાત્રી દિવસ એવા ગુણવંતની નિંદા કરે છે. વલી એવા પુરુષોએ પ્રરુપેલો જે ધર્મ, તેને અધર્મ માને છે, જેમાં હિંસા, અવિનય, અજ્ઞાનતા, વિષય તથા પુદ્ગલનું પોષણ છે તેને ધર્મ માને છે, ને જે દયામૂલ, વિનયમૂલ, હિંસાનો ત્યાગ, અસત્યનો ત્યાગ, ચોરીનો ત્યાગ, સ્ત્રીસેવાનો ત્યાગ, પૈસાનો ત્યાગ એ રૂપ વ્યવહાર ધર્મ તથા પોતાના આત્મસ્વરુપમાં રહી રાગ દ્વેષની પરિણતિથી મુક્ત થઇ સર્વ પ્રકારે મોહનો નાશ કરવાને ઉદ્યમ રૂપ જે નિશ્ચયધર્મ, તેને અધર્મ માને છે. એ મિથ્યાત્વમોહની કર્મના જોરથી બને છે. વલી એ મોહનીના જોરથી ધન, સ્ત્રી, પુત્ર, પરિવાર. ઘર, હાટ, વસ્ત્ર, પાત્ર એ પદાર્થને જીવ મ્હારા માને છે ને તે સંબંધી જીવ અહંકાર મમકાર વિચિત્ર પ્રકારના કરે છે ને પાછાં નવાં કર્મ ઉપાર્જન કરે છે. એ મિથ્યાત્વમોહની જેને જાય છે, તેને સંસાર તો દાવાનલ સરખો લાગે છે. જેમ કોઈ માણસ વનમાં ગયો હોય ને ત્યાં ચારે પાસે આગ લાગી હોય તો તેમાંથી નીકલવાના અનેક ઉદ્યમ કરે, તેમ આ જીવ સંસારમાં રહ્યો વિચારે છે જે, 'આ ધન કુટુંબ સર્વે પદાર્થ વિનાશી છે, સંયોગે મલ્યા છે ને વિયોગે જશે. પૂર્વકૃત કર્મસંયોગે જાય છે અને પૂર્વકૃત કર્મસંયોગે પ્રાપ્ત થાય છે. એમાં હું જે રાગ ધરૂં છું તેથી સમય સમય નવાં કર્મ બંધાય છે ને મ્હારો આત્મા મલીન થતો જાય છે. અનાદિ કાલનો સંસારમા રોલાઉં છું. તે એ જડ પદાર્થમાં રાગ ધર્યો તેથી, પણ આ ભવમાં તો ભવિતવ્યતાના યોગે એ સર્વે પર વસ્તુ ઓલખી એ સર્વ પદાર્થમાં નિરિચ્છકતા કરીને એ વસ્તુનો સંયોગ ત્યાગ કરવા યોગ્ય છે. ક્યારે એ સર્વે વસ્તુનો ત્યાગ કરી હું મ્હારા આત્મધર્મમાં વર્તું ને કંઈક પોતાના આત્માનું સાક્ષાત્ જ્ઞાન પ્રગટ કરું. એવી દશા મિથ્યાત્વમોહની જવાથી થાય છે.

હવે મિશ્ર મોહની તે કંઈક શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મ ઉપરથી દ્વેષ ખસેલો અને અશુદ્ધ દેવ ગુરુ ધર્મ ઉપરથી રાગ ઘટેલો. વલી પુદ્‌ગલભાવને વિષે સંપૂર્ણ આસક્ત હતો, તેમાંથી મિથ્યાત્વના પુદ્‌ગલ જવાથી આસક્તભાવ ઓછો થાય, તેથી પોતાનો આત્મધર્મ પ્રગટ કરવાની કાંઇંક ઈચ્છા થાય. મિથ્યાત્વપણે તો કુલ-ધર્મ કરતો હતો, પણ તે મિથ્યાત્વમોહની ગઇ ને મિશ્રમોહની થઈ, તેના પ્રભાવે પોતાનો ધર્મ પ્રગટ કરવા સારુ ઉદ્યમ કરે. વલી એ મિશ્રમોહનીનો કાલ અંતર્મુહૂર્ત્તનો છે. ભાવ આત્મ હિતકારી થાય પણ તે ભાવ આવેલો પોતાને જાણવો દુષ્કર પડે છે, એ મિશ્રમોહનીનાં પુદ્‌ગલ પણ મલીન છે. તેથી ખરું તત્ત્વ ઓલખી શકાય નહિ તેથી એ પણ ટાલવાનો ઉદ્યમ કરવાનો છે. સમ્યક્‌ત્વમોહનીનું સ્વરુપ કહીએ છીયે. શુદ્ધ દેવ ગુરુ ધર્મ ઉપર રાગ પ્રગટ થાય, ખોટા દેવ ગુરુ ધર્મ ઉપર રાગ રહે નહિ. આત્મતત્ત્વ પ્રગટ કરવાનો કામી થાય. ગુરુ મહારાજની તથા ઉત્તમ શ્રાવકોની સંગત સારી પેઠે કરે, તેમની પાસે ધર્મોપદેશ સાંભલે, દેવ ગુરુની સારી પેઠે ભક્તિ કરવાને તત્પર થાય. જીવાદિક નવતત્ત્વ જે જીવતત્ત્વ, પુણ્ય-તત્ત્વ, પાપતત્ત્વ, આશ્રયતત્ત્વ, સંવરતત્ત્વ, નિર્જરાતત્ત્વ, બંધતત્ત્વ અને મોક્ષતત્ત્વ, એ નવ તત્ત્વ જાણે, તેની શ્રદ્ધા જેમ આગમમાં કહી છે તેમ જાણી યથાર્થે કરે. એનું જ્ઞાન મેલવવાની વૃત્તિ સારી પેઠે રાખે. કેવલ ધર્મમય ચિત્ત બની જાય, સંસારમા પડયો છે તો પણ સંસારી સુખ તે દુઃખરુપ જાણે. ઇહાં કોઈ કહેશે જે સમ્યક્‌ત્વમોહની તો મોહની કર્મનો પ્રભાવ કહ્યો છે, ને તે છોડવા યોગ્ય કહી છે, ને ઇહાં તો તમે ગુણવંતપણું વર્ણવ્યું તે કેમ ? તે વિષે જાણવું જે—એ સમ્યક્‌ત્વમોહનીના પ્રભાવે જીવાદિક પદાર્થની યથાર્થ શ્રદ્ધા થાય, પણ એ નવતત્ત્વનું વિસ્તારે સૂક્ષ્મ જ્ઞાન તેમાં બુદ્ધિ મુંઝાઇ જાય, યથાર્થ અનુભવગમ્ય આત્મતત્ત્વ કરી શકે નહિ. એ કારણથી આત્મસ્વરુપને મૂંઝવે છે. તેથી એ ત્યાગ કરવા યોગ્ય કહી છે. પણ મિથ્યાત્વમોહની ને મિશ્રમોહની કરતાં એમાં ધર્મની રુચિ વધે છે, તેથી આ ગુણનો દર્શાવ કર્યો છે. આંખોએ ઝાંખ વલે છે, ત્યારે ચશ્માં પહેરવાથી પદાર્થ ઓલખી શકાય છે તેથી ચશ્માં સારાં કહીએ છીએ, પણ જેને ઝાંખ નથી ને પોતાની આંખે જોઇ શકે છે તેવું ચશ્માવાલો જોઇ શકે નહિ તેથી વસ્તુપણે તો એવી ઈચ્છા રહે છે જે આંખેથી ઝાંખ મટી જાય ને ચશ્માનો ત્યાગ થાય તો સારું; તેમ જ્યાં સુધી મિથ્યાત્વમોહની છે તેની અપેક્ષાએ સમ્યક્‌ત્વ મોહની સારી છે, પરંતુ સમ્યક્‌ત્વમોહની તે પણ મિથ્યાત્વમોહનીના પુદ્‌ગલ છે વાસ્તે એ સમ્યક્‌ત્વમોહનીનાં પુદ્‌ગલનો ત્યાગ થાય ત્યારે જીવને ક્ષાયકસમ્યક્‌ત્વ થાય છે અને ત્યારે યથાર્થ પૂર્ણ સ્વરૂપ સમજાય છે. કંઇ પણ શંકા રહેતી નથી અને સર્વજ્ઞે સૂક્ષ્મ જ્ઞાન શાસ્ત્રમાં દર્શાવ્યું છે તે સર્વે જ્ઞાની મહારાજના કહ્યા પ્રમાણે સહેલાઈથી સમજી જાય છે, ને જેને સમ્યક્‌ત્વમોહનીનું જોર છે, તેનાથી બધું બરાબર સમજી

શકાય નહિ. કાંઇક શંકા પડે, મિશ્રમોહનીવાલાને તો શ્રીજિનેશ્વરદેવે કહેલાં તત્વો ઉપર રૂચિ પણ ન હોય અને અરૂચિ પણ ન હોય તેમજ મિથ્યાત્વમોહની-વાલાને તો બધી વસ્તુ અવલીજ સમજાય. જે શુદ્ધમાર્ગ તે અવલો જ ભાસન થાય. કંઈક કંઇક મિથ્યા પુદ્‌ગલ ખસે, તેટલું તેટલું સહજ કંઇ ખરું ભાસે. માટે હરેક પ્રકારે મિથ્યાત્વમોહની, મિશ્રમોહની અને સમ્યક્‌ત્વમોહનીનો નાશ કરવાનો ઉદ્યમ કરવો. એ ત્રણે મોહની સત્તા, બંધ ને ઉદયથી સંપૂર્ણ રીતે નાશ થાય છે ત્યારે ક્ષાયકસમકિત થાય છે. વલી એ ત્રણ મોહનીનો નાશ થાય છે, તેની સાથે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ પણ નાશ થાય છે. એટલે ક્ષાય કસમકિત પ્રગટ થાય છે, તે માણસ તદ્‌ભવે મુક્તિ જાય છે; પણ કદાપિ સમ્યક્‌ત્વ પામતાં પહેલાં જો બીજી ગતિનું નારકી, દેવતાનું આયુષ્ય બાંધ્યું હોય તો બીજી ગતિમાં જાય ત્યાંથી મનુષ્યમાં આવીને મુક્તિ જાય, કદાપિ યુગલી-યામાં જાય તો યુગલિયામાંથી દેવતામાં જઇ ત્યાંથી મનુષ્યમાં આવી મુક્તિ જાય, એથી વધારે ભવ થાય નહિ. એ ક્ષાયકસમ્યક્‌ત્વની ખુબી છે. વલી જેને સમ્યક્‌ત્વમોહની ગઇ નથી, તેને ક્ષયોપશમ સમ્યક્‌ત થાય છે. તેના ઉદયથી અનં-તાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ જાય છે. સત્તામાં મિથ્યાત્વ રહે છે. ઉદય માં રહેતું નથી. એ સમકિતવાલાને પણ મુકિતનો નિશ્ચય થાય છે. પણ ક્ષાય-કવાલાની પેઠે તદ્‌ભવે મુકિત જવાનો નિર્ધાર નહિ, જ્યારે વધારે વિશુદ્ધતા થાય અને ક્ષાયકસમ્યક્‌ત્વ પામે ત્યારે મુકિત જાય; પણ ક્ષાયકસમ્યક્‌ત્વ પામ્યા વિના મુકિત પામે નહિ. ક્ષયોપશમ સમ્યક્‌ત્વ રહે, વલી સમ્યક્‌ત્વ સહિત આ-યુષ્ય પણ દેવલોકનું બાંધે અને દેવતા નારકી હોય તો મનુષ્યનુ જ બાંધે, એવો એ સમ્યક્‌ત્વનો પ્રભાવ છે. દર્શનમોહની ટાલવાના આવાં ફલ જાણીને જેમ બને તેમ એનો ત્યાગ કરવો અને એ ત્રણ દર્શનમોહની ને પચીશ ચારિત્રમોહની એ સર્વે મલીને અઠ્ઠાવીશ મોહની કર્મની પ્રકૃતિ જાણવી. એનો સર્વથા ત્યાગ થવા-થી કેવલજ્ઞાન પામે. જ્યાં સુધી એ મોહની કર્મ છે ત્યાં સુધી પૂર્ણ ગુણ પ્રગટે નહિ અને એ પ્રકૃતિઓમાં વર્ત્તવાથીજ પાછાં આકરાં કર્મ બંધાઇને સંસારમાં જીવ રોલાય છે. વાસ્તે એનો ત્યાગ કરવો, એને આધારેજ જીવને સંસારમાં ભ્રમણ છે. જીવને રાગ દ્વેષની પ્રકૃતિથી આ લોકને વિષે અપયશ થાય છે. જે જે વસ્તુ ધર્મપદમાં નિષેધ કરી છે, તે તે વસ્તુ આદરવાથી આ ભવમાં પણ દુઃખ છે ને આવતે ભવે પણ તેથી દુઃખ છે માટે સમભાવે મોહનીકર્મ ક્ષય કરવાનો ઉદ્યમ કરવાને તત્પર થવું.

વેદનીકર્મમાં સુખનું વેદવું તે શાતાવેદની કર્મ, દુઃખનું વેદવું તે અશાતાવેદની કર્મ. જે જીવો પૂર્વે નીતિમાર્ગે ચાલ્યા છે, સત્ય વચન બોલ્યા છે,

અને જેમણે દયા પાલી છે, ચોરીનો ત્યાગ કર્યો છે, પરસ્ત્રીનો ત્યાગ વા સ્વસ્ત્રીનો પણ ત્યાગ કર્યો છે. કોઈ જીવને દુઃખ ન થાય એવી વર્ત્તણુક કરી છે, ધનની તૃષ્ણાનો ત્યાગ કરી પરોપકારમાં તથા સાચા દેવ, ગુરૂની ભક્તિમાં દ્રવ્ય વાપર્યું છે એવી પુણ્ય કરણી કરવાથી શાતાવેદનીય કર્મ બાંધ્યું છે તેના પ્રભાવે પોતાને અનુકૂલ સુખના પદાર્થ મલે છે, એથી વિપરીત કરણીઓ કરી છે. જેમકે જીવહિંસા કરવી, જૂઠું બોલવું, પારકી વસ્તુ ગ્રહણ કરવાનો ડરજ જેને નથી, કામભોગમાં અતિ આસક્તિપણું બની રહ્યું છે, તેના પ્રભાવે પરસ્ત્રી યા પોતાની સ્ત્રીનો પણ વિચાર નથી, વલી તેથી અતિ કામાંધ થાય છે. પોતાની બ્હેન છોકરીનો પણ વિચાર કરતા નથી, જે સ્ત્રીના ઉપર નજર પડી તેની સાથે ભોગની ઈચ્છા કરી રહ્યા છે. વલી બધી સ્ત્રીયોનો યોગ તો બનતો નથી, પણ મનથી ઇચ્છાઓ કરીને કર્મ બાંધે છે. વલી કેટલીએકનો યોગ બને છે તેમાં પણ અતિશય લુબ્ધપણે કામ સેવે છે. નહિ સેવવા યોગ્ય સ્થાનકે ચુંબન પ્રમુખ કરે છે. વલી પારકાને છેતરવા, વિશ્વાસઘાત કરવો, જેથી પરને દુઃખ થાય એવાં કૃત્ય કરવામાં તત્પર, શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની હેલના નિંદા, ખોટા માણસની પ્રશંસા, બુરાં કામ કરવાને તત્પર, અહંકારી, કષાયવાન, અતિક્રોધી, મહા આરંભ કરી રહેલા એવાં દુરાચરણ સેવવાથી અશાતાવેદનીય કર્મ બાંધે છે. હવે તેમાં પણ એક બીજાની પ્રકૃતિમાં ફેરફાર રહે છે. બુરૂં કામ બે માણસ સરખું કરે છે. જેમ કે એક માણસને મારી નાખવો, તેમાં એક તો ફક્ત પ્રાણ જ લેછે ને એક તેના પ્રાણ લઈને પણ પાછા તેના શરીરના કકડા કરી નાખે છે તેને પાછા તેલમાં તળી નાખે છે, એવી રીતે વધારે માઠી પ્રકૃતિથી થાય છે. તેના કર્મ બાંધવામાં પણ ફેર પડે છે. માટે જે આકરી પ્રકૃતિથી માઠાં કૃત્ય કરે છે તેને આકરૂં અશાતાવેદનીયકર્મ બંધાય છે ને તેથી મંદ પ્રકૃતિએ જે બુરૂં કામ કરે છે તો મંદ વેદનીયકર્મ બંધાય છે તેમ ભોગવતી વખત આકરાં વેદનીયકર્મ કોઇ ભોગવે છે, કોઇ મંદ ભોગવે છે. એ કર્મનો નાશ ભોગવ્યાથી થાય છે પણ ભોગવતી વખતે અજ્ઞાની જીવો દુઃખ ભોગવતાં કેટલાએક તો ભગવાનને કહે છે જે હે ભગવન્! મેં ત્હારૂં શું બગાડ્યું હતું કે આવું દુઃખ મને દેછે? વલી કોઇ કહે છે કે અરે! આ દુઃખ મ્હારાથી વેઠાતું નથી, કયારે મટશે? વલી ડાકટરોના ઉપર દ્વેષ કરે છે. વલી ઘરના માણસ ઉપર ગુસ્સો કરે છે. રોગના ચિંતવનનાં માઠાં ધ્યાન કરે છે. એવા અનેક પ્રકારના જીવ ગેરવ્યાજબી વિકલ્પો કરે છે તેથી જીવ પાછા એથી વધારે આકરાં કર્મ બાંધે છે અને જે ધર્મિષ્ઠ જીવ છે તે તો દુઃખ આવે છે ત્યારે પોતાના કર્મનો દોષ કાઢે છે કે, પાછલે ભવે મેં અજ્ઞાનપણે દુષ્ટ આચરણ કર્યા હશે તેથી તે કર્મ મ્હારે ભોગવવું જ જોઇયે. જેમ સરકારનો ગુન્હો કર્યો હોય અને તેની શિક્ષા કરી

હોય તો તે સરકારના હુકમ પ્રમાણે જો તે શિક્ષા ન ભોગવીયે, તો સરકાર વધારે શિક્ષા કરે; તેમ જો હું વિકલ્પ કરીશ ને સમભાવે એવું દુઃખ નહિ ભોગવું તો પાછાં નવાં કર્મ બંધાશે તો મ્હારો આત્મા વધારે મલીન થશે. માટે મ્હારે તો જે જે દુઃખ આવ્યાં છે તે તે સમતાભાવે ભોગવવાં કે જેથી હવે એવાં કર્મ બંધાય નહિ, એવી વર્ત્તના કરવી. વલી ભાવના ભાવે જે હું તો ચેતન છું, અનંતજ્ઞાન દર્શન ચારિત્રવંત મ્હારો આત્મા છે, જડની સંગતે મેં નહિ કરવા યોગ્ય કામ કર્યા પણ તે દિવસે મને મ્હારા આત્માનું જ્ઞાન હતું નહિ, હવે તો હું જાણું છું કે મ્હારો જાણવાનો ધર્મ છે તે સુખ દુઃખ જે આવે તે જાણવું પણ મને દુઃખ થાય છે પીડા થાય છે, એવા વિકલ્પ કરવા એ મ્હારો ધર્મ નથી. એવા વિચારો કરી સમભાવમાં રહે છે તેને તો પૂર્વનાં બાંધેલાં કર્મ પણ નષ્ટ થઈ જાય છે ને નવાં કર્મ તેને બંધાતાં નથી. વલી જે મહા મુનિરાજ છે, તે તો પોતાના જ્ઞાન ધ્યાનમાં તત્પર રહે છે તેથી પોતાનો સ્વભાવ છોડી દુઃખ તરફ તેમનું ધ્યાન જતુંજ નથી. એટલે સહજે તેમને વિચાર કરવો પડતોજ નથી. જેમ કે કોઈ માણસ ભવાઈ, નાટક જોવા જાય છે ત્યાં ઉભા ઉભા પોતાના પગ દુઃખે છે પણ તમાસો જોવામાં ધ્યાન છે ત્યાંસુધી પોતાના દુખતા પગ ઉપર લક્ષ જતું નથી, તેમજ મુનિ મહારાજ પણ પોતાના આત્મતત્ત્વના ધ્યાનમાં લીન થઇ ગયા છે તેથી વેદનામાં ઉપયોગ જતોજ નથી, એવા પુરૂષો તો ધ્યાનના પ્રભાવથી બાંધેલાં નિકાચિત કર્મને શિથિલ કરી નાંખે છે ને પછી જલદી તે કર્મનો નાશ કરી મુક્તિ પામે છે. તેમ આત્માર્થિએ તો જેમ વધે તેમ સમભાવ વધારવો. તેથી કર્મ નાશ થઇને આત્માની મુક્તિ થશે, ત્યારે અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થશે. એ રીતે વેદનીયકર્મનું સ્વરૂપ જાણવું.

હવે નામકર્મ તે નામકર્મની એકસો ત્રણ પ્રકૃતિ છે, તેના ભેદ નીચે મુજબ—**ગતિ નામકર્મ.** જે પૂર્વે બાંધ્યું હોય તે. મનુષ્ય, તિર્યંચ, નારકી અને દેવતા એ ચાર ગતિમાં જે ગતિમાંથી જવાનુ કર્મ બાંધ્યું હોય તે ગતિમાં જાય.

**જાતિ નામકર્મ.** એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય, પંચેદ્રિય, આ પાંચ જાતિનાં ઇંદ્રિય નામકર્મ તેમાંથી જેટલી ઇંદ્રિય પામવાની બાંધી હોય તેટલી તે ગતિમાં બાંધે. શરીર પાંચ પ્રકારનાં છે. ઐદારિક શરીર જે આપણું છે તે તથા તિર્યંચ પણ ઔદારિક શરીરવાલા છે. તથા વૈક્રિય શરીર તે દેવતા નારકીનું, એ શરીર પારા જેવું છે. જેમ પારો વિંખરાઈ જાય ને પાછો મલી જાય તેમ એ શરીરના નરકમાં ઉપજતી વખતે કકડે કકડા કરે છે ને પાછા સર્વે કકડા એકઠા થઈ આખું શરીર થાય છે ત્યાર પછી પણ પરમા-

ધામી દુઃખ દેતી વખતે કાપે છે, વ્હેરે છે, તો પણ પાછું તે શરીર તૈયાર થાય છે પણ વિનાશ પામતું નથી. વલી દેવતાઓ ખુશીથી ન્હાનું શરીર કરે છે, મ્હોટું શરીર કરે છે, નવાં નવાં રુપ બનાવે છે એવો વૈક્રિય શરીરનો સ્વભાવ છે. ત્રીજું આહારક શરીર તે અતિશય જ્ઞાની જે ચૌદ પૂર્વધર તેમને એ શરીર કરવાની લબ્ધિ હોય છે. તે કોઈક વખતે કંઈ શંકા પડે છે તો મુઠીવાળેલા હાથ જેટલું શરીર બનાવી તેને ભગવાન પાસે પ્રશ્ન પૂછવા મોકલે છે, તે ઘણાજ અલ્પકાલમાં જઈને પાછું આવે છે, તે એવા મુનિ મહારાજ શિવાય બીજાને થતું નથી. ચોથું તૈજસ શરીર તે શરીરમાં આહારને પચાવે છે. કાર્મણ શરીર તે અતિ સૂક્ષ્મ શરીરની માંહિ રહે છે, જ્યારે જીવ આ ગતિમાંથી મરણ પામી બીજે સ્થાનકે જાય છે ત્યારે એ તૈજસ ને કાર્મણ શરીર સાથે જાય છે. કર્મ પણ કાર્મણ શરીરમાંજ રહે છે. ઔદારિક અને વૈક્રિય શરીરની સાથે એ તૈજસ અને કાર્મણ શરીર હમ્મેશાં રહે છે. એ શરીર નામકર્મ જેવી રીતે બાંધ્યું હોય તેવું પામે છે.

**ઉપાંગ નામકર્મ.** તે ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ, આહારક અંગોપાંગ એ ત્રણ શરીરને અંગોપાંગ છે તે જેવું બાંધ્યું હોય તેવાં અંગોપાંગ થાય.

પંદર બંધન છે. તે–ઔદારિક ઔદારિક બંધન, ઔદારિક તૈજસ બંધન, ઔદારિક કાર્મણ બંધન, ઔદારિક તૈજસ કાર્મણ બંધન, વૈક્રિય વૈક્રિય બંધન, વૈક્રિય તૈજસ બંધન, વૈક્રિય કાર્મણ બંધન, વૈક્રિય તૈજસ કાર્મણ બંધન, આહારક બંધન, આહારક તૈજસ બંધન, આહારક કાર્મણ બંધન, આહારક તૈજસ કાર્મણ બંધન, તૈજસ તૈજસ બંધન, કાર્મણ કાર્મણ બંધન અને તૈજસ કાર્મણ બંધન. એ રીતે પંદર બંધન છે, તે પૂર્વના બાંધેલાં કર્મ સાથે નવાં કર્મનું એકમેકપણું કરી આપે છે. જેમ માટીનું વાસણ ભાગ્યું હોય તો લાખ ચોંટ્યાથી સંધાય છે, તેમ પૂર્વનાં કર્મ સાથે નવાં કર્મ જોડી આપે છે.

પાંચ સંઘાતન તે પાંચે શરીરને નામે છે, તે કર્મનાં દલીયાંને ખેંચીને કર્મની નજીક કરે છે. પછી બંધન નામકર્મની પ્રકૃતિ લખી છે તે એકમેકે કરી આપે છે.

હવે છ સંઘયણ તેમાં પહેલું વજ્રઋષભનારાચ સંઘયણ. તે શરીરના હાડકાંના સાંધા એવા હોય કે એક બીજા હાથ સાથે બન્ને કાંડાં પકડ્યાં હોય તેમ હાડકાંના બંધારણના સાંધા આગલ હોય, તેને મર્કટબંધ કહે છે. વલી બે સાંધા તેના ઉપર પાટો હોય. વચમાં વજ્રમય ખીલી હોય એવા મજબુત સાંધા હોય તેને વજ્રઋષભનારાચ સંઘયણ કહેવાય. એ સંઘયણવાલું શરીર અતિશય બલવાન હોય. તદ્ભવ મુક્તિગામી જીવને એ સંઘયણ અવશ્ય હોય; કેમ કે એ સંઘ-

યણ વિના ક્ષપકશ્રેણિ કરી શકે નહિ ને ક્ષપકશ્રેણિ વિના કેવલજ્ઞાન પામે નહિ. ઈહાં કોઇ પ્રશ્ન કરશે જે એ સંઘયણવાલો અવશ્ય મુક્તિ જાય? તે વિષે સમજવું કે, એ સંઘયણવાલો મુક્તિ જાયજ એવો નિયમ નથી. એ સંઘયણ પામીને પ્રભુની આજ્ઞા પ્રમાણે સારાં કામ કરે તો મુક્તિ જાય ને પ્રભુની આજ્ઞા વિરુદ્ધ દુષ્ટ કૃત્ય કરે તો યાવત્ સાતમી નરકે જાય. સાતમી નરકે પણ એ સંઘયણ વિના જતા નથી. કેમ કે સંઘયણ બલવાન્ હોય તેજ અતિશય બુરાં કામ કરી શકે છે, તેમ સારાં કામ પણ તેજ કરી શકે છે. હવે બીજું ઋષભનારાચ સંઘયણ, વજ્રમય ખીલી ન હોય. બીજું ઉપર મુજબ હોય. હવે ત્રીજું નારાચ સંઘયણ. તેને પાટો ન હોય, બે પાસે મર્કટબંધ હોય. ચોથું અર્ધનારાચ સંઘયણ. તેમાં એક પાસે મર્કટબંધ હોય. પાંચમું કીલિકા સંઘયણ. તે બે સાંધાની વચમાં ખીલી હોય. છઠું સેવાર્ત સંઘયણ. તે હાડકાના છેડા એક એકને અડકીને રહે, હાલમાં એજ સંઘયણ છે, ને જ્યારે તીર્થંકર મહારાજ વિચરતા હતા તે વખતમાં એ છએ સંઘયણવાલા માણસો હતા. જેણે જેવું પુણ્ય બાંધ્યું હોય, તેવું સંઘયણ પામે છે. હાલમાં પણ મહાવિદેહ ક્ષેત્રમાં એ છએ સંઘયણવાલા મનુષ્ય છે.

સંસ્થાન. તેમાં પ્રથમ સમચોરસ સંસ્થાન તે શરીરમાં નાભીએથી બન્ને ખભા સુધી દોરી ભરવી અને તેજ દોરી પદ્માસને બેઠેલા ઘુંટણની ઘુંટી સુધી ભરવી તે સરખી થાય તેને સમચોરસ સંસ્થાન કહેવું એ શરીર સારૂં શોભીતું હોય. બીજું ન્યગ્રોધ સંસ્થાન તે ઉપરનો ભાગ સારો હોય ને નીચેનો ભાગ નબલો હોય, તેથી ઉતરતું ત્રીજુ સાદિ સંસ્થાન હોય. તેથી ઉતરતું ચોથું વામન સંસ્થાન. તેથી ઉતરતું પાંચમું કુબ્જ સંસ્થાન. તે ઘણું બેડોલ હોય. છઠું હુંડક સંસ્થાન તે સર્વ પ્રકારે વિપરીત લક્ષણવાલું હોય. પૂર્વે જેવું કર્મ બાંધ્યું હોય તેવાં શરીરનાં સંસ્થાન થાય છે.

હવે પાંચ વર્ણ તે લીલો, રાતો, પીલો, શ્યામ અને ઉજ્વલ. એ વર્ણનામકર્મ જેવું બાંધ્યું હોય તેવા શરીરનો વર્ણ હોય. ગંધ બે, તે સુરભિગંધ તથા દુરભિગંધ. જેણે જેવું શુભાશુભ કર્મ બાંધ્યું હોય તેવો શરીરનો ગંધ હોય. હવે રસ પાંચ તે–તીખો, કડવો, ખાટો, કષાયલો એટલે તૂરો અને મધુરો એ પાંચ રસમાંથી જેણે જેવું રસ નામકર્મ બાંધ્યું હોય તેવા રસવાલું શરીર હોય. સ્પર્શ આઠ તે–હલવો, ભારે, લૂખો, ચોપડ્યો, ટાઢો, ઉનો, સુંવાલો, બરસટ, એ આઠ સ્પર્શ છે. તેમાંથી જે જે નામકર્મ બાંધ્યું હોય તે પ્રમાણે શરીરના સ્પર્શો હોય. આનુપૂર્વિ ચાર તે મનુષ્યાનુપૂર્વિ, દેવાનુપૂર્વિ, તિર્યંચાનુપૂર્વિ, નરકાનુપૂર્વિ, જે ગતિમાં જીવને જવું છે તે ગતિમાં તે ગતિના આનુપૂર્વિના પુદ્ગલ જીવને લઇ જાય છે. એ આનુપૂર્વિનો ઉદય જ્યારે મરણ થાય છે ત્યારે થાય છે.

હવે ચાલવાની ગતિ બે પ્રકારની. તે જે ચાલવાની રીત હાથી, વૃષભ જેવી હોય તેને શુભ વિહાયોગતિ કહીયે. ને જે ચાલવાની રીત ઊંટ, ગધેડા જેવી હોય તેને અશુભ વિહાયોગતિ કહીયે. જેણે જેવું કર્મ બાંધ્યું હોય તેવી ચાલવાની રીત હોય છે.

હવે ત્રસ નામકર્મ બાંધ્યું છે તેથી હાલવા ચાલવાની શકિત થાય છે. બાદર નામકર્મથી શરીરને માણસો દેખી શકે એવું બાદર શરીર પામે છે. પર્યાપ્ત નામકર્મથી જીવ પૂરી પર્યાપ્તિ બાંધી શકે છે. પ્રત્યેક નામકર્મથી એક શરીરે એક જીવ હોય. સ્થિર નામકર્મથી શરીરનાં હાડકાં સ્થિર હોય. શુભ નામકર્મથી નાભિ ઉપરનું અંગ જગત્માં પૂજનીક કહેવાય છે. સૌભાગ્ય નામકર્મથી સર્વ જીવને વલ્લભ લાગે. સુસ્વર નામકર્મથી કંઠનો સ્વર સારો હોય. આદેય નામકર્મથી જે વચન કહે તે માનનીક હોય, એના વચનનું કોઇ અપમાન કરે નહિ. જશ નામકર્મથી જગત્માં જશવાદ પામે, કોઇ અપજશ બોલે નહિ.

સ્થાવર નામકર્મથી જીવ સ્થાવરપણું બાંધે, એટલે સ્થાવર જે પૃથ્વિ, અપ, તેઉ, વાઉ, વનસ્પતિપણું પામે. સૂક્ષ્મ નામકર્મથી જીવ એવું શરીર બાંધે કે કોઈ દેખી શકે નહિ. અપર્યાપ્ત નામકર્મથી જીવ પર્યાપ્તિ પૂરી કર્યા શિવાય મરણ પામે. સાધારણ નામકર્મથી એક શરીરમાં અનંત જીવોને રહેવાનું હોય, અસ્થિર નામકર્મથી કેશ, કાન, રુધિર અસ્થિર હોય. અશુભ નામકર્મથી નાભિ નીચેનું અંગ અપૂજનીક હોય. દુર્ભાગ્ય નામકર્મથી સર્વ જીવને અનિષ્ટ લાગે. દુઃસ્વર નામકર્મથી કંઠનો સ્વર સારો ન હોય, ગાય તે કોઇને પસંદ ન આવે. અનાદેય નામકર્મના પ્રભાવથી કોઇને સાચી વાત કહે, તો પણ સામાના માનવામાં આવે નહિ. કંઈ પણ બોલે તે લોકને પસંદ પડે નહિ. અપજશ નામકર્મથી જીવ કોઇ પણ કામ કરી જશ પામે નહિ. જ્યાં જાય ત્યાં જે કરે તેમાં અપજશ પામે.

પરાઘાત નામકર્મ બાંધ્યું હોય તેથી પર જીવ બલવાન હોય તો પણ આ જીવનું મુખ જુએ કે બીહે.

ઉચ્છ્વાસ નામકર્મથી શ્વાસોચ્છ્વાસ બરાબર લઈ શકે ને તેમાં કસર હોય તેટલી અડચણ થાય. આતાપ નામકર્મ તે સૂર્યના વિમાનમાં છે. જેનું તેજ ખમી શકાય નહિ તેવું છે. ઉદ્યોત નામકર્મ ચંદ્રમા તારા પ્રમુખના વિમાનને હોય. તેથી શીતલતા તથા અજવાલું હોય.

અગુરુલઘુ નામકર્મથી જેવું શરીર જોઇએ એવું હોય. બહુ ભારે પણ ન હોય તેમ બહુ હલકું પણ ન હોય. જેવું જોઇએ તેવું હોય. નિર્માણ નામકર્મથી શરીરના અવયવ જ્યાં જોઇએ ત્યાં સ્થપાય.

ઉપઘાત નામકર્મથી શરીરમાં રસોલી, પડજીભી, ચોરદાંત, ખીલી પ્રમુખ ઉપદ્રવ થાય ને શરીરને પીડા થાય.

તીર્થંકર નામકર્મથી તીર્થંકરની પદવી પામે. અસંખ્યાતા દેવતા જેની હાજરીમાં રહે. સમવસરણ પ્રમુખની રચના થાય. એનું મુખ જોઇ આનંદ પામે, ને પ્રભુ ધર્મોપદેશ આપે તે ગ્રહણ કરે. બાલ જીવને ધર્મ પામવાનું મુખ્ય કારણ છે. કારણ જે માણસો ચમત્કારના રસીયા છે, રત્નમય સમવસરણમાં પ્રભુને બેઠા જોઇ પહેલાં તો જોવાની ઇચ્છા થાય પછી દેવતા પ્રમુખ દેશના સાંભલતા હોય તે જોઇને ભગવાનની વિશેષ પ્રતીતિ આવે. તેથી જ ભગવાનની અમૃતમય દેશના સાંભલે કે નજીક ભવિ જીવ જલદી પ્રતિબોધ પામી જાય.

એ રીતે નામકર્મની ૧૦૩ પ્રકૃતિ છે. તે કેટલીએક પુણ્ય ઉદયથી ને કેટલીએક પાપ ઉદયથી, જેવી જેવી બાંધી હોય તે પ્રમાણે જીવ પામે છે. એમાં પણ અશુભ નામકર્મની પ્રકૃતિ ઉદય થાય છે, ત્યારે અજ્ઞાની જીવ દિલગીર થાય છે. શુભની ઉદય થાય છે ત્યારે ખુશી થાય છે. એ ખુશી ને દિલગીરી બન્ને અશુભ કર્મ બાંધવાનું સ્થાન છે. ને જ્ઞાનવાન્ પુરુષ અશુભ શુભ ગમે તે ઉદય થાય છે, ત્યારે તેમાં રાજી દિલગીર થતા નથી. તેઓ એમ જાણે છે કે જેવાં પૂર્વે બાંધ્યાં છે, તેવાં ઉદય આવ્યાં છે. એમાં મ્હારે રાજી થવાનું કે દિલગીરી કરવાનું કાંઇ કારણ નથી. એમ વિચારી પોતે સમભાવમાં રહે છે. તેથી અનુક્રમે વિશુદ્ધ થઇને કર્મથી મુક્ત થાય છે ને અરુપી ગુણ પ્રગટ કરે છે એટલે સિદ્ધિને પામે છે.

ગોત્રકર્મ તે બે પ્રકારનું—ઉચ્ચગોત્ર તથા નીચગોત્ર, ઉંચગોત્ર પણ આઠ પ્રકારે શ્રી પન્નવણા સૂત્રમાં કહ્યું છે. તે પ્રમાણે લખું છું.

૧ ઉંચી જાતિ પામે, ૨ ઉંચું કુલ પામે, ૩ સુંદર રૂપ પામે, ૪ સારૂં બલ પામે, ૫ ધનવાનપણું, ૬ ઠકુરાઇપણું તે રાજ ઓદ્ધા શેઠાઇપણું પ્રમુખ, ૭ વિદ્વાનપણું, ૮ તપશ્ચર્યા કરી શકે. આ આઠ વસ્તુ ઉચ્ચગોત્રના પ્રભાવથી મલે છે ને એજ આઠ વસ્તુ જીવ નીચગોત્રથી વિપરીતપણે પામે છે. અર્થાત્ નીચ જાતિ પ્રમુખ પામે છે. એ કર્મ પણ સમભાવે જ્ઞાની પુરૂષ ભોગવે છે ને એને ખપાવી અગુરુલઘુ ગુણ ઉત્પન્ન કરી સિદ્ધમાં રહે છે.

અંતરાયકર્મ તેની પાંચ પ્રકૃતિ છે. તેમાં દાનાંતરાય કર્મથી છતી વસ્તુ છે, લેનાર પાત્ર છે, તો પણ દાન દઈ શકે નહિ.

લાભાંતરાયથી લાભ મલી શકે નહિ. ભોગાંતરાય તે ભોગવવા યોગ્ય વસ્તુ હોય પણ ભોગાંતરાય કર્મના પ્રભાવથી ભોગ ભોગવી શકે નહિ. ઉપભોગાંતરાય તે ઉપભોગ વસ્તુ જે વારંવાર ભોગવવામાં આવે તે મલ્યા છતાં પણ

શોક પ્રમુખ આવી પડે તેથી ઉપભોગ કરી શકે નહિ. વીર્યાંતરાય તે બલ વીર્ય પામે નહિ. કદાપિ પામે તો ધર્મના કામમાં વીર્ય ફેરવી શકે નહિ. એ પાંચે પ્રકૃતિનો અંત કેવલજ્ઞાન પામતી વખત થાય છે ને થોડો થોડો નાશ તો આગલ પણ થાય છે. તેથી તેટલું કામ થઇ શકે છે.

આઠમું આયુકર્મ તે–ચાર પ્રકારે મુખ્યપણે મનુષ્ય, દેવતા, તિર્યંચ ને નારકી એ ચાર પ્રકારના આઉખામાંથી જે ગતિનું આયુષ બાંધ્યું હોય, તે ગતિમાં જીવ જાય છે. એ રીતનાં આઠે કર્મ કરે છે. તેણે કરી જીવ સંસારમાં રોલાય છે. એ આઠે કર્મનો નાશ થાય છે, ત્યારે સિદ્ધ ભગવાન થાય છે. તેને ફરી સંસારમાં આવવું પડતું નથી, ને જન્મ મરણ પણ કરવા પડતાં નથી.

**૫૭ પ્રશ્નઃ—એ આઠે કર્મ જીવ શું કરવાથી બાંધે છે ?**

**ઉત્તરઃ**—એ આઠે કર્મ બાંધવાનાં ઘણાં કારણ છે, પણ મુખ્યપણે સત્તાવન હેતુ છે. તે આ પ્રમાણેઃ–મિથ્યાત્વ પાંચ તે–અભિગ્રહ મિથ્યાત્વ. તેથી કુગુરૂ, કુદેવ, કુધર્મનો ખોટો હઠ પકડેલો છે તે મૂકે નહિ. મ્હારા બાપ દાદા કરતા આવ્યા તે કરવું, બીજી રીતે જે પુદ્ગલિક વસ્તુને મ્હારાપણે અતિ આગ્રહથી માની રહ્યો છે, તે પણ મિથ્યાત્વ છે. અનભિગ્રહ મિથ્યાત્વ તે સુદેવ ને કુદેવ એ બંનેને સરખાપણે માને; પણ ગુણીને ગુણીપણે માનવા, અગુણીને છોડવા તે કરી શકે નહિ. ત્રીજું અભિનિવેશીક મિથ્યાત્વ તે–સાચા દેવ ગુરૂ ધર્મને ઓલખે, પણ મમત્વને વશે આદરે નહિ ને તેની હીલના કરે. સાંશયિક મિથ્યાત્વ તે સર્વજ્ઞના વચનમાં સંશય કરવો. અનાભોગ મિથ્યાત્વ તે ધર્મ કર્મની કંઇ પણ ખબર નહિ. જડ જેવો માણસ હોય, ધર્મની બિલકુલ રૂચિ હોય નહિ. એ પાંચ મિથ્યાત્વ અને બાર અવ્રત, તે પાંચે ઇંદ્રિય ને છઠું મન તેના વિષયમાં લુબ્ધપણે વર્તે, તે છ તથા છકાય જેમાં પૃથ્વિકાય તે માટી, મીઠું, ધાતુ વિગેરે, અપકાય તે પાણી, તેઉકાય તે અગ્નિ, વાઉકાય તે પવન, વનસ્પતિકાય તે લીલોત્રી, ને ત્રસકાય તે બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય, પંચેદ્રિય એમાં પાંચ ઇંદ્રિયવાલા મનુષ્ય અને તિર્યંચ તે પંખી, ઢોર તે–ગાય, ભેંસ, ઘોડા, બકરા, શિયાલ, હરણ વિગેરે તથા સમુદ્રનાં ન્હાનાં મ્હોટાં માછલાં, મગર મચ્છ પ્રમુખ એ આદિ ઘણી જાતના સર્પ પ્રમુખ છે તે, તથા દેવતા ને નારકી એ ચાર જાતના પંચેંદ્રિય જીવો છે. એ છકાયના જીવની હિંસા કરવી. તે છ, એમ બાર અવ્રતથી જીવ કર્મ બાંધે છે.

પચ્ચીશ કષાય તે પચાસમા પ્રશ્નના ઉત્તરમાં મોહની કર્મના સ્વરુપમાં ચારિત્રમોહનીની પચ્ચીસ પ્રકૃતિ કહી છે, તે જાણવી. તે સેવ્યાથી જેવી જેવી કષાયની પ્રકૃતિ થાય છે, તેવું તેવું કર્મ બાંધે છે, કર્મ બાંધવાનું બીજજ એ છે, તીવ્ર મંદ કષાયનેજ સંબંધે કર્મ બંધાય છે.

યોગ તે મન વચન કાયાના યોગ. તેમાં મનયોગ ચાર પ્રકારે. સત્ય મનયોગ તે સાચા વિચાર કરવા, અસત્ય મનયોગ તે ખોટા વિચાર કરવા. સત્યાસત્ય મનયોગ તે સાચું છે પણ અસત્ય છે, તે કોઇ આંખે કાણો છે તેને કાણો કહેવાથી તે માણસને બહુ દુઃખ થાય છે. બીજું પણ જે જે છિદ્ર હોય તે પ્રગટ કરવાથી તે જીવને દુઃખ થાય છે માટે એ સાચું છે પણ તેથી અસત્યનું કર્મ બંધાય છે. ચોથો અસત્ય સત્ય મનયોગ. તે કોઈ સ્ત્રી કંઇ કારણસર પુરુષનો વેષ પહેરીને આવી છે, તે જોઇને ઓલખી પણ મનમાં વિચાર આવ્યો જે એને સ્ત્રી કહીશ તો એનું ગોપવેલું ખુલ્લું થશે ને એને નુકશાન થશે. એ વાતના રક્ષણાર્થે તેને પુરૂષનો વેષ જોઈ પુરૂષ કહી બોલાવે છે તે પોતાના જાણવામાં છતાં બોલાવવું તે અસત્ય છે; પણ તેનું માન જાલવવા કહેવું છે, વાસ્તે અસત્ય નથી. એમ હરકોઇને નુકશાનનો બચાવ કરવા કહેવું થાય તે અસત્ય છે પણ મૃષા નથી, આ પ્રમાણે મનમાં ચિંતવવું તે મનયોગ, ને બોલવું તે એ જ પ્રમાણે વચનના પણ ચાર યોગ જાણવા. હવે સાત કાયાના યોગ તે ઔદારિક કાયયોગ, વૈક્રિય કાયયોગ, આહારક કાયયોગ, ઔદારિક મિશ્ર કાયયોગ. વૈક્રિયમિશ્ર કાયયોગ, આહારકમિશ્ર કાયયોગ એ મિશ્ર કાયયોગ જે વખત ઔદારિકાદિ શરીર તૈયાર નથી થયાં, તેની અગાઉ હોય છે, છેલ્લો કાર્મણ કાયયોગ. એક ભવમાંથી બીજા ભવમાં જતાં રસ્તામાં ઉદય થાય છે. ત્યાર બાદ જીવ આવીને પોતાના પિતાનું વીર્ય ને માતાના રુધિરનો પહેલો આહાર ગ્રહણ કરે છે. ત્યાર પછી જ્યાં સુધી શરીરની શક્તિ બાંધી નથી, ત્યાં સુધી ઔદારિક મિશ્રયોગ છે. ત્યાર બાદ ઔદારિક કાયયોગ થાય છે. એ સાતે યોગમાંથી જે જે યોગ પ્રવર્ત્તે, તે પ્રમાણે કર્મ બંધાય છે. એ પ્રમાણે પાંચ મિથ્યાત્વ, બાર અવ્રત, પચ્ચીશ કષાય ને પંદર યોગ, કુલ ૫૭ કર્મ બાંધવાનાં કારણ છે તેમ જેટલાં જેટલાં પ્રવર્તે, તે માફક જીવ કર્મ બાંધે છે. વાસ્તે એ સત્તાવન હેતુમાંથી જેટલા ટલે તેટલા ટાલવાનો ખપ કરવો ને બધાં ખસી જશે ત્યારે તે સિદ્ધિ પામશે.

૫૬ **પ્રશ્ન:**—જૈનદર્શનમાં કર્મ બાંધતાં રોકવાનો તથા જૂનાં પૂર્વનાં બાંધેલાં કર્મ નાશ કરવાનો શું ઉપાય બતાવ્યો છે ?

**ઉત્તર:**—ચૌદ ગુણસ્થાન કહ્યાં છે. તેમાં અનુક્રમે ગુણ વૃદ્ધિ કરીને ચૌદમું ગુણસ્થાન પામીને જીવ સિદ્ધિને પામે છે. તે ગુણસ્થાન નીચે મુજબ.

મિથ્યાત્વ ગુણસ્થાનમાં જીવો રહેલા છે, તેના પ્રભાવે વિપરીત બુદ્ધિ થઇ છે. પરવસ્તુ જે પુદ્ગલિક પદાર્થને શરીર, ધન, કુટુંબાદિકને મ્હારૂં માની તેમાં લુબ્ધ થઇ રહ્યો છે ત્યાં સુધી તો સંસાર છે.

બીજું સાસ્વાદન ગુણસ્થાનક. તેમાં જીવ ઉપશમ સમકિત પામીને પડે છે ને મિથ્યાત્વે પહોચ્યા નથી, ત્યાં સુધી વચમાંનો કાલ છ આવલિકા ઉત્કૃષ્ટો તેટલી વાર રહે છે. જેમ કોઇ માણસે ખીર ખાંડનું ભોજન કર્યું હોય ને પછી વમન કરે છે તે વખત પણ મુખમાં મીઠાશ લાગે છે; તેમ સમકિતથી પડે છે તો પણ સમકિત સંબંધિના કંઇક સારા અધ્યવસાય રહે છે, તેનું નામ સાસ્વાદન ગુણ સ્થાન છે. ઇહાં કોઇને શંકા થાય જે પહેલે બીજે વિશુદ્ધ અધ્યવસાયે ચડે તેનું સ્વરુપ જોઇએ તેને બદલે ઇહાં પડતા ભાવનું બીજું સ્થાન કહ્યું, તે શું? તે વિષે જાણવું. જે જ્ઞાની મહારાજે જ્ઞાનમાં ચડતા પડતાના અધ્યવસાયનાં સ્થાનક જોયાં, તેમાં એક એક થકી ચડતા અધ્યવસાય જોયા, તેમાં બીજી પાયરીના અધ્યવસાય કોઇના ચઢતા જોયા નહિ, પડતાનાજ બીજી પાયરીના અધ્યવસાય થતાં જોયા, તેથી પડતાના અધ્યવસાયનું સ્વરુપ કહ્યું. ચઢતા તો પહેલા ગુણ સ્થાનકના ભાવથી વિશુદ્ધ ભાવે ત્રીજા ગુણસ્થાનના ભાવ થતા જોયા. તેથી પહેલેથી ત્રીજે ગુણસ્થાનકે જાય.

ત્રીજા ગુણસ્થાનનું નામ મિશ્રગુણસ્થાનક છે. એ ગુણસ્થાને મિથ્યાત્વભાવનો નાશ થાય છે, પણ સમકિત યોગ્ય થતા નથી. વચમાનાં અધ્યવસાય થાય છે તે મિશ્રભાવ કહીએ. એ ગુણસ્થાને શુદ્ધ દેવ ગુરુ અને ધર્મ ઉપર દ્વેષ હતો તેનો નાશ થઇ જાય છે. વધારે સ્વરુપ મિશ્રમોહનીનો દર્શાવ આગલ કરી ગયા છીએ તેથી જાણવું, એ મિશ્રમોહનીનો નાશ થાય છે ત્યારે જીવ સમકિત પામે છે અને ચોથું ગુણસ્થાન પામે છે. ઇહાં કોઇને શંકા થશે કે, જેને ધર્મને વિષે રાગ પણ નથી ને દ્વેષ પણ નથી, એવી પ્રકૃતિવાલા ત્રીજું ગુણસ્થાન પામે છે તેમ છતાં એ ગુણસ્થાનવાલાને તો મુક્તિની નિયમા કહી છે; ત્યારે જેટલા જૈની છે તેની તો બધાની મુક્તિની નિયમા થઇ? એ વિષે જાણવું જે મુક્તિની નિયમા તો મિથ્યાત્વભાવ જે શરીર, ધન પુત્ર તે ઉપર મ્હારાપણું વર્તે છે તે ભાવ જ્યારે ટલે, ને અંતરંગમાં શુદ્ધ ભાવ થાય છે ત્યારે થાય છે વલી આગલ પ્રશ્ન ૧૮ મામાં વિશુદ્ધ માર્ગાનુસારીના ગુણ કહ્યા છે, તે ગુણો પ્રગટ થાય છે ત્યારે ભવની નિયમા થાય છે. તે માર્ગાનુસારીના ગુણ પ્રગટ થયા નથી ને તેથી અન્યાય પ્રવૃત્તિમાં તો કુશલ રહ્યા છે ને જૈન નામ ધરાવે, તેથી ભવની નિયમા તો ન થાય; પણ શ્રાવક નામ ધરાવી અન્યાયની પ્રવૃત્તિ કરે, તેથી જૈનધર્મની લઘુતા થાય. તો જેનાથી લઘુતા થાય તેને મુક્તિની નિયમા કેમ થાય? ઇહાં કોઇને શંકા થશે કે, જૈનકુલમાં ઉત્પન્ન થવું તો પુણ્ય પ્રભાવે કહ્યું છે, તેમ છતાં મુક્તિની નિયમા ન થઇ તે શું? તે વિષે જાણવું જે જૈનકુલમાં ઉત્પન્ન થવાથી તો મ્હોટો ફાયદો છે. કારણ જે ઉદ્યમ કરે તો યથાર્થ આત્મધર્મ પ્રગટ કરવાનું સાધન છે ને ઉદ્યમ કરીને

મેળવે તો આત્માની અજ્ઞાનતા ટલી જાય અને મુક્તિએ જાય અથવા મુક્તિની નિયમા પણ થાય પરંતુ તે જૈનકુલમાં જે રીતે પ્રભુજીએ ધર્મપ્રવર્ત્તના કરવાની કહી છે, તે પ્રકારે કરે નહિ. જે અન્યાયાદિક નિષેધ કરવાના કહ્યા છે તે છોડે નહિ ને નામ માત્ર શ્રાવકપણું ધારણ કરે; તો તેથી મુક્તિની નિયમા કેમ થાય ? એ તો પૂર્વે પુણ્ય બાંધ્યું હતું તે નકામું ગુમાવ્યું. વાસ્તે પ્રભુની આજ્ઞાએ વર્ત્તવાથી ગુણ થશે ને જેનામાં માર્ગાનુસારીના ગુણો આવ્યા છે તે તો ત્રીજું ગુણસ્થાન સ્પર્શ કરીને ચોથું ગુણસ્થાનક પામશે તે કહીએ છીએ. કેટલાએક જીવ આજ્ઞા પાલી શકતા નથી પણ મનમાં ધર્મ સાચો છે એમ જાણે છે, જૈનધર્મ ઉપર રાગ વર્ત્તે છે. એ પણ પરંપરાએ મુક્તિ પામવાનું કારણ છે.

ચોથું અવિરતિ સમકિત ગુણસ્થાન. તે ક્ષાયક ભાવે પામે તો અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, સમકિતમોહની, મિશ્રમોહની અને મિથ્યાત્વમોહની એ સાત પ્રકૃતિ, સત્તા, બંધ, ઉદય એ ત્રણે પ્રકારે નાશ થઈ જાય છે, તેને ક્ષાયક સમકિત થાય છે. ને જેને ક્ષયોપશમ સમકિત થાય તેને તો એ સાતે પ્રકૃતિ સત્તાએ તો રહે છે પણ બંધમાંથી ટલી જાય છે. તે વિષે જાણવું જે ત્રણ મોહની છે તેમાં બંધ તો મિથ્યાત્વમોહનીનો છે. મિશ્ર, સમકિતમોહનીનો બંધ નથી, કારણ જે એ ત્રણ નામ મિથ્યાત્વમોહનીના વિભાગ પડવાથી થાય છે. જેમકે ચોખા ઉપર છોડાં છે તે ચોખાનું ઢાંકણ છે પણ છોડાં નીકલી જાય છે તો પણ છોડાંનો અંશ રહે છે. તે નીકલે છે ત્યારે તેનું નામ કુશકી કહેવાય છે. વલી કુશકી નીકલી ગયા પછી પણ ચોખા પાણીથી ધુએ છે ત્યારે તેનું નામ ચોખાનું ધોવણ કહેવાય છે, એમ નામાંતર જૂદાં જૂદાં થાય છે ને તેના સ્વભાવમાં પણ ફરક રહે છે, તેમ મિથ્યાત્વનાં પુદ્દગલ ખસે છે ત્યાર પછી કુશકી રૂપ પુદ્દગલ રહે છે તેનું નામ મિશ્રમોહની કહેવાય છે, વલી તે જાય છે ત્યારે સહજ અંશ રહે છે તેનું નામ સમકિતમોહની છે. એ ત્રણે પ્રકૃતિ મિથ્યાત્વની છે. તેથી મિથ્યાત્વનો બંધ છે. તે ક્ષયોપશમ સમક્તિવાલાને ટલી જાય છે. હવે ઉદયથી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ તથા મિથ્યાત્વમોહની, મિશ્રમોહનીનો નાશ થાય છે ને સમકિતમોહનીનો ઉદય રહે છે તો પણ એ સમક્તિવાલાને મુક્તિની નિયમા છે. એક વખત સમકિત ફરશીને કદાપિ વમી ગયો તો પણ ફરી પામશે ને અંતે મુક્તિ જશે. વલી ઉપશમ ભાવનું ઉપશમ સમકિત થાય છે. તે ઉપશમ ભાવનું ચોથું ગુણસ્થાન પામે છે. તે ઉપશમ સમકિતવાલાને સાતે પ્રકૃતિ સત્તામાં રહી છે પણ ઉદય તથા બંધમાં નથી, એ ચોથા ગુણસ્થાનવાલાને સડસઠ બોલ પ્રાપ્ત થાય છે. ઉપાધ્યાય શ્રી જશવિજયજી મહારાજે સમકિતની સઝાય કરી છે, તેમાં તેનો વિસ્તાર છે ત્યાંથી જાણવું. પણ તેના પાંચ લક્ષણ ઇહાં કહીએ છીએ.

**પહેલું ઉપશમ લક્ષણ તે**—અપરાધી સાથે પણ રોષભાવ રાખે નહિ કોઇ માણસે ગમે તેવો અપરાધ કર્યો હોય ને તેનું કંઇ કામ પોતાના હાથમા આવ્યું હોય તો પણ કામ બગાડે નહિ.

**બીજું સંવેગ લક્ષણ તે**—દેવતા મનુષ્યના સુખને સુખ જાણે નહી. સંસારને ઉપાધિ જાણે, આત્મા જેટલો કષાય પ્રકૃતિથી મુક્ત થાય ને આત્માનો ગુણ પ્રગટ થાય તેટલું સુખ માને અને કેવલ મુક્તિની અભિલાષા રહે તે સંવેગ લક્ષણ.

**નિર્વેદ તે**—સંસારમાં રહ્યો છે, પણ સંસારમાંથી નિકલવાને અતિશય ચિત્ત થયું છે, સંસાર બંધીખાના સરખો લાગે છે ક્યારે આ સંસાર ઉપાધિ જડભાવની તે છોડું ને મ્હારા સહજ સ્વભાવમાં રહું ? એવી ભાવના રાત્રી દિવસ બની રહી છે. કોઇ કહેશે જે એવા ભાવ છે તે છતાં સંસારમાં કેમ પડી રહ્યો છે ? તે વિષે જાણવું જે પૂર્વનાં ભોગકર્મ તીવ્ર બાંધેલા હોય તે બંધનને લીધે જીવ મૂકી શકતો નવી. મૂકે તો પણ નિકાચિત કર્મ પાછાં ઉદય આવે છે, કર્મની ગતિ વિચિત્ર છે પણ તે વિચિત્ર કર્મ મટાડવાનો ઉપાય તત્ત્વરમણ છે. તે જેમ જેમ વિશુદ્ધિ થાય તેમ તેમ જડતા નાશ પામે છે.

**ચોથું અનુકંપા લક્ષણ**—તે દુઃખીયા જીવને દુઃખ ટાલવા શક્તિ માફક ઉદ્યમ કરે. છતી શક્તિ દયા કરવાને ગોપવે નહિ. એ દ્રવ્ય અનુકંપા અને ભાવ અનુકંપા તે ધર્મ રહિત જીવને પોતાની જ્ઞાન શક્તિથી ધર્મોપદેશ કરીને ધર્મ પમાડવો. ઇહાં કોઇને શંકા થશે જે પ્રશ્ન ૧૩ મા માં તો ગુરૂ પાસે ધર્મ સાંભલવો કહ્યો છે ત્યારે શું શ્રાવકને ભાવદયા લક્ષણ એ જ છે જે ધર્મ પમાડવો. વાસ્તે મુનિ મહારાજનો યોગ હોય ત્યાંસુધી મુનિ મહારાજ પાસે સાંભલવો ને મુનિ મહારાજનો યોગ ન હોય તો વડીલ શ્રાવક ધર્મ સંભલાવે ને શ્રાવક શ્રાવિકા સાંભલે. શ્રાવકને ધર્મ સંભલાવવાનો અધિકાર શ્રી ભગવતીજીમાં તથા ધર્મરત્ન પ્રકરણમાં છે તથા ઉપદેશમાલામાં છે તથા આવશ્યકની ચૂર્ણિમાં છે તથા વંદિત્તાની ગાથા "**पडिसिद्धाणं करणे, किचाणमकरणे पडिक्कमणं असद्दहणे, अ तहा, विवरीयपरुवणाए य.**" આ ગાથાના અર્થમાં અર્થદીપિકાના કર્તાએ વિસ્તારે વર્ણન કર્યું છે. વલી શાંતિનાથજી મહારાજના આગલા ભવોમાં પોસહ લઈ શાસ્ત્ર સંભલાવે છે એમ અધિકાર છે. વલી એવી રીતે ઘણે ઠેકાણે ધર્મોપદેશ દેવાનો અધિકાર છે, વાસ્તે શક્તિ પ્રમાણે ધર્મોપદેશ કરે ને જીવને હરેક પ્રકારે ધર્મમાં જોડે તે ભાવદયા લક્ષણ.

**પાંચમું આસ્તિક્યતા લક્ષણ તે**—જિનરાજે પ્રરૂપેલા આગમ ઉપર, પંચાંગીઉપર આસ્તા હોય, પણ તે માંહિ શંકા ન હોય. કારણ જે જિનેશ્વર છે

તે રાગદ્વેષ રહિત છે તેથી તેમને વધતું ઓછું કહેવાની જરૂર નથી એવો નિર્ધાર કર્યો છે. વલી જે આગમ છે તે ન્યાય યુક્ત છે. આગમના વચનમાં કોઇ જગ્યા ઉપર શંકા થાય એવું નથી. જે જે વાતો છે તે ન્યાયથી સિદ્ધ થાય છે. વલી જે જે વસ્તુ આગમમાં કહી છે તે કરતાં અધિક દર્શાવેલી બીજા શાસ્ત્રોમાં દેખાતી નથી. આત્માને રાગ દ્વેષથી મુક્ત કરવો તે જૈનશાસનમાં કહ્યું છે. તે જ વેદાંત, ન્યાય, સાંખ્ય, બૌધ એ સર્વે દર્શનવાલા કહે છે, પણ જૈન કરતાં અધિક મોક્ષનાં સાધન બીજા દર્શનોમાં દેખાતાં નથી. વલી સૂક્ષ્મ આત્મ સ્વરૂપની વાતો જેટલી જૈનદર્શનમાં બતાવેલી છે, એટલી બીજા કોઇ પણ દર્શનમાં દેખાતી નથી. વલી નિજ સ્વરૂપમાં જોડનારાં વ્યવહારિક સાધન જૈન દર્શનમાં બતાવ્યાં છે, તેથી અધિક સાધન બીજા દર્શનોમાં દેખાતાં નથી અને જૈનનાં સાધનોથી જલદી રાગ દ્વેષની પ્રકૃતિ શાંત થાય છે. વલી પુણ્ય પાપના માનનારા નાસ્તિક શિવાયના યવન લોક પ્રમુખ છે પણ જૈનથી અધિક માનનારા કોઇ નથી. જૈનમાં પુણ્ય પાપનાં સ્વરૂપ સારી રીતે દર્શાવ્યાં છે અને મોક્ષ સાધનના ઉપાયો જે જે બતાવ્યા છે તે તે સર્વ દર્શન કરતાં અધિક દેખાડયા છે. તેથી ચિત્તમાં જૈનદર્શન ઉપર અતિશય આસ્તા થઇ છે. વલી નાસ્તિકતાનો મત ન્યારો પડે છે. તે મત કંઇ બ્યાજબી નથી. તેનું સ્વરૂપ થોડું લખું છું. રાયપસેણી સૂત્રમાં કેશી ગણધર મહારાજે પરદેશી રાજાને સમજાવ્યો છે, તેમાં નીચે મુજબ સારાંશ છે.

પરદેશી રાજાએ પ્રશ્ન કર્યું જે આપ કહો છો કે જીવને શરીર જૂદાં છે અને જેવું કર્યું હોય એવું ભોગવે; તો મ્હારો બાપ નાસ્તિકમતિ હતો, ઘણી હિંસા પ્રમુખ કરતો, તે મરણ પામ્યો છે. તે નરકે ગયો હોવો જોઇએ ને તેમ થયું હોય તો નરકનાં દુઃખ જોઇને તે મને પાછા આવીને કહેત જે મેં પાપ કર્યાં છે તેથી નરકનાં હું દુઃખ ભોગવું છું વાસ્તે તું પાપ ન કર ને ધર્મ કર કે જેથી દુઃખ ન ભોગવવાં પડે. એવી રીતે આવીને કહે તો હું જીવને શરીર જૂદાં માનું. ઉત્તર—કેશી મહારાજ કહે છે જે, હે પરદેશી! ત્હારી સૂર્યકાંતા નામે સ્રી છે તે સર્વ પ્રકારે આભૂષણ શૃંગાર પહેરીને બેઠી છે એવામાં કોઇ ઉદ્ધંઠ પુરૂષ તેની સાથે ખોટી વર્ત્તણૂક કરે ને તેને તું દેખે તો તેને ઘેર જવા દે? પરદેશી કહે છે—તેને તો શૂલીએ ચઢાવું, અનેક વિટંબના કરૂં, તેને ઘેર જવા દેઉ નહીં. ત્યારે કેશી મહારાજ કહે છે. જેમ તું તેનો વિનાશ કરે ને જવા દે નહિ, તેમ નરકમાંથી પરમાધામી પણ આવવા દે નહિ. એટલે તે શી રીતે અહિં આવે! ત્યાં દુઃખ જ ભોગવ્યા કરે.

પરદેશી રાજાએ પ્રશ્ન કર્યું જે મ્હારા બાપની માતા ઘણી ધર્મિષ્ટ હતી. તે નિત્ય પૌષધ પ્રતિક્રમણ કરતી હતી, દાન દેતી હતી, તે તમારા કહેવા પ્રમાણે

દેવલોકે જવી જોઈએ, તો તે દેવતાનું સુખ ભોગવે છે તે આવીને મને કહે જે તું ધર્મ કર. જેથી દેવલોકમાં હું ઘણું સુખ ભોગવું છું. તે તું ભોગવે. એવું આવીને કહે તો હું જીવ જૂદો માનું.

કેશી ગણધર મહારાજ કહે છે જે તું નાહી ધોઇ સુંદર ધોયેલાં વસ્ત્ર આભૂષણ પહેરી સુંદર પૂજાનાં ઉપકરણ લઇ દેવ પૂજવા જતો હોય, એટલામાં માણુસ કહે જે આ વિષ્ટાના ઓરડામાં આવો, વિશ્રામ લ્યો, ઉભા રહો, બેસો, સૂઓ. એમ કહે તો તું ત્યાં જાય ? ત્યારે પરદેશી રાજા કહે છે કે, તે વચન માત્ર પણ સાંભળું નહી ને જઉં પણ નહિ. એવું પરદેશી રાજાએ કહ્યું. ત્યારે કેશીસ્વામી કહે જે એ દૃષ્ટાંત દેવલોકને વિષે દેવતા ઉત્પન્ન થાય છે, ત્યાં દિવ્યસુખ દિવ્યભોગ અતિશય સુંદર મહા સુગંધમય છે, તેમાં લીન થાય છે તેની સાથે સ્નેહ બંધાય છે. વળી અત્રેના સગાનો સ્નેહ ત્રુટે છે તે છતાં આવવાનો વિચાર કરે જે બે ઘડી પછી જઉં છું, તો ત્યાંના મ્હોટાં આયુષ્ય તેથી બે હજાર વર્ષ વહી જાય છે એટલે તો ઇહાંના સગાનું આયુષ્ય ટુંકું છે માટે બદલાઇ જાય છે તેથી તથા મનુષ્યક્ષેત્રમાં ઔદારિકશરીરને લીધે નિહારાદિની દુર્ગંધ ચારસે પાંચસે યોજન સુધી ઉછલે છે, તે દુર્ગંધને લીધે તેઓ આવી શકતા નથી. તેથી તને આવીને ત્હારા બાપની માતા ક્યાંથી કહે ? અહિં આવવું જ દુર્ધર છે.

પરદેશી રાજાએ પ્રશ્ન કર્યું જે મેં એક દિવસ એક ચોરને લોહમય કોઠીમાં ઘાલ્યો, તેનાં સર્વ છિદ્ર બંધ કર્યાં કંઈ પણ તેમાંથી નીકળવાની જગો રાખી નહિ, તેમ છતાં કેટલાએક દિવસે તે કોઠી ઉઘાડી તો તેમાં જીવ હતો નહિ. તેમ જો શરીરથી જીવ જૂદો હોય તો કયે રસ્તે તે કોઠીમાંથી નીકલ્યો ? માટે જીવ જૂદો નથી.

કેશી ગણધર મહારાજે ઉત્તર કર્યો જે એક મ્હોટા મકાનમાં ભોંયરૂં છે, તે ભોંયરામાં જઇ તેમાં રહીને ઢોલ વગાડે. વલી તે ભોંયરાનાં સર્વે બારણાં બંધ કર્યાં હોય, કંઇ પણ છિદ્ર રાખ્યું ન હોય, તે છતાં તે અવાજ બહાર આવે કે નહિ ? પરદેશી રાજા કહે કે આવે, વલી કેશી મહારાજ કહે છે કે જેમ છિદ્ર વિના ઢોલનો અવાજ બહાર નિકલે છે, જેમ જીવ પણ બહાર નીકલી ગયો.

ફરી પરદેશી રાજાએ પ્રશ્ન કર્યું જે મેં એક કોઠીમાં ચોરને ઘાલ્યો હતો, તેનાં છિદ્ર બંધ કર્યાં હતાં તે છતાં તે કલેવરમાં કીડા ઉત્પન્ન થયા હતા તે ક્યાંથી આવ્યા ?

કેશી મહારાજ ઉત્તર કરે છે કે લોઢાને અગ્નિથી તપાવીએ છીએ. તે લોઢાને કંઇ છિદ્ર નથી તેમ છતાં તેમાં અગ્નિ જેમ પ્રવેશ કરે છે તેમ જીવ પ્રવેશ કરે છે. જીવનું રૂપ દેખવામાં આવતું નથી.

પરદેશી રાજાએ પ્રશ્ન કર્યું જે કોઈ જવાન, બુદ્ધિવાન્ તેમજ નિરોગી માણસ બાણુ નાખે, તેવુંજ બાણુ કોઈ રોગી પુરૂષ બાલઅવસ્થાવાલો નાખી શકશે ? અર્થાત્ નહિ નાખી શકે. તમારા કહેવા પ્રમાણે જીવ તો તેમાં પણ છે પણ શરીરના બલની ખામીથી નાંખી શકતો નથી. વાસ્તે શરીર છે તેજ છે. બીજું કંઇ નથી.

કેશી મહારાજે ઉત્તર કર્યો જે કોઇ જવાન પુરુષ છે, વલી બલવાન્ છે પણ તેની પાસે જૂની કાવડ છે તો તે કાવડમાં ભાર ઉઠાવી શકશે ? અર્થાત્ નહિ ઉઠાવી શકે. કારણ જે કાવડ ભાગી જાય તેમ જીવની સાથે શરીરનો સંબંધ છે તે શરીર નિર્બલ છે, બાલ અવસ્થા છે, તેથી બાણુ મારી શકતો નથી.

પરદેશી રાજાએ પ્રશ્ન કર્યું જે એક ચોરને મેં જીવતાં તોલ્યો, ને તેજ માણુસને શસ્ત્ર વિના મારી નાખ્યો, ને મેં ફરી તોલ્યો તો તેનું વજન ઓછું વધતું થયું નહિ. તેથી જીવ જૂદો હોત તો તોલ ઓછું થાત તે થયું નહિ. તેથી જીવ જૂદો સંભવતો નથી.

કેશી મહારાજે ઉત્તર કર્યો જે ચામડાની ધમણુ ખાલી હોય તેને તોલીએ ને તેની માંહિ પવન ભરીને તોલીએ તો તેમાં કંઈ ફેર પડતો નથી, તેમ જીવ છે તેનું વજન નથી. કારણુ જે અરુપી છે માટે ઘટ ઘટ વધુ જણાઈ નહિ.

પરદેશી રાજાએ પ્રશ્ન કર્યો કે મેં એક પુરૂષના શરીરમાં બધે જીવ જોયો તે ન જણાયો. પછી કકડા કરીને જોયો. પછી ઘણાજ ન્હાના કકડા કરીને જોયો. પણ જીવ જણાયો નહિ. વાસ્તે જીવ જૂદો નથી.

કેશી મહારાજે ઉત્તર કર્યો જે કોઈ પુરૂષો વનમાં ગયા. ત્યાં રસોઇ કરવાને અગ્નિ જોઇએ છીએ, તે સારૂ કાષ્ટના ઘણા કકડા કરીને જોયા, પણ અગ્નિ દીઠો નહિ. ત્યારે વિલખા થઇને બેઠા છે એટલામાં તેમાંથી એક બુદ્ધિવંત પુરૂષ હતો તે બોલી ઉઠયો જે તમે નાહિ ધોઇ દેવની પૂજા કરો એટલે હું અગ્નિ ઉત્પન્ન કરી રસોઈ તૈયાર કરૂં છું. પછી તે પુરૂષે વનમાં જઇ અરણીનું કાષ્ટ લીધું. તેના બે કકડા કરી એક બીજા સાથે ઘસ્યા કે તુરત અગ્નિ પ્રગટ થયો ને રસોઇ કરીને જમ્યા. તેમ શરીરના કકડા કરવાથી જીવ જણાય નહિ. જેમ બુદ્ધિથી અગ્નિ ઉત્પન્ન કર્યો પણ કકડા કરવાથી અગ્નિ દેખાયો નહિ, તેમ જીવ કકડા કરવાથી દેખાય નહિ. જ્ઞાનવાન્ પુરૂષના જ્ઞાનથી જીવ જણાય.

પરદેશી રાજાએ પ્રશ્ન કર્યું જે આ દૃષ્ટાંત બતાવ્યાં પણ પ્રત્યક્ષ હાથમાં ઝાલીને જીવ બતાવો તો હું માનું.

કેશી મહારાજે ઉત્તર આપ્યો જે આ ઝાડના પાનડાં શાથી હાલે છે ? પરદેશી રાજાએ કહ્યું જે વાયુથી હાલે છે. ત્યારે કેશી મહારાજે કહ્યું જે પવ-

નને તું દેખે છે ? રાજાએ કહ્યું જે હું નથી દેખતો. ત્યારે ગુરૂએ કહ્યું જે જેમ પવન નથી દેખતો પણ માને છે, તેમ જીવ દેખાતો નથી પણ લક્ષણથી જણાય છે ને કેવલજ્ઞાની મહારાજ પ્રત્યક્ષ દેખી શકે છે બીજા દેખી શકતા નથી. એવી યુક્તિથી કેશી મહારાજના ધર્મોપદેશથી પરદેશી રાજાએ નાસ્તિક મત છોડી દીધો ને જીવ અજીવાદિ નવ તત્ત્વની શ્રદ્ધા કરી શ્રાવકનાં વ્રત લીધાં.

આ મુજબના ઘણી એક રીતે નાસ્તિકવાદ શાસ્ત્રમાં નિરાકરણ કરેલા જોયા છે, સાંભલ્યા છે, તેથી પ્રભુના માર્ગ તથા આગમ ઉપર પૂર્ણ આસ્તા થઇ છે. સ્વપ્નમાં પણ સંશય નથી, તે આસ્તિક્યતા લક્ષણ જાણવું.

એ પાંચે લક્ષણ સમ્યક્દ્રષ્ટિને હોય. તે વિચારવાં અને ન હોય તે પ્રગટ કરવાનો ઉદ્યમ કરવો. મુખ્ય ઉદ્યમ એ છે કે હરેક ધર્મની વાતો સાંભલીને આત્મામાં વિચાર કરવો કે મ્હારામાં આ ગુણ નથી માટે પ્રગટ કરવાનો ઉદ્યમ કરૂં. પણ સમ્યક્દ્રષ્ટિની ધર્મ સાંભલી પર ઉપર નજર ન જાય કે અમુક નિર્ગુણી, એ તો જે જે પુરૂષમાં ગુણ છે તે ગ્રહણ કરે. અન્યદર્શનની પણ સારી રીત હોય તે નિંદે નહિ. તે ઉપર ઉપાધ્યાયજીએ કહ્યું છે જે ' દર્શન સકલના નય ગ્રહે ' એટલે જે જે દર્શનવાલા જે જે નયે ધર્મ કરતા હોય, તે નય વિચારથી તે જાણી લે ને પોતે પોતાના સાતે નયના વિચારમાં રહે. વલી જૈનદર્શનમાં પણ પંચમકાલના પ્રભાવે કદાપિ ક્રિયા ફેરફાર દેખાય; તો પણ મધ્યસ્થદ્રષ્ટિ રાખવી પણ એકાંત ખેંચાતાણમાં ન પડવું. યોગ્ય જીવ હોય ને કદાપિ ક્રિયા તેના ગચ્છના આચાર પ્રમાણે કરતા હોય, પણ બીજા આપ આપણા ગચ્છની રીત પ્રમાણે કરતા હોય, તેની નિંદા કરતા ન હોય તો આપણે પણ તેની સાથે મધ્યસ્થ રહેવું, પણ ખેંચાતાણ કરવી નહિ, ખેંચાતાણથી ઘણા વિકલ્પમાં પડી જવું થાય છે ને ધર્મ છે તે નિર્વિકલ્પદશામાં છે. વાસ્તે જે જે કામ કરવું તેમાં નિર્વિકલ્પ દશા થાય એવી ક્રિયા કરવી તેમાં પણ સ્વગચ્છી હોય ને તેની સોબત કરવાથી વિકલ્પ થતો હોય ને પરગચ્છી હોય ને તેની સોબતથી નિર્વિકલ્પદશા થતી હોય તો તેની સોબત કરવી. હરેક પ્રકારે રાગ દ્વેષની પ્રકૃતિ ઓછી થાય તેમ કરવું. વાદ વિવાદ કરવાથી સામાને ગુણ થાય અથવા જૈનશાસનનો જય થાય એવું હોય તો કરવો પણ ફોગટ કંઠશોષ થાય એવો વાદ કરવો નહિ. હરિભદ્રસૂરિ મહારાજે અષ્ટકજીમાં એવો વાદ નિષેધ્યો છે. વાસ્તે જેમાં સામા જીવને અથવા આપણા આત્માને ગુણ થાય એવું હોય તે વાદ, ચર્ચા કે ધર્મકથા કરવી ને આ ગુણસ્થાનવાલા એમજ કરે. આત્મધર્મનો લાભ થાય તેમાં જ કાલ કાઢે. સંસારમાં રહ્યો છે. પણ સંસારી સુખને વેઠ રૂપ જાણે છે પરંતુ તેમાં પ્રસન્ન થતો નથી. જે જે સંસારી કામ કરે છે

તેમાં ભાવે છે જે આ કૃત્ય મ્હારે કરવા યોગ્ય નથી. પણ પૂર્વે કર્મ બાંધ્યાં છે તેથી એમાં હું બંધાઈ રહ્યો છું. એ ઉપાધિથી નિકલી શકાતું નથી પણ જ્યારે રાગ દ્વેષની પ્રકૃતિથી મૂકાઇ આ સંસાર જાલથી નિકલીશ ને મ્હારા જાણવા દેખવાના સ્વભાવમાં વર્ત્તીશ તેજ મ્હારૂં કામ છે. હાલ પણ જે જે શુભ અશુભ કર્મના ઉદય થાય તેમાં મ્હારે લીન થવું એ મ્હારો સ્વભાવ નથી. હું જ્યાં સુધી સંસારમાં રહ્યો છું. ત્યાં સુધી મ્હારે મ્હારા સ્વભાવમાં રહી ઉદય આવેલી ક્રિયા કરવી છે. એમાં કંઈ મ્હારે મ્હારું માનવાનું નથી. આવો વિચાર પણ કરવો પડતો નથી. સહજે સમકિતના પ્રભાવથીજ પોતે લીન થતા નથી. પુદ્ગલનો તમાસો જુએ છે ને પોતે પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્રમાંજ મગ્ન થઈ રહ્યા છે. એ ગુણમાં જ આનંદ માને છે. સંસારી આનંદ તો અસ્થિર છે. વાસ્તે તે આનંદની તો સ્વપ્નમાં પણ ઇચ્છા કરતા નથી. એવો સમકિતનો પ્રભાવ છે. ઇહાં કોઇને સંદેહ થશે જે શ્રેણિક રાજાએ ક્ષાયક સમકિતી છતાં કેમ કંઇ પણ વ્રત કર્યાં નથી? તેમજ સંસારથી આવી ઉદાસીનતા છતાં કેમ વ્રત ગ્રહણ કર્યાં નહી? તે વિષે જાણવું જે શ્રેણિક રાજાએ સમકિત પામતાં પહેલાં નરકનું આયુષ્ય બાંધ્યું છે તેથી નરકે જવાના છે તેથી ત્યાગભાવ થયો નહિ. પણ તેમનાં હૃદયમાં તો ત્યાગભાવ બની રહ્યો છે ને વિરતિ તો પાંચમે ગુણઠાણે થાય છે. વાસ્તે કંઈ વ્રત નહિ કરવાથી સમકિતમાં દૂષણ નથી; પણ એમ બધા જીવને હોય નહિ. કારણ જે માર્ગાનુસારીપણું આવે છે, ત્યાંથી વિરતિના ભાવ થાય છે. યોગદ્રષ્ટિનું સ્વરુપ કહ્યું છે, ત્યાં પાંચમી દૃષ્ટિ પામે છે, ત્યારે સમકિત પામે છે ને પહેલીથી તે ચોથી દૃષ્ટિ સુધી માર્ગાનુસારીપણું કહ્યું છે. તેમાં પહેલી દૃષ્ટિમાંજ વ્રત પ્રાપ્ત થાય એમ કહેલું છે. વાસ્તે ઘણા જીવને તો યથાશક્તિ વિરતિના ભાવ થાય જ. કોઈ જીવને અંતરાયનો ઉદય હોય તો વ્રતને વિષે વીર્ય ફોરવી શકે નહિ ને જેને વીર્યાંતરાયનો ક્ષયોપશમ થયો છે તે તો વીર્ય ફોરવી જે જે પર વસ્તુનો ત્યાગ બને તે કરે ને શ્રાવકના ગુણસ્થાન રૂપ વ્રત તો પાંચમે ગુણસ્થાને કરે.

પાંચમું દેશવિરતી ગુણસ્થાન જ્યારે પ્રગટ થાય ત્યારે અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભનો નાશ થાય છે. તેની સાથે બીજી પણ પ્રકૃતિ ઉદય બંધથી નાશ થાય છે. તે કર્મગ્રંથ જોવાથી જણાશે. એ ગુણસ્થાને દેશથી અવ્રતનો નાશ થાય છે. તેથી સમકિત ગુણસ્થાન કરતાં પરભાવની ઇચ્છા વિશેષ ટલે છે. સંસારથી પણ વધારે ઉદાસ થાય છે. ખાવા પીવા પહેરવા ઓઢવા ધન ધાન્યની ઇચ્છા ઘટી જાય છે. મનમાં તો સંયમના ભાવ વર્ત્તે છે પણ પૂર્વકર્મના જોરથી પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભનો ઉદય રહ્યો છે તેથી સંયમ લઇ શકતા નથી, પણ હૃદયમાંથી સંયમની ભાવના ગઇ નથી. સંસારી કામ કરે છે તે વેઠ

રુપ કરે છે. તેમ વિરતિમાં પણ આનંદાદિક શ્રાવકે બહુજ સપ્રાઇ કરી છે. તે વાત ઉપાસકદશા સૂત્ર જોશો તો જણાશે.

**હવે શ્રાવક કેવી વિરતિ પાલે ? તે નીચે મુજબ.**

**પહેલું સ્થૂલ પ્રાણાતિપાત વ્રત લે.** કારણ જે ગૃહસ્થાવાસમાં આરંભાદિકાર્ય કર્યા વિના નિર્વાહ થતો નથી. તેથી સર્વ પ્રકારે દયા પાલવી એ બની શકતું નથી. ત્યાં શ્રાવકને સવા વસાની દયા મુનિની અપેક્ષાયે કહી છે. સંપૂર્ણ દયા પાલવી તે વીશ વસાની દયા છે. તે–ત્રસ જે હાલતા ચાલતા જીવ, સ્થાવર જે પૃથ્વિકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય; એ ત્રસ અને સ્થાવર બે પ્રકારના જીવ છે તે બધાની દયા પાલે, ત્યારે વીશ વસાની દયા પલે. પણ સ્થાવર તો ખાવા પીવાદિ કામમાં આવે છે તેથી તેની દયા પલતી નથી. માટે દશ વસા ગયા, ત્યારે દશ વસા ત્રસની દયાના રહ્યા. તેમાં પણ અગ્નિ પ્રમુખના આરંભાદિ કરતાં ત્રસ જીવ હણાય છે તેથી તે ન પલે. તેથી તે પાંચ વસા ગયા. પછી પણ આરંભના કામ શિવાય કોઇ રાજા પ્રમુખ છે તેનો અપરાધ કર્યો છે તો અપરાધીની દયા પણ સંસારમાં રહ્યાં પલે નહિ, ત્યારે અઢી વસા તે ગયા, તેમાં પણ સાપેક્ષ હિંસાનો ત્યાગ થતો નથી. જેમ કે શરીરમાં જીવ પડયા છે વા પોતાના સ્વજનાદિકના શરીરમાં જીવ પડયા છે, હવે તે ટાલવાનો ઉદ્યમ કરતાં તે જીવનો વિનાશ થઇ જાય, તેથી તે દયા પણ પલતી નથી ત્યારે સવા વસો રહ્યો. એટલે આનારંભ અનાપરાધી નિરપેક્ષ ત્રસ જીવ હણવાનો ત્યાગ કરે છે. તેવી રીતે પહેલું વ્રત ધારણ કરે છે.

**બીજું મૃષાવાદ વ્રત.** તે કોઇક ઉત્તમ પુરુષથી સર્વથા મૃષાવાદનો ત્યાગ થાય તો તેમ કરે ને તેમ ન બને તો પાંચ મોટકા જૂઠનો ત્યાગ કરે. કન્યાલીક તે કન્યાના વિવાહ જોડવામાં જૂઠું ન બોલવું. કારણ જે ઉંધું ચતું કરી સંયોગ જોડે તે તેને જન્મ પર્યંત દુઃખ થાય. વાસ્તે એ કામમાં જૂઠું બોલવાનો ત્યાગ કરે. ગવાલીક તે ગાય, ભેંસ, બલદના કામમાં જૂઠું બોલે, કોઇ બલદની પાંચ ગાઉ જવાની શક્તિ હોય ને દશ ગાઉની કહીને વેચે, તો લેનાર માણસ દશ ગાઉની મહેનત કરાવે જ. તે જનાવરને મ્હોટું દુઃખ થાય. વાસ્તે એ સંબંધમાં જુઠું બોલે નહિ. ભૂમ્યલીક તે જમીનના કામમાં જુઠું બોલવાનો ત્યાગ. તેનું કારણ જે બે તડ જમીનની લડાઇ થાય તો તેમાં હજારો રૂપીયા લોક ખરચ કરી નાખે છે ને તે સંબંધી નિત્ય મ્હોટા વિકલ્પ થાય છે. વાસ્તે મૃષા બોલવું નહિ. થાપણમોસો તે કોઇની થાપણ ઓલવવી નહિ. કારણ જે થાપણ મૂકનાર માણસ વિશ્વાસે મૂકી જાય ને તેનું નહિ આપવાથી તે માણસને તે વખત તેજ દ્રવ્યથી આજીવિકા કરવાની હોય તેથી તેને ઘણું દુઃખ

થાય. વાસ્તે થાપણ ઓલવવી નહિ. કૂડી સાખ તે રાજા દંડે, લોક ભંડે એવી ખોટી સાક્ષી પૂરવી નહિ. એથી આ લોકમાં ધર્મિષ્ઠ માણસની ઘણી લઘુતા થાય છે ને આવતે ભવે મ્હોટાં દુ:ખ ભોગવવાં પડે. એ રીતે બીજું વ્રત લે.

**ત્રીજું અદત્તાદાન** તે પારકી વસ્તુ કંઇ પણ લેવી નહિ. તે પણ સર્વથા પાલવું જોઇએ, પણ તે ન પલે તો રસ્તામાં માણસને લૂટી લેવા કોઇને ત્યાં ખાતર પાડવું, વા બીજી કુંચી લગાડી માલ લઈ લેવો, વા કોઇના ગજવામાંથી કાંઈ કાઢી લેવું એવી ચોરી તથા સરકારની દાણચોરીનો ત્યાગ કરે.

**ચોથું મૈથુન વ્રત** તે બને તો સર્વથા સ્વસ્ત્રી પર સ્ત્રીનો ત્યાગ કરે ને તે ન બને તો પોતાની સ્ત્રીથી સંતોષ રાખી, બાકીની બીજી સ્ત્રીઓ સાથે મૈથુન સેવવાનો ત્યાગ કરવો.

**પાંચમું પરિગ્રહ વ્રત** તે જેટલું ધન, ધાન્ય, ઘર, હાટ, આભૂષણ, સ્ત્રી પ્રમુખ હોય તેટલેથી સંતોષ રાખે ને એથી અધિક મેલવવાનો ત્યાગ કરે. અથવા પોતાને ઇચ્છા હોય એટલી છુટ રાખી તે ઉપરાંત પરિગ્રહ રાખવો નહિ એવો નિયમ કરે. એ કરવાથી તૃષ્ણા શાંત થાય છે. તૃષ્ણા શાંત થાય તો ખોટાં કામ કરવાં સહજે ટલી જાય. વલી ધર્મસાધન કરવાનો પણ વધારે વખત મલે, તેથી શ્રીઆનંદ પ્રમુખ શ્રાવકે પોતાની પાસે જેટલું દ્રવ્ય હતું તેટલેથી સંતોષ કર્યો.

**છઠું દિશિપરિમાણ વ્રત** તે ચારે દિશાએ તથા ઉર્ધ્વ અધો તે નીચે ઉપર જવાની મર્યાદા કરે કે અમુક યોજન સુધી જવું. એ પણ ક્યારે થાય છે કે અતિશય ધન મેલવવાની, નાના પ્રકારના પદાર્થ જોવાની, ભોગવવાની તૃષ્ણા ઓછી થાય છે ત્યારે બને છે. વલી જેટલા જોજનનો નિયમ કર્યો છે તેની બહાર જઈ હિંસા કરવી, જૂઠું બોલવું, ચોરી કરવી, મૈથુન સેવવું, વેપાર કરવો એ સર્વે કામ કરવાં સર્વથા બંધ થઈ જાય છે. તેથી એ વ્રત બહુ લાભકારી છે.

**સાતમું ભોગોપભોગ વ્રત** તે એકવાર ભોગવીએ તે ભોગ કહીએ તે ખાવાની વસ્તુ, ને વારંવાર ભોગવીએ તે ઉપભોગ. તે આભૂષણ, સ્ત્રી પ્રમુખ. એ વસ્તુઓ જગત્માં છે એટલા બધાની જરુર નથી. કારણ જે જેટલી વસ્તુથી નિર્વાહ કરે એટલાથી થાય છે. કેમ જે એનું ચિત્ત તો આત્મભાવી થયું છે. માત્ર સંસારમાં કારણથી રહ્યો છે પણ તેમાં લીનતા નથી, માટે પોતાની ખાવાની પીવાની પહેરવાની ઓઢવાની વસ્તુઓ જેટલી જરુરની હોય, તેટલી રાખી બીજી વસ્તુનો ત્યાગ કરે છે. ચૌદ નિયમમાં આવે છે, તેની મર્યાદા કરે. વલી વેપાર કરવામાં પણ બહુ સાવદ્ય વેપાર જે પંદર કર્માદાન એટલે ઘણું પાપ કરવું પડે તેથી કર્મનું આવવું થાય તે કર્માદાન કહીએ. તેનો બને તો સર્વથા ત્યાગ કરે ને તેમ પોતાનો

નિર્વાહ ન થાય એવું હોય તો નિર્વાહ કરવા જેવા રોજગાર શિવાયના રોજગારનો ત્યાગ કરે. તે પંદર કર્માદાન કહીયે છીયે.

**ઇંગાલ કર્મ તે**—અગ્નિના આરંભથી જે વેપાર થાય તે. કુંભારના નીંભાડા. ચુનાની ભઠ્ઠીયો, કંદોઈનો, લુહારનો, રંગારાનો, વા સાંચાઓ અગ્નિથી ચાલે છે તે તથા કોયલા કરીને વેચવા વિગેરે વેપારનો ત્યાગ કરે.

**વન કર્મ**, ઝાડ કપાવવાનો ધંધો. એમાં ખેતીનો, બગીચાનો પણ વેપાર આવી જાય છે.

**સાડી કર્મ તે**—ગાડાં વહેલ બનાવીને વેચવાનો વેપાર.

**ભાડી કર્મ તે**—ગાડાં, ઉંટ, ઘર પ્રમુખ રાખીને ભાડે ફેરવવાં. એમાં પણ જીવહિંસા વિશેષે થાય છે.

**ફોડી કર્મ તે**—જમીન ફોડાવવી તેમાં ત્રસ જીવનો વિનાશ થાય છે.

**દાંતનો વેપાર** કરે નહિ. કારણ જે હસ્તીના દાંત કાઢવાથી હસ્તીના જીવને બહુ પીડા થાય છે. વલી એ દાંતને વહેરવા સારૂ પાણીમાં નાખવા પડે છે. તેમાં પણ જીવની ઘણી હિંસા થાય છે તેથી તેનો ત્યાગ કરે છે.

**લાખનો વેપાર**—તેમાં પણ ઘણા જીવની ઉત્પત્તિ થાય છે તેથી ત્યાગ કરે છે.

**રસ તે**—ઘી, તેલ, ગોલ, ખાંડ, સાકર, મીઠા વિગેરે નરમ પદાર્થના વેપારમાં પણ જીવહિંસા થાય છે.

**કેશ તે**—ઉનનો તથા માણસ વેચવા લેવાનો વેપાર કરે નહિ.

**વિષ તે**—અફીણ, વછનાગ, સોમલ વિગેરે ઝેરી ચીજનો તથા શસ્ત્ર તે તરવાર, ભાલા વિગેરે. જેથી સામા માણસના પ્રાણ જાય તે વેપાર કરે નહિ.

**જંત્ર તે**—ઘંટી પ્રમુખ યંત્રો રાખી તે વડે કામ કરી આપવાં.

**પીલન કર્મ, તે**—ઘાણી, તેલ દિવેલની, શેરડીના કોલ તથા રૂ પીલવાના, ગાંસડી બાંધવાના સકંજા વિગેરે. જેથી સાંચામાં ઘણા જીવની હિંસા થાય છે તેથી તેનો ત્યાગ કરે છે.

**નિર્લંછન કર્મ તે**—છોકરાના નાક કાન વિંધવા તથા બલદનાં વૃષણ છેદવાં તથા જાનવરને ડામવા, તે વેપારથી પણ જીવને બહુ પીડા થાય છે તેથી તેનો ત્યાગ કરે છે.

**અગ્નિવડે દવ દેવા**, તે ખેતરો, જંગલો બાલી મૂકવાં. તેમાં પણ ઘણા જીવની હિંસા થાય છે.

**સર** કહેતાં સરોવર, તલાવ, કૂવા, ટાંકાનાં પાણી ખાલી કરવાનો ધંધો કરે નહિ. કારણ જે પાણીના જીવોને બહુ પીડા થાય છે.

એ પંદર કર્માદાનનો ત્યાગ કરે છે.

એ વ્રતવાળો બાવીશ અભક્ષનો ત્યાગ કરે છે તે બાવીશ અભક્ષ નીચે લખીએ છીએ.

૧ પીપલીના ટેટા, ૨ પીપલાના ટેટા, ૩ ઉંબરડાના ટેટા, ૪ વડના ટેટા, ૫ કઠુંબરાના ટેટા, ૬ માંસ, ૭ મદિરા, ૮ માખણ, ૯ મધ, ૧૦ રાત્રિભોજન, **૧૧ દ્વિદલ** તે—કાચું દહિં તથા દૂધ સાથે કઠોલ તે, મગ પ્રમુખ જેની બે ફાડ કરીએ તે દ્વિદલ કઠોલ કહેવાય છે. તેની સાથે કાચી છાશ, કાચું દૂધ, અને કાચું દહિં ખાવું. ઉનું કરવું તો ઉભરા આવે એવું કરવું. તેની સાથે ખાવાથી અભક્ષ થતું નથી. વગર ઉના કરેલા દહિં પ્રમુખ સાથે કઠોલનો સંયોગ થાય છે તેથી ત્રસ જીવની ઉત્પત્તિ થાય છે. તેથી તેનો ત્યાગ કરવો. સરવે જાતની માટી. ૧૨ મીઠું સચિત્ત હોય તે, ૧૩ હીમ તે હિમાલય પ્રમુખમાં પાણી જમી જાય છે તે, ૧૪ કરા તે વરસાદમાં પડે છે. ૧૫ વિષ તે અફીણ સોમલ પ્રમુખ, ૧૬ વેંગણ જેમાં ઘણાં બીજ છે એની ટોપીમાં ઘણા ત્રસ જીવ રહે છે, તેનો વિનાશ થાય છે. ૧૭ બહુ બીજ જે ફલમાં બહુ બીજ હોય એટલે એક એક બીજ વચ્ચે આંતરો હોય, દાડમ પ્રમુખમાં તે બહુ બીજ નથી. જેમાં આંતરો નથી. ખશખશ પ્રમુખમાં તે બહુ બીજ છે. ૧૮ તુચ્છ ફલ તે બોર પ્રમુખ જેમાં અલ્પ ખાવું ને બહુ કાઢવું તે. ૧૯ બોલ અથાણું વગર સૂકવેલું તે કેરી પ્રમુખનું. ૨૦ ચલિતરસ તે વાશી રાંધેલી વસ્તુ રોટલા, રોટલી, દાલ, શાક, શીરો, દૂધપાક, બાસુદી વિગેરે વાસી વસ્તુ અભક્ષ થાય. ૨૧ અજાણ્યાં ફલ તે જે ફલનું નામ તથા સ્વાદ વિગેરે ન જાણીએ તે વાપરવું નહિ. ૨૨ અનંતકાય તે જે વસ્તુ ભાંગીએ ને બે ભાગ સરખા થાય, વા કંદમૂળ પ્રમુખ. એ બાવીશ અભક્ષનો શ્રાવક ત્યાગ કરે, આ મુજબ ભોગોપભોગ વ્રતની મર્યાદા કરે. કારણજે પુદ્ગલભાવની કંઇ પણ વાંછા નથી. આત્મભાવનીજ વાંછા છે. તેથી જે નભી શકે તે શિવાયની વસ્તુનો ત્યાગ કરે છે. નિર્વાહ કરવાની વસ્તુ માત્ર મોકલી રાખે.

**આઠમું અનર્થદંડ વ્રત તે**—જે પોતાને અર્થે અથવા સ્વજન કુટુંબને અર્થે જે કરવું તે અર્થ. તે શિવાય વગર કારણે જે સેવવું તે અનર્થદંડ.

**અપધ્યાન** તે આર્ત્ત રૌદ્રધ્યાન કરવું. આર્ત્ત તે ઇષ્ટ વસ્તુના સંયોગનું ચિંતવન કરવું તથા અનિષ્ટ વસ્તુના વિયોગનું ચિંતવવું. અગ્રશોચ તે આવતા કાલનું ચિંતવન કરવું. રોગના વિયોગનું ચિંતવવું, 'આવા રોગ મ આવશો' એવી રીતે ચિંતવવું, ભાવવું તે આર્ત્તધ્યાન, બીજું રૌદ્રધ્યાન તે ચાર પ્રકારે,

હિંસાનુબંધી તે–હિંસા કરવાનું ચિંતવવું. મૃષાનુબંધી તે મૃષાવાદ બોલવાનું ચિંતવવું. ચૌર્યાનુબંધી તે ચોરી કરવાનું ચિંતવવું. પરિગ્રહ રક્ષણાનુબંધી તે પરિગ્રહના રક્ષણનું ચિંતવવું. એ ચાર પ્રકારનું ધ્યાન કરવું તે રૌદ્રધ્યાન કહીએ. એ બન્ને ધ્યાન વર્જે.

**હિંસ્રપ્રદાન** તે હિંસાનાં ઉપકરણ તૈયાર કરી રાખવાં ને માગે તેને આપવાં.

**પાપોપદેશ** તે—પાપના ઉપદેશ વગર કારણે દેવા. જેમ કે કોઇને કહેવું જે ઘર કેમ બાંધતા નથી? ઘરને કેમ રંગાવતા નથી? ચૂલો કેમ સળગાવતા નથી? લૂગડાં કેમ ધોવરાવતા નથી? આવી રીતે પોતાના સ્વજન કુટુંબના માણસ શિવાયનાને કહેવું તે. જે કહેવાથી જીવહિંસા, જૂઠ, ચોરી વિગેરે કામ કરે. તેવું કહેવાનું વર્જવું.

**પ્રમાદાચરિત**—દહાડે સુઇ રહેવું. દશ શેર પાણીએ ન્હવાય એવું હોય ને વધારે પાણી ઢોલવું. છતી નવરાશે જ્ઞાનાભ્યાસમાં આલસ કરવી. રાજકથા તે–રાજાની કથા કરવી, દેશકથા–દેશાવરોની વાત કરવી. ભક્તકથા તે–ભોજનના પદાર્થની વાતો કરવી. સ્રીકથા તે–સ્રીઓની વાતો કરવી. આ સ્રી સારી, આ સ્રી નબળી આદિ, આ કથાઓ કરવાથી કોઇ વખત મ્હોટું નુકશાન થાય છે. રાજા પ્રમુખની વાત કરતા હોય ને તે વાત રાજાને કાને જાય તો રાજા દંડ પ્રમુખ કરે. વાસ્તે શ્રાવક એવી વિકથા કરે નહિ. કારણ જે પોતે આત્મભાવી છે. પોતાના આત્મભાવમાં રહેવું છે. માત્ર ન ચાલે સંસારમાં રહ્યો છે. તેથી ફુરસદ મલે તો પોતાનું આત્મધ્યાન કરે છે વા શાસ્રાભ્યાસ કરે છે એટલે વિકથાદિક કાંઇ કરતાજ નથી.

**નવમું સામાયિક વ્રત** તે સામાયિક બે ઘડીનું કરે. તેમાં સમતા ભાવે રહે. શાસ્રાભ્યાસ કરે વા બે ટંક પડિક્કમણું કરે. તેમાં જે જે પાપ વ્રતમાં લાગ્યું છે તે આલોવે.

**દશમું દિશાવગાશિક વ્રત** તે—ચારે દિશાની મર્યાદા છઠ્ઠા વ્રતમાં કરી છે, તેમાંથી સંકોચ કરે. બારે વ્રતનો પણ સંકોચ કરે. ચૌદ નિયમનો સંકોચ કરે. એ સંકોચ કરવાથી દિશાવગાશિક વ્રત જુદું કરે છે તે બે ઘડિથી માંડી ચાર ઘડી, પહોર, દિવસ, માસ સુધીનું કરે તેથી બાહ્યના આરંભાદિકનો ત્યાગ થઇ જાય છે.

**અગિયારમું પૌષધોપવાસ વ્રત** તે–હમ્મેશ બની ન શકે તો પર્વને દિવસે પૌષધ કરવો. જેથી આખો દિવસ રાત્રી સંયમ જેવી પ્રવૃત્તિ થાય. આત્મા સમભાવમાં રહે, રાત્રે ભોંય સંથારે સૂઇ રહેવું થાય તો અવસરે સંયમ

લેવાનો ભાવ થાય. ત્યારે એ ઢાલ સુગમ પડે. વલી પોતાની પરીક્ષા પણ થાય કે મ્હારાથી પલી શકશે કે નહિ? વાસ્તે માસમાં બે અષ્ટમી, બે ચૌદશ તથા પૂનમ અમાવાસ્યા અથવા પાંચ પર્વ કે બે આઠમ, બે ચૌદશ તથા પાંચમ એ તિથિઓમાં અવશ્ય ચાર પહોરનો અથવા આઠ પહોરનો પૌષધ કરે તે. આહારનો પૌષધ તે સર્વથા કરે તો '**अशनं**' તે રાંધેલી વસ્તુ, '**पाणं**' તે પાણી, '**खाइमं**' તે મિઠાઇ મેવા, **साइम**' તે તંબોલ, તથા ઔષધ ગોલી ચૂર્ણાદિક એ ચારે આહારનો ત્યાગ કરે અથવા દેશથી પૌષધ કરે તો પાણી ફ્રાસુક શિવાય ત્રણ આહારનો ત્યાગ કરે અથવા આંબિલ કરે અથવા નિવી અથવા એકાસણું કરે. એ રીતે દેશથી આહારપૌષધ કરે, ખરતર ગચ્છવાલા આહારનો પૌષધ સર્વથા જ કરવો જોઇએ એમ કહે છે, પણ તત્ત્વાર્થની ટીકામાં તથા શ્રાવકપન્નત્તી સૂત્રમાં સામાયિક સંયુક્ત દેશથી આહારપૌષધ કરવો કહ્યો છે. તથા પંચાશકજીમાં પાના ૧૯—૨૦ મામાં આહારપૌષધ દેશથી કહ્યો છે, બીજો શરીરસત્કાર પૌષધ તો સર્વથા જ કરવો. એટલે આભૂષણ ઘરેણાં પ્રમુખની શોભા કંઇ પણ શરીરે કરવી નહિ મુનિ સદશ થવું. શ્રાવકપન્નત્તિમાં તથા તત્ત્વાર્થ વિગેરે ઘણા શાસ્ત્રોમાં આભૂષણ ઉતારીને પૌષધ કરવો કહ્યો છે. ઇહાં શંકા થશે જે સ્ત્રીઓ ચુડો પણ ઉતારે કે કેમ? તે વિષે જાણવું જે સ્ત્રીઓને જે સૌભાગ્યની ચીજ છે, તે તો વિધવા થાય ત્યાં સુધી ઉતરતી નથી. વાસ્તે તે ચીજ કંઈ ઉતારવાની જરુર સંભવતી નથી. તેથી અધિક પહેરી પૌષધ લેવાય એમ પણ સંભવતું નથી ને પુરુષને તો કંઇ પણ આભૂષણ સામાયિક પૌષધમાં પહેરવું નિષેધ છે. કેટલાએક રુદ્ધિવાન્ ગૃહસ્થ સામાયિક લેવાને ગુરુ પાસે જાય, ત્યારે બડા આડંબરથી જાય, પણ ગુરુ પાસે જાય ને સામાયિક લે, તે વખતે આભૂષણ ઉતારી પોતાના ખીજમતદારને આપે. પાછાં સામાયિક કરી રહ્યા પછી ધારણ કરે. એવી રીતે શરીરસત્કાર પૌષધ કરે. બ્રહ્મચર્યપૌષધ તે પણ સર્વથા મૈથુનનો ત્યાગ. યાવત્ સ્ત્રી તે મનુષ્ય, દેવતા, તિર્યંચ કોઇ પણ જાતની સ્ત્રીનો સ્પર્શ માત્ર કરવો નહિ. એવી રીતે ત્રીજો પૌષધ કરે. ચોથો અવ્યવહાર પૌષધ તે સર્વથા પ્રકારે સાવદ્ય પ્રવૃત્તિનો ત્યાગ કરે તે હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ એ પાંચે સંબંધીની પ્રવૃત્તિ સર્વથા પ્રકારે ત્યાગ કરે. હાસ્યાદિકનો પણ ત્યાગ કરે, કંઈ પણ પાપ ન લાગે એવી રીતે ચારે પ્રકારનો ત્યાગ કરી પૌષધ કરે. તે કરીને બે વખત વસ્ત્રનું પડિલેહણ કરે તથા ત્રિકાલ આઠ થુઇએ દેવવંદન કરે, બાકીનો કાલ સજ્ઝાયધ્યાનમાં વા કાઉસ્સગ્ગ વા ધર્મ-ધ્યાનાદિકમાં કાઢે. જરા પણ પ્રમાદ વિકથામાં કાલ જવા દે નહિ. હરેક પ્રકારે રાગ દ્વેષની પ્રકૃતિ ઘટે એવી ભાવના ભાવે. સંસારી ભાવનાનો ત્યાગ કરે. ઈહાં કોઇ કહેશે જે ભાવના કેવી રીતે ભાવવી? તેનો ઉત્તર નીચે પ્રમાણે જાણવો.

શ્રાવક ચાર ભાવનાએ વાસિત સદાકાલ રહે. તેનાં નામ મૈત્રિભાવના, પ્રમોદ ભાવના, મધ્યસ્થ ભાવના ને કરુણા ભાવના. **મૈત્રી ભાવના** તે– એકેંદ્રિયથી તે પંચેંદ્રિય સુધીના સર્વે જીવ ઉપર મૈત્રી ભાવના રાખે, કારણ જે સર્વે જીવ સત્તાએ સરખા છે. પણ કર્મના યોગથી જૂદી જૂદી જાતિના થયા છે. માટે કોઇ જીવ ઉપર દ્વેષભાવ નથી. સર્વે જીવ સુખના અભિલાષી છે, તેથી સર્વને સુખી કરવાની ભાવના રાત્રી દિવસ બની રહી છે. પોતાની શક્તિ પ્રમાણે સુખ આપે, કોઈ પણ સાથે વૈર વિરોધ રાખે નહિ. એક પક્ષી વૈરથી પણ જીવોને ઘણા ભવ સુધી દુ:ખ ભોગવવાં પડે છે. માટે કોઈની સાથે વૈર રાખે નહિ. ચિત્તમાં એવી જ ભાવના ભાવ્યા કરે. **પ્રમોદભાવના** તે–મુનિ મહારાજ, સાધ્વી તથા શ્રાવક શ્રાવિકાને દેખે કે હર્ષિત ચિત્ત થઇ જાય. એવા પુરુષના સંયોગની સદા ઇચ્છા કરે. કોઇ પણ વખત વિયોગ ન થાય એવી ભાવના ભાવ્યા કરે. **કરુણાભાવના** તે–સર્વ જીવ ઉપર દયાભાવ રાખે. કોઇ પણ દુ:ખી જુએ કે તેને સુખી કરવાની ભાવના રાખે ને સુખી કરે. પણ છતી શક્તિએ નિર્ધ્વંસ પ્રણામ ન રાખે. દયા કરવી તેમાં પોતાના ધર્મવાલાનો ને પર ધર્મવાલાનો વિચાર રાખે નહિ. કોઈ પણ દુ:ખી હોય તેને સુખી કરવાની બુદ્ધિ રાખે. **ચોથી મધ્યસ્થ ભાવના** તે–પાપિષ્ટ જીવ ઉપર પણ રાગ દ્વેષ કરે નહિ. રાગ કરવાથી આવતા ભવે પાપિષ્ટનો સંયોગ મલે ને ધર્મમાં વિઘ્ન કરે, દ્વેષ કરે તો વૈરભાવથી સંયોગ મલે ને દુ:ખ થાય; વાસ્તે પાપિષ્ટ જીવને સમજાવી શકાય એવી શક્તિ હોય તો સમજાવે ને ન સમજે તો પણ તેના ઉપર દ્વેષભાવ લાવવો નહિ. રાગ દ્વેષ કંઇ પણ કરવો નહિ. એવી ભાવના તે મધ્યસ્થ ભાવના.

વલી બાર ભાવના ભાવે. તેમાં **પહેલી અનિત્યભાવના** તે શરીર, ધન, કુટુંબ એ સર્વે પદાર્થ અનિત્ય છે. જ્યાંસુધી એ વસ્તુનો સંયોગ રહેવાનો બાંધેલો છે, ત્યાંસુધી તે રહે. એ વસ્તુ સ્થિર રહેવાની નથી તો એવા અસ્થિર પદાર્થ ઉપર રાગ કરવો તે કર્મબંધનનું કારણ છે. પૂર્વ કાલે એ અનિત્ય પદાર્થ ઉપર રાગ ધર્યા તેથી અનેક જન્મ મરણ કર્યા. વાસ્તે હે ચેતન! તું સદા નિત્ય છે, ને ત્હારા સ્વાભાવિક ગુણ પણ નિત્ય છે. આત્માનું સુખ પણ નિત્ય છે, તે નિત્ય સુખ છોડીને આ અનિત્ય પૌદ્ગલિક સુખ, તેમાં શું મગ્ન થાય છે? જેટલાં સંસારી સુખ છે તેમાં તેની સાથેજ દુ:ખ રહ્યાં છે. વલી કાલાંતરે નરકાદિક દુ:ખ રહ્યાં છે વાસ્તે પૌદ્ગલિક જડ પદાર્થના સંયોગ વિયોગમાં તું ત્હારો સ્વભાવ છોડી રાગ દ્વેષ કરે છે, તે યોગ્ય નથી. જ્યાંસુધી અનિત્ય પદાર્થને વિષે રાગ દ્વેષ ગયા નથી, ત્યાંસુધી નિત્ય સુખ પ્રાપ્ત થવાનું નથી.

વાસ્તે હે ચેતન ! નિત્ય સુખ પ્રાપ્ત થાય તેવો ઉદ્યમ કર. એવી રીતે અનિત્ય ભાવના ભાવે.

**બીજી અશરણ ભાવના ભાવે** તે–સંસારમાં કોઇ શરણભૂત નથી. જે જે કુટુંબને સારૂ હું પાપ કરૂં છું, તે મ્હારે એકલાને ભોગવવું પડશે. દુ:ખ ભોગવતી વખત કોઈ પણ દુ:ખથી છોડાવનાર નથી. આ ભવમાં રોગાદિક ઉત્પન્ન થાય છે તે હું એકલોજ ભોગવું છું. તે વખત કોઇ દુ:ખ લેવા સમર્થ નથી. તેમજ પરભવને વિષે પણ દુ:ખ પડશે તે વખત કોઇ શરણભૂત નથી. માટે હે ચેતન ! તું અજ્ઞાનપણે કુટુંબને સારૂ અનેક પાપારંભ કરે છે તે યોગ્ય નથી. તું ત્હારા આત્મભાવનો વિચાર કર. જેમ બને તેમ જડભાવનો ત્યાગ કર. મ્હોટા રાજા સરખાને પણ કોઈ છોડાવનાર નથી. નરકને વિષે વિચિત્ર દુ:ખ ભોગવવું પડશે. એમ વિચારીને સર્વ પદાર્થ અનિત્ય છે, પણ કોઈ શરણભૂત નથી. એમ ધારી મોહમાં મૂઝાવું નહિ.

**ત્રીજી સંસાર ભાવના તે**—સંસારમાં સગાં વ્હાલાં જે મલ્યાં છે તે સ્વાર્થે મલ્યાં છે. જેને તું મ્હારાં કહે છે, તે તેનો સ્વાર્થ પૂરો થશે ત્યાં સુધી રાગ ધરશે ને તેનો સ્વાર્થ નહિ સરે ત્યારે કોઇ પણ ત્હારું થવાનું નથી. તું મ્હારાં મ્હારાં કરી ફોકટ કર્મબંધ કરે છે, પણ તે દુ:ખ ત્હારે જ ભોગવવાં પડશે. સંસારી સુખ છે તે દેખાવનાં સુખ છે. વસ્તુપણે કંઇ પણ સુખ નથી. સુખ તો સમભાવમાં જ છે. વાસ્તે હે આત્મા ! મોહ કરવો તે યુકત નથી.

**એકત્વ ભાવના** તે–આત્મા એકલો આવ્યો છે. વલી જશે ત્યાં પણ એકલોજ. પણ કુટુંબાદિક કોઈ સાથે આવવાના નથી. જડ પદાર્થ ઉપર મોહ કરે છે તે સર્વે દુ:ખનાં સાધન છે. જે જે દુ:ખ પડે છે તે એ પર પદાર્થને વિષે તેં મ્હારાપણું માન્યું તેનાં ફલ છે. માટે હે ચેતન ! એક આત્મસ્વરુપના સમભાવમાં રહેવું તેજ મ્હારું કામ છે. એવી ભાવના ભાવી પરવસ્તુ ઉપરથી મ્હારાપણાનો રાગ ટાલ.

**અન્યત્વ ભાવના** તે–છએ દ્રવ્ય તે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, કાલ, જીવાસ્તિકાય, એ છએ દ્રવ્યમાં જીવદ્રવ્ય જે મ્હારો આત્મા તેનો સ્વભાવ ચૈતન્ય લક્ષણ છે. તે લક્ષણ આ બીજા પાંચે દ્રવ્યમાં નથી. માટે મ્હારાથી એ ન્યારાં છે. એ આકાશાસ્તિકાય દ્રવ્ય છે તે સર્વ દ્રવ્યનું ભાજન છે. તેમાં હું વસુ છું, પણ એનો સ્વભાવ અવકાશ આપવાનો છે. તે આપે છે, પણ હું એનાથી ન્યારો છું. વલી ધર્માસ્તિકાય છે, તેનો જીવ પુદ્‌ગલ પદાર્થ ચાલે તેને સહાય્ય કરવાનો ધર્મ છે તે કરે છે. જેમ માછલાંને તરવાની શકિત છે પણ પાણી વિના તરી શકે નહિ. તેમ જીવ પુદ્‌ગલને

ચાલવાની શક્તિ છે પણ એની સહાય્ય વિના ચાલી શકે નહિ. માટે એનો સહાય્ય કરવાનો ધર્મ છે તે કરે છે, પણ હું એ ધર્માસ્તિકાયથી ન્યારો છું. અધર્માસ્તિકાયનો સ્થિર રહેનારને સહાય્ય કરવાનો ધર્મ છે તે કરે છે, તેમાં પણ મ્હારો સ્વભાવ નથી. પુદ્દગલનો જડ સ્વભાવ છે, સડણ, પડણ, વિધ્વંસન સ્વભાવ છે માટે એ પણ મ્હારાથી ન્યારો છે. માટે હું એ પાંચે દ્રવ્યથી ન્યારો સ્વભાવ છતાં અનાદિ કાલ મેં અજ્ઞાનપણે મ્હારાપણું માન્યું તેણે કરી અનેક જન્મ મરણનાં દુઃખ લહ્યાં, ને મ્હારો સ્વભાવ ભૂલી ગયો. આ ભવમાં ભાગ્યોદયે જૈન ધર્મ મલ્યો તેથી મેં વસ્તુધર્મ જાણ્યો, માટે હે ચેતન ! હવે ત્હારે એ દ્રવ્ય અન્ય જાણીને તેમાં લીન થવું નહિ એ રીતે ભાવે.

**અશુચિ ભાવના તે**—આ શરીર મલમૂત્રે ભરેલું છે. જો ઉપરથી ચામડું મઢેલું ન હોત તો મહા બીહામણું લાગત, વલી આ શરીરમાંથી મલમૂત્ર નિકલે છે તે તો તું હમ્મેશાં નજરે જુએ છે. વલી આ શરીરનાં નવ દ્વાર ખુલ્લાં છે, તેમાંથી દુર્ગંધ નીકળ્યા કરે છે. વલી સ્ત્રીના શરીરનાં બાર દ્વાર ખુલ્લાં છે. તેમાંથી પણ રાત્રી દિવસ અશુચિ નીકલી રહી છે. એવા અશુચિમય શરીરમાં રાગ કરવો તે કેવલ કર્મબંધનું કારણ છે, ને તે કર્મબંધથી એવા અશુચિમય સ્થાનમાં ઉપજવું થાય છે એવી અશુચિ જે પિતાનું વીર્ય ને માતાનું રૂધિર તે પ્રથમ શરીર થવાનું બીજ છે. પછી પણ માતાના શરીરમાં દુર્ગંધમય પુદ્ગલ રહ્યાં છે, તેમાંથી ગ્રહણ કરી શરીરવૃદ્ધિ થાય. માટે હે ચેતન ! એવા અશુચિ શરીરને સારૂ શું મોહ કરે છે ! તું ત્હારા આત્મિક સુખમાં આનંદ કર કે જેથી ફરી એવું અશુચિ શરીર પામવું પડે નહિ. એવી રીતે અશુચિ ભાવના ભાવે.

**આશ્રવ ભાવના ભાવે જે**—મ્હારો આત્મા ચિદાનંદમય છે, પણ મિથ્યાત્વ, અવ્રત, કષાય ને યોગે કરી પ્રવર્તે છે, તેથી સમયે સમયે નવાં કર્મ આવે છે. તેથી મ્હારો આત્મા મલીન થતો જાય છે. જેટલા જેટલા સંસારી સંબંધ છે, તે આશ્રવ આવવાનાં કારણ છે. સમયે સમયે પૌદ્ગલિક પદાર્થ ઉપર રાગ કરે છે તેથી કર્મ બાંધ્યા કરે છે. કર્મ બાંધવાનાં બીજભૂત રાગ દ્વેષની પ્રકૃતિ છે તે પ્રકૃતિ થવાના કારણભૂત શરીર, પુત્ર, સ્ત્રી, ધન, મકાન, અહંકાર મમકાર એ પદાર્થ છે. માટે હે ચેતન ! એ ત્હારે કરવા યોગ્ય નથી. ફરી ફરીને આ મનુષ્ય જન્મ મલવાનો નથી. ભાગ્યોદયે આ મનુષ્ય જન્મ મલ્યો છે, માટે જેમ બને તેમ આશ્રવની પ્રવૃત્તિ બંધ કર. જેથી કર્મબંધ થાય નહિ. એ મિથ્યાત્વાદિકનો વિચાર પ્રશ્ન ૫૧ ના જવાબમાં છે ત્યાંથી જોઇને ભાવવું,

**સંવર ભાવના** ભાવે જે સમયે સમયે કર્મ આવે છે તે સમભાવે રોકાય

માટે હે ચેતન ! તું સમભાવમાં રહે, સમભાવના આવવાનાં કારણ સત્તાવન સેવ્યાથી સંવરભાવ થશે. પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાવીશ પરીષહ, દશવિધ યતિધર્મ, બાર ભાવના, પાંચ ચારિત્ર. એ સત્તાવન સેવ્યાથી આવતાં કર્મ રોકાય છે. માટે હે ચેતન ! તું સંવરનાં કારણ અંગીકાર કર કે, જેથી આવતાં કર્મ રોકાય, જ્યાં સુધી સંવરભાવના નહિ કરે ત્યાં સુધી આત્માનું કાર્ય થવાનું નથી, ને ભવ ફેરો પણ મટવાનો નથી. માટે હરેક પ્રકારે સંવર ભાવ કર. એવી રીતે સંવરભાવના ભાવે.

**નિર્જરા ભાવના તે**—પૂર્વનાં કર્મોની નિર્જરા કરવા ભાવે, અકામનિર્જરા તો સમયે સમયે જે જે કર્મ ભોગવાય છે, તે તે સમયે બને છે, પણ તેમાં આત્મા નિરાવરણ થતો નથી. કારણ જે નિરાવણ આત્મા કરવાની ઇચ્છા નથી. પરભાવમાં આસકતતા છે તેથી પાછાં નવાં કર્મ બંધાય છે. માટે હે ચેતન ! તું કર્મક્ષય કરવા ઉજમાલ થઇ, જે જે કર્મ ઉદય થાય તે સમભાવે ભોગવે તો, સકામ નિર્જરા થાય. વલી ઉદય નથી થયાં તેને ક્ષય કરવાને સારૂ બાર પ્રકારે ઇચ્છારોધ રૂપ સમભાવે તપ કર કે, જેથી કર્મક્ષય થાય. **અનશન** તે નવકારશી, પોરસી, સાઢ્ઢપોરસી, પુરીમઢ્ઢ. અવઢ્ઢ, બેસણું, એકાસણું, નીવી, આયંબિલ, ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમાદિ તપશ્ચર્યા કરૂં કે જેથી મ્હારાં કર્મ નિર્જરે ને આત્મા નિર્મલ થાય. **ઉનોદરી તપ** તે–ખાવાને ખોરાક જોઈએ તે કરતાં કંઇક ઓછું ખાવું. વસ્ત્ર આભૂષણ ઓછાં વાપરવાં તે. **વૃત્તિસંક્ષેપ** તે મુનિ અભિગ્રહ ધારણ કરે છે તેવા શ્રાવક ચૌદ નિયમ ધારે છે તે કરવું. **રસત્યાગ** તે છએ વિગયનો ત્યાગ કરવો. **કાયક્લેશ** તે શરીરને કષ્ટ આપવું. મુનિ લોચાદિક કરે, સૂર્યની આતાપના પ્રમુખ લેવાનું ભાવે. **સંલીનતા** તે અંગોપાંગ સંકોચીને સુએ. ઇંદ્રિયો કષાયને વશ રાખવા. એ છ પ્રકારે બાહ્યતપ કહેવાય છે, ને છ પ્રકારે આભ્યંતર તપ તે **પ્રાયશ્ચિત્ત** તે–જે જે દૂષણ લાગ્યાં છે તેનું ગુરૂ પાસે પ્રાયશ્ચિત્ત લેવું. **વિનય** તે–દેવ, ગુરૂ, જ્ઞાનનો વિનય કરવો. વલી એમની વૈયાવચ્ચ કરવી. **સઝાય** તે–વાચના, પૃચ્છના, પરાવર્ત્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા. એ પાંચ પ્રકારે સઝાય ધ્યાન કરવાનું ભાવે, **કાઉસ્સગ્ગ** તે–કાયાને એક ઠેકાણે રાખી હાથ પગ ફેરવવાદિકનું બંધ કરી સ્થિર ઉપયોગ કરી જિન ગુણગ્રામ અંતરંગમાં કરવા તે, ને **ધ્યાન** તે ધર્મધ્યાન શુકલધ્યાન ધ્યાવાનું ભાવવું. એ છ પ્રકારનો આભ્યંતર તપ છે એ તપ કરતાને જોઇ કોઇના દેખવામાં 'તપસ્વી છે,' એમ આવે નહિ. તેથી એનું નામ આભ્યંતર તપ કહ્યો છે. એ બારે પ્રકારે તપ સમભાવે કરીશ તો મ્હારાં પૂર્વે કરેલાં કર્મ નિર્જરે, એવી રીતે ભાવના ભાવે. એ નવમી નિર્જરા ભાવના.

**દશમી લોકસ્વરૂપ ભાવના**—તે ચૌદ રાજ લોક છે. તેમાં ઉર્ધ્વ તે ઉંચું, અધો તે નીચું, તિર્થ્થું તે આપણે રહીએ છીએ તે. એ ત્રણ લોક રહ્યા છે. તેમાં નીચે સાત રાજ છે. તેમાં નારકીના જીવને રહેવાનાં સ્થાનક છે. તથા કેટલીએક જગ્યાએ ભવનપતિ, વ્યંતરના દેવ રહ્યા છે. તિર્છાલોકમાં મનુષ્ય છે, તથા તિર્યંચ તથા વ્યંતરનાં સ્થાન છે. ઉપરના સાત રાજમાં જ્યોતિષી તથા વૈમાનિક દેવતા રહે છે. તેના ઉપર સિદ્ધ મહારાજ છે, તેના ઉપર અલોક છે. એ ચૌદરાજ લોક જેમ કોઇ માણસ જામો પહેરીને બે હાથ બે પાસે કમ્મરે રાખી ઊભો હોય, તેવી રીતનો પહોલાઈ લંબાઇથી રહ્યો છે. ને તેમાં મ્હારો જીવ અજ્ઞાનપણે ભ્રમણ કરચા કરે છે. તે અજ્ઞાનતાનાં ફલ છે. માટે હે ચેતન ! હવે કંઇ જ્ઞાનદશા પ્રગટ કરી પરવસ્તુ ઉપરથી મોહ છોડ, કે ત્હારો સ્વભાવિક ગુણ પ્રગટ થાય, ને સિદ્ધમાં વાસ થાય. એ આદિ ઘણું સ્વરૂપ શાસ્ત્રમાં છે તે ભાવે.

**અગીયારમી બોધિબીજ સમકિત ભાવના**—તે-જીવ સમકિત નહિ પામ્યો તેથી અનેક જન્મ મરણ કર્યા. વસ્તુને અવસ્તુપણે માની, હવે હાલમાં મનુષ્ય જન્મ પામ્યો છે. વીતરાગ ભાષિત શાસ્ત્રનો યોગ પણ મલ્યો છે. માટે તે ગુરૂ મહારાજ પાસે શ્રવણ કરી યથાર્થ વસ્તુધર્મ સમજી તત્ત્વાતત્ત્વનો વિચાર કરી જેમ જે પદાર્થ છે તેની શ્રદ્ધા કરકે સહજે જડ પદાર્થ ઉપર ત્હારો રાગ બંધાઈ રહ્યો છે, તે ઉતરી જાય ને સહજે ત્હારા આત્મસ્વભાવમાં પ્રીતિ થાય. આત્માને આત્મા રીતે જાણ્યા વિના એકલી વ્યવહાર ક્રિયા જીવે ઘણી વાર કરી, તેથી પૌદ્ગલિક સુખ મલ્યાં, પણ આત્મિકસુખ મલ્યું નહિ. વાસ્તે હે ચેતન ! હવે અવસર મલ્યો છે, માટે બોધિબીજ સમકિત પ્રાપ્ત કરકે જેથી સર્વ કરણી લેખે થાય અને ભવચક્રનું ભ્રમણ મટી જાય. એવો યત્ન કર. પ્રથમ જેમ બને તેમ ઉપાધિ છે. એવી રીતે બોધિબીજ ભાવના ભાવે.

**બારમી ધર્મભાવના તે**—વીતરાગ કથિત ધર્મ મલવો દુર્લભ છે. રાગી દ્વેષીના કહેલા ધર્મથી આત્મકાર્ય થયું નથી ને થવાનું પણ નથી ને તીર્થંકર દેવ છે તે રાગ દ્વેષ રહિત છે. તેમના ભાખેલા ધર્મથી પણ વીતરાગતા ભાસન થાય છે. માટે એવા વીતરાગના ધર્મની જોગવાઇ મલવી મુશ્કેલ છે, તે ભાગ્યોદયથી મલી છે તો હવે પ્રમાદ છોડી જેમ જેમ રાગ દ્વેષની પ્રકૃતિ ઘટે, ને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય એવો યત્ન કર. પ્રથમ જેમ બને તેમ ઉપાધિ છોડ. ધનની વિષયની વાંછના છોડીને નિર્વાહ જેટલી પ્રવૃત્તિ કર કે, તને અવકાશનો વખત મલે. અવકાશ મલે તે વખતે એકાંતે બેસીને સર્વ ઉપાધિમાંથી ચિત્ત ખશેડી ત્હારા આત્માનો વિચાર કર કે હે ચેતન ! ત્હારો શું સ્વભાવ છે ?

ને રાત્રી દિવસ શું પ્રવૃત્તિ કરી રહ્યો છે ? તું જડ પ્રવૃત્તિ છે, વાસ્તે સમયે સમયે નવાં કર્મ આવે છે, ને જે જે જડ પ્રવૃતિ તે મ્હારી નહિ. મ્હારો તો જાણ્યાનો સ્વભાવ છે, તો જે જે ક્રિયા પુદ્ગલ સંગે થાય છે, તેમાં મને દુઃખ થયું, સુખ થયું, એવા વિચારો શું કરવા કરે છે ? ત્હારૂં સુખ તો સહજ સ્વાભાવિક છે. કૃત્રિમ સુખ છે તે જતું રહે છે ને સ્વાભાવિક સુખ પ્રગટ થયું તે તો જવાનું નથી. ઇત્યાદિ આત્માના તથા જડ સ્વરુપના વિચાર કરીશ ને તેમાં સ્થિર થઇશ તો આત્મામાં અપૂર્વ જ્ઞાન પ્રગટ થશે, ને તે જ્ઞાનના પ્રભાવે આત્માના સુખનો અનુભવ થશે. તો પછી જડ પ્રવૃતિ ઉપર હે ચેતન ! ત્હારો રાગ છે તે રહેવાનો નથી. વાસ્તે હરેક પ્રકારે નિરૂપાધિ થવાય એવો ઉદ્યમ કર. ફરીથી આ જોગવાઇ મલવાની નથી. એવી રીતે જીવ ધર્મભાવના ભાવે.

આ બાર ભાવનાનું સ્વરૂપ નામ માત્ર મેં મારી બાલબુદ્ધિ પ્રમાણે લખ્યું છે. વિસ્તારે પૂર્વાચાર્યોએ બહુ પ્રકારે લખ્યું છે તથા વર્તમાન કાલમાં પણ આત્મારામજી મહારાજ—વિજયાનંદસૂરિ મહારાજ તેમણે ઘણા ગ્રંથો તથા ભાવનાઓ રચી છે, તે શાસ્ત્રમાં જોઇ અથવા સાંભળીને ભાવવાનું મન થાય તે સારૂ મેં લખી છે.

**શ્રાવક પૌષધમાં એવી ભાવના ભાવે**—એવી ભાવના ભાવતાં ધર્મ-ધ્યાન પણ આવી જાય. માટે પૌષધ કરીને બને તો ધર્મધ્યાન કરે. તે શક્તિ શ્રાવકને આવવી મુશ્કેલ છે. કારણ જે હરિભદ્રસૂરિ મહારાજે શ્રાવકને ધર્મ-ધ્યાનની ભજના કહી છે. તેનો પરમાર્થ એમ જણાય છે કે, બાર ભાવના વિગેરે ભાવતાં તેમાં ધ્યાન અવસરે આવી જાય, પણ ઘણો કાલ તો ભાવના-માંજ જાય. વાસ્તે પૌષધમાં ભાવના ભાવવી, તે ન બને તો સજ્ઝાય ધ્યાન કરવું. તે પોતે નવું ભણે વા પૂર્વનું ભણેલું સંભારે, વા જ્ઞાનનો બોધ વધારવા પ્રશ્નોત્તર કરે. વા વડિલ શ્રાવક શાસ્ત્ર વાંચે ને બીજા સાંભલે. એવી રીતે પૌષ-ધમાં કાલ કાઢે, પૌષધ લઇને સજ્ઝાય ધ્યાનાદિકમાં તો કંઇ પણ ઉદ્યમ કરે નહિ, ત્યાં નિદ્રા કરે, વા વિકથા કરે તો પૌષધમાં મ્હોટું દૂષણ લાગે. માટે ગુણસ્થાનની પ્રવૃત્તિવાલા જીવ તો પ્રમાદ વિકથા ત્યાગ કરી પોતાના આત્મતત્ત્વ પ્રગટ કરવાનો પ્રયત્ન કરે. એવી રીતે પૌષધ વ્રત તે આત્માને આત્મસ્વભાવની પુષ્ટિ કરવી. માટે આત્માની પુષ્ટિ થાય તેમ પૌષધ વ્રતમાં વર્તે.

**બારમું અતીથિ સંવિભાગ વ્રત તે**—પૌષધને પારણે એકાસણું કરે. પછી પોતાને ત્યાં જે રસવતી નિપજી હોય, તે મુનિને પ્રતિલાભવાને સારૂ શ્રાવક મુનિ મહારાજની ખોજના કરે. ભાગ્યોદયથી મુનિની જોગવાઇ મલે તો મુનિ મહારાજને તેડી લાવી જે જે વસ્તુનો મુનિને ખપ હોય, તે તે મુનિને

આપે. પછી જે વસ્તુ મુનિ લઇ જાય, તેમાંથી જે શેષ રહ્યું હોય તે પોતે એક આસને બેસી વાપરે. અથવા એવો અભિગ્રહ હોય કે જે કંઇ વસ્તુ મુનિ લે, તેજ વસ્તુનો મ્હારે આહાર કરવો. તો મુનિ લઇ જાય તે વસ્તુ પોતાનો નિર્વાહ કરવા વાપરે. એવી રીતે પૌષધને પારણે અતીથિ સંવિભાગ કરે અથવા અતીથિ જે મુનિ મહારાજ તેમને નિત્ય પ્રતિલાભવાની સદા ભાવના રાખે ને જ્યારે યોગ બને તે વખત જે જે વસ્તુ મુનિ મહારાજ માગે, ને તે વસ્તુ ઘરમાં હોય તો અતિ ભાવે કરીને આપે. મુનિ મહારાજને પ્રતિલાભવાથી ઘણા જીવો સંસારનો છેડો લાવેલા છે. સુબાહુ કુમાર પ્રમુખનો અધિકાર વિપાક સૂત્રમાં છે તે સાંભલશો તો મુનિને પ્રતિલાભવાનો લાભ જાણવામાં આવશે. એવી રીતે અતીથિ સંવિભાગ વ્રત પાલવું.

આ મુજબ શ્રાવકનાં બારે વ્રત વ્યવહાર નિશ્ચયથી છે અને પોતાના સ્વભાવમાં રહેવાની ભાવના વર્તે છે, પણ પૂર્વ કર્મના જોરથી સંયમ લઇ શકાતું નથી તેથી સંસારમાં રહ્યા છે. પણ સર્વ જીવને મિત્ર સમાન જાણે છે. પોતાનો નિર્વાહ કરવામાં કંઇક હિંસા થાય છે તે સંબંધી પણ રાત્રી દિવસ બહુ જ દિલગિરી બની રહી છે, પણ એમ નથી વિચારતા કે આપણે કંઇ સાધુ નથી. આપણે શ્રાવક છીએ તેથી બધા દરવાજા મોકલા છે વાસ્તે આપણે તો હિંસા થાય જ. આવો વિચાર કરવાથી નિર્ધ્વંસ પ્રણામ થાય છે તે કરે નહિ. જે જે કામ કરે તે લાચારીથી કરે. જેમ માણસને કંઇ રોગ થયો હોય, તો તે ઔષધ ખાય છે, તે સારું લાગતું નથી પણ રોગ છે ત્યાં સુધી ખુશીથી ઔષધ ખાય છે પણ ભાવના શું છે કે ક્યારે મ્હારો રોગ જાય, ને ઔષધ ખાવું પડે નહિ. તેમ આ ભાવે છે કે ક્યારે હું સંસાર છોડું કે આ સંસારી ભોગાદિક છુટી જાય ! એવી ભાવનાએ શ્રાવક વર્તે છે. એ બારે વ્રતમાં કોઈ અતિચાર એટલે દૂષણ લાગ્યું હોય તે પાપ નિંદવાં, નિત્ય બે ટંક એટલે સવારે તથા સંધ્યાયે પ્રતિક્રમણ કરે, તેનો અધિકાર સર્વે આવશ્યકના અર્થથી અતિચાર તથા વિધિ જાણી તે મુજબ કરવું.

**છઠ્ઠું સર્વવિરતિ વા પ્રમાદ ગુણસ્થાનક**—એ ગુણસ્થાને મુનિ મહારાજ વર્તે છે, તેમને પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ આ ચારે પ્રકૃતિ વિપાકોદયથી નાશ પામે છે. તેથી એમને રાગ દ્વેષની પરિણતિ ઓછી થાય છે, ને આત્મા શુદ્ધ થાય છે તેથી સંસાર ઉપરથી રાગ છુટી જાય છે. શરીરની મમતા પણ છુટે છે. તેથી વ્યવહારથી પાંચ મહાવ્રત આદરે છે તે નીચે મુજબ.

**પ્રાણાતિપાત વિરમણ વ્રત** એટલે ત્રસ તથા સ્થાવર જીવની હિંસાનો ત્યાગ કરે છે. સર્વ જીવને મિત્ર જેવા જાણી કોઈ પણ જીવને દુઃખ થાય તેમ કરતા નથી.

**મૃષાવાદ વિરમણ વ્રત** તે સર્વથા જૂઠું બોલવાનો ત્યાગ કરે છે. તે પોતે જૂઠું બોલતા નથી, બીજાની પાસે બોલાવતા નથી, તેમ જુઠું બોલનારની અનુમોદના પણ કરતા નથી.

**અદત્તાદાન વિરમણ વ્રત** તે કોઇની કંઇપણ ચીજ આપ્યા વિના લેતા નથી. રસ્તામાં પડેલી ધૂલ પણ લેતા નથી. એ અદત્તા દાન ચાર પ્રકારે છે.

જીવઅદત્ત તે કોઈ જીવે કહ્યું નથી જે મને મારો, તેથી કોઈ પણ જીવને મારતા નથી, ને જે મારે છે, તેને જીવઅદત્તનું પાપ લાગે છે.

હવે સ્વામિઅદત્ત તે જે વસ્તુનો જે માલીક છે. તે માલીકે આપ્યા શિવાયની વસ્તુ કંઇ પણ લેતા નથી. લે તે સ્વામિઅદત્ત કહીએ.

ગુરુઅદત્ત તે ગુરુ મહારાજે આહાર વિગેરે જે જે વસ્તુ કરવાની આજ્ઞા આપી નથી, તે વસ્તુ ખાય વા વાપરે વા વર્ત્તના કરે તે ગુરુઅદત્ત કહીયે. તેથી ગુરુ મહારાજની આજ્ઞા શિવાયની કંઈ પણ વર્ત્તના કરતા નથી.

તીર્થંકરઅદત્ત તે પ્રભુજીએ જે જે આજ્ઞા આપી છે, તે આજ્ઞાથી વિરુદ્ધ આચરણા કરવી તે તીર્થંકરઅદત્ત છે. માટે ધર્મને સહાય્યકારી આહાર, વસ્ત્ર, પાત્ર, રહેવાનું મકાન જે જે વસ્તુ નિર્દોષ એટલે પોતે કરી કરાવી તથા ગૃહસ્થે પણ મુનિને સારુ બનાવી નથી, પોતાને જ સારુ બનાવી છે ને તે વસ્તુ વર્ત્તમાનમાં અભક્ષ નથી તેથી પ્રભુએ લેવાની આજ્ઞા કરી છે તે વસ્તુ લે.

આ મુજબ ચારે રીતે અદત્તાદાન વિરમણ વ્રત મુનિ પાલે.

**ચોથું મૈથુન વિરમણ વ્રત** તે દેવતાની સ્ત્રી, મનુષ્યની સ્ત્રી, તિર્યંચની સ્ત્રી કોઇ પણ સાથે મૈથુન સેવવાનો ત્યાગ. તથા સ્ત્રીને અડકવાનો પણ ત્યાગ કરે.

**પાંચમું પરિગ્રહ વિરમણ** વ્રત તે ધન, ધાન્ય, જમીન, ઘરવાખરો, રુપું, સોનું કુપ્યધાતુ, માણસ, જનાવર એ નવે પ્રકારના પરિગ્રહનો જેણે ત્યાગ કર્યો છે, કોડી માત્ર પણ જેને રાખવી નથી. એવી રીતે સર્વ પ્રકારે પરિગ્રહનો ત્યાગ કરે. માત્ર શરીર ઢાંકવા સારુ વસ્ત્ર પાત્ર શિવાય કંઇ પણ આહાર આવતી કાલે ખાવા રાખી મૂકવો નથી. એવી રીતે કોઈ પણ વસ્તુની ઇચ્છા નથી તેથી પરિગ્રહનો ત્યાગ કરે છે. પાપનું બીજજ પરિગ્રહ જાણે છે.

એ મુજબ પાંચે અવ્રત, મન વચન કાયાએ કરી સેવે નહિ, સેવરાવે નહિ, સેવતાને અનુમોદે નહિ. એવી રીતે પાંચ અવ્રતનો ત્યાગ કરી પાંચ મહાવ્રત આદરે છે, ને સદાકાલ જ્ઞાનનો અભ્યાસ કરી રહ્યા છે. જરા પણ વિકથાં,

આલસ કે નિંદામાં કાલ કાઢતા નથી. જ્ઞાનનો અભ્યાસ કરે છે, તે પણ માન મહત્ત્વતાને સારૂ નહિ પણ કેવલ પોતાનું આત્મસ્વરૂપ પ્રકટ કરવા સારૂ જ ઉદ્યમ કરે છે. સદાય ભાવના તો સ્વભાવની જ બની રહી છે. કોઇ પણ પૌદ્ગલિક ભાવમાં મગ્નતા નથી. સદા આત્મભાવના ભાવી રહ્યા છે; પણ પાંચ પ્રમાદ ગયા નથી, તેથી પ્રમાદ ગુણઠાણું કહેવાય છે.

**સાતમું અપ્રમાદ ગુણઠાણું**—એ ગુણઠાણે પાંચ પ્રમાદનો નાશ થયો છે. તે પ્રમાદનાં નામ—મદ તે મદિરા, તથા આઠ મદ જે જાતિમદ, કુલમદ, બલમદ, રુપમદ, રુદ્ધિમદ, ઠકુરાઇમદ, તપમદ, જ્ઞાનમદ એ આઠ મદ. વિષય તે—પાંચ ઈંદ્રિઓના તેવીશ વિષય. સ્પર્શેન્દ્રિ જે શરીર તેના આઠ વિષય. ૧ હલકો તે હલકું વસ્ત્ર પ્રમુખ મલે ને તે પસંદ હોય તો ખુશી થવું વા હલકું ના પસંદ હોય તો દિલગીર થવું તે, ૨ ભારે તે ભારે વસ્તુ મલવાથી રાજી દિલગીર થવું તે. ૩ લૂખી વસ્તુ મલવાથી પસંદ હોય તો રાજી થવું. ના પસંદ હોય તો દિલગીર થવું. ૪ ચોપડ્યા પદાર્થમાં પણ એમજ રાજી દિલગીર થવું. ૫ સુંઆલું ને, ૬ બરસટ, ૭ ટાઢો, ને ૮ ઉનો એ પદાર્થ અનુકૂળ મલેથી રાજી થવું ને પ્રતિકૂલ મલેથી દિલગીર થવું. રસનેંદ્રિયના પાંચ તે—તીખો, કડવો, કષાયલો, ખાટો, મધુરો એ પાંચે રસ છે ને ખારો રસ તે સર્વે વસ્તુમાં ભલે છે, તેથી જૂદો ગણ્યો નથી. એ પાંચે રસમાંજ જે રસ મલ્યો, તેમાં મુનિરાજ દિલગીર થતા નથી. જે વખત જે રસ મલ્યો, તે સમભાવે ખાય છે ને પાંચે રસના સ્વાદમાં અનુકૂલને વિષે રાગ ને પ્રતિકૂલમાં દ્વેષ તે વિષય કહ્યા છે. એમ ઘ્રાણેંદ્રિય જે નાક તેને સુરભિગંધ,—સારો ગંધ, દુરભિગંધ તે માઠો ગંધ તે મલવાથી રાગ દ્વેષ કરવો તે વિષય. ચક્ષુઈંદ્રિયના પાંચ વિષય તે પાંચે વરણ રાતો, ધોલો, પીલો, લીલો અને કાળો એ પાંચે રંગમાં અનુકૂલ મલ્યાથી રાગ કરવો, પ્રતિકૂલ મલ્યાથી દ્વેષ કરવો તે વિષય. શ્રોત્રઇંદ્રિયના ત્રણ વિષય તે સચિત્ત શબ્દ સ્ત્રી પુરૂષનો, અચિત્ત શબ્દ તે નગારા વિગેરેનો, મિશ્ર શબ્દ તે નરઘાં વિગેરેનો એ ત્રણે જાતના શબ્દમાં રાગ દ્વેષ કરવો છે. એ ત્રેવીશ જાતના વિષયના પદાર્થ છે તેમાંથી અનુકૂળ મલ્યું વા પ્રતિકૂલ મલ્યું તેમાં મુનિ તે વસ્તુનો વસ્તુધર્મ જાણે છે ને જે વખતે જે મલ્યું તેથી પોતાના શરીરને આધાર આપે છે; પણ તેમાં આ સારૂં, આ નબલું એમ માની રાજી ખુશી થતા નથી. મુનિ મહારાજ તો પોતે કર્મ ખપાવવા ઉજમાલ થયા છે. પોતાની પાસે પૈસા તો રાખતા નથી તેથી ખરીદ કરવું નથી, તેમ પોતાને હાથે આહારાદિક બનાવતા પણ નથી. ગૃહસ્થને ત્યાંથી જે વખત જે ચીજ મલી, તેથી સંતોષ કરી રાજી દિલગીર થતા નથી. એવી રીતે ત્રેવીશ વિષય ત્યાગ થયા છે. કષાય તે બાર તો ગયા છે અને ચાર જે સંજ્વલના રહ્યા છે તે પાતલા થયા છે. વિકથા તે રાજકથા તે રાજા

સંબંધી વાત કરવી. દેશકથા તે દેશોની વાતો કરવી. ભક્તકથા તે ભોજનની કથા કરવી. સ્ત્રીકથા તે સ્ત્રી સબંધી વાતો કરવી. એ ચાર વિકથાનો ત્યાગ થઇ જાય છે. નિદ્રા–જેનું સ્વરૂપ દર્શનાવરણીય કર્મમાં કહ્યું છે તે નિદ્રા નિદ્રા, પ્રચલા પ્રચલા, થીણદ્ધિ એ ત્રણે જાય છે. એ રીતે પાંચે પ્રમાદને નાશ થવાથી અપ્રમાદ ગુણઠાણું કહેવાય છે. એ ગુણસ્થાનમાં આત્મવિશુદ્ધિ વધારે થાય છે. પણ છઠા તથા સાતમા ગુણસ્થાનનો કાલ અંતર્મુહુર્ત્તનો છે તે વલી પડીને છઠે જાય છે. વલી સાતમે અધ્યવસાયનો ફેરફાર થયા કરે છે તેમ ગુણસ્થાન ફરે છે. તેમાં પણ સાતમા ગુણસ્થાનનું અંતર્મુહુર્ત્ત લઘુ છે ને છઠા ગુણસ્થાનનું અંતર્મુહુર્ત્ત મ્હોટું તેમાં એટલો અંતર પડે છે કે, આખા આઉખા સુધીમાં સાતમે રહ્યાનો કાલ એકઠો કરીએ તો ઉણુ બે ઘડી કરતાં વધે નહિ ને છઠા ગુણસ્થાનનો બાકી સર્વ કાલ થાય. એ અધિકાર ભગવતી સૂત્રની ટીકામાં છે. અપ્રમાદ ગુણસ્થાનનો વિશેષ અધિકાર કર્મ ગ્રંથથી જાણવો. એ વિશુદ્ધ ભાવનું સ્થાનક છે. એ ગુણસ્થાનમાં ધર્મ ધ્યાનમાં વધારે કાલ જાય છે. તે ધર્મધ્યાન ચાર પ્રકારે છે.

**પહેલો પાયો આજ્ઞાવિચય તે**—પરમાત્માની આજ્ઞાનું ધ્યાન કરે. પરમાત્માની આજ્ઞા કેવી છે? અવિચ્છિન્ન છે. વલી પરમાત્માનાં વચન છે તે નિરાબાધ છે; કોઇ પ્રકારનો દોષ નથી. આત્માની સત્તા અનંત જ્ઞાનમય, અનંત દર્શનમય, અનંત ચારિત્રમય, અનંત તપમય, અનંત ઉપયોગમય છે. એ આત્માની સત્તા છે તે સ્વરૂપમાં રહેવું, એ આજ્ઞા છે. એવી રીતે પહેલા પાયામાં ધ્યાન કરે.

**બીજો પાયો અપાયવિચય તેમાં** ધ્યાન કરે જે અનંત જ્ઞાનમય આત્મા તે મિથ્યાત્વ, અવ્રત, કષાય, યોગ. એ ચાર કારણે કરી આવરાઈ ગયો છે, તે આ જડમાં જડ જેવી પ્રવૃત્તિ કરી રહ્યા છે, પણ ચેતન ત્હારો સ્વભાવ નથી. ધન સ્ત્રી પુત્ર પરિવારને જોઇને મ્હારાં મ્હારાં કરે છે એના સંયોગે રાજી થાય છે. વિયોગે દિલગીર થાય છે. આ બુદ્ધિ અનાદિનો પુદ્ગલનો સંયોગ બન્યો છે તેના પ્રભાવે થયા કરે છે; પણ ચેતન એ ત્હારે કરવા યોગ્ય નથી. આજ સુધી તો અજ્ઞાનતા હતી તેથી મ્હારું શું છે? ને પારકું શું છે? તે જ્ઞાન નહોતું. હવે હે ચેતન! ભાગ્યોદયે જૈનશાસન મલ્યું, જેમાં આત્માનું સ્વરૂપ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અનંતવીર્ય, અજર, અમર, અલક્ષ્ય, અવિનાશી, અશરીરી, અક્રોધી, અમાની, અલોભી, અમાયી, અવેદી, અલેદી, અછેદી, અઇંદ્રી, અનાહારી, અકામી, અવિષયી, અગંધી, અવર્ણી, અસ્પર્શિ, અગોચર, અનુપમ, ન સંજ્ઞી, ન અસંજ્ઞી, ન અપર્યાપ્તો, ન પર્યાપ્તો, ન રાગી,

ન દ્વેષી, ન બાલ, ન યુવાન, ન વૃદ્ધ, ન સ્ત્રી, ન પુરુષ, ન નપુંસક, સચ્ચિદાનંદમય, સહજ સુખમય એવું આત્માનું સ્વરુપ છે. પણ પર સંગે કુબુદ્ધિ પ્રાપ્ત થવાથી જડ વસ્તુનો રાગી થઈ હે ચેતન ! તેં અનેક દુઃખ સહ્યાં. વર્ત્તમાન કાલમાં પણ ચેતન જે જે સુખ માને છે, તે માત્ર કહેવા રુપ છે. ચેતન, તું જે જે સંસારી સુખને સુખ માને છે, પણ તે કામ તપાશી જોઇશ તો દુઃખ શું શું છે ? તે જાણવામાં આવશે. વલી ભવાંતરે નરકાદિકનાં દુઃખ ભોગવવાં એવાં દુઃખ આ શરીરની સંગતે ઘણાં વેઠયાં. માટે હવે હે ચેતન ! તું ત્હારું સ્વરુપ વિચારી ત્હારા આત્મિકસુખમાં મગ્ન રહે. વલી એ પર સંગે કર્મ બંધાય છે તે વિચાર.

**ત્રીજો વિપાકવિચય ધર્મધ્યાન**—તેમાં વિચાર કરે જે જીવે પર સંગે આઠ કર્મ બાંધ્યાં તેની ૧૫૮ પ્રકૃતિ છે, તેનું સ્વરૂપ આઠ કર્મનાં સ્વરૂપ લખ્યાં છે, ત્યાંથી જોઇ લેવું. તેનો બંધ જે સમયે જેવા જેવા અધ્યવસાય થાય તેવા કર્મનું બાંધવું. તેનો ઉદય થયો નથી ત્યાંસુધી રહેવું તે સત્તા. પછી ઉદય થાય ત્યારે સુખ દુઃખ ભોગવાય તે ઉદય કહીએ. એ બંધ ચાર પ્રકારનો છે. પ્રકૃતિ બંધ તે—કર્મનો શુભાશુભ સ્વભાવ, સ્થિતિબંધ તે–કેટલા કાલ સુધી ભોગવવું પડશે તેનું માન તે સ્થિતિ બંધ, રસબંધ તે—કર્મ તીવ્ર મંદ જેવું ભોગવવાનું હોય તે રસબંધ. પ્રદેશબંધ તે–કર્મના દલીયાનું મળવું, એ જ્યારે જીવ કર્મ બાંધે છે, તે જે વખત જે અધ્યવસાય વર્ત્તે છે તેવું કર્મ બાંધે છે. તેનો ઉદય કાલ પ્રાપ્ત થાય છે, ત્યારે દુઃખ ભોગવવાં પડે છે. આત્માની જ્ઞાનશક્તિ અનંતી છે, પણ એ કર્મયોગે અવરાઈ ગઇ છે. માટે હે ચેતન ! જે જે સુખ દુઃખ આવે છે તેમાં તું રાગ દ્વેષ મા કર, રાગ દ્વેષ કર્યા છે તેથી આ કર્મ બાંધ્યાં છે ને આ જન્મ મરણ રોગાદિકનાં વિચિત્ર દુઃખ ભોગવવાં પડે છે. માટે ચેતન, જે જે કર્મવિપાક ઉદય આવ્યા છે, તે તે કર્મના સ્વભાવ છે તેવું બને છે, ત્હારો સ્વભાવ તો જાણવા દેખવાનો છે તે જાણી લે, પણ અજ્ઞાનતાથી અનાદિ કાલનો અભ્યાસ પડયો છે તેથી મને દુઃખ થાય છે, પીડા થાય છે, એમ કરે છે તે હવે ન કર. હવે તો તું ત્હારા સ્વરૂપનો વિચાર કર ને સમભાવે રહે. એજ ત્હારો ધર્મ છે. તું સમભાવે રહીશ એટલે રાગ દ્વેષમય પ્રકૃતિ બનશે નહિ. એટલે સહજે એ કર્મ ક્ષય થશે. આજ સુધી તું ત્હારા સ્વભાવને જાણતો નહોતો. હવે ત્હારો સ્વભાવ તેં જાણ્યો તે છતાં આ જડ પ્રવૃતિમાં શા સારૂ લેવાય છે ? એવી રીતે ત્રીજા પાયામાં ધ્યાન કરે.

**ચોથો સંસ્થાનવિચય ધર્મધ્યાન**—તેમાં ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચારે. ચૌદ રાજલોકમાં જે જે પદાર્થ જેવી રીતે રહ્યા છે, તે વિચારે. છએ

દ્રવ્ય રહ્યા છે તે વિચારે. છએ દ્રવ્યનું સ્વરૂપ વિચારે. પછી તેમાં આત્માના દ્રવ્ય સાથે બીજા દ્રવ્યનું સ્વરૂપ વિચાર કે, જે જે ગુણ આત્મામાં છે, ને બીજા દ્રવ્યમાં નથી. તે હે ચેતન! શા કારણસર એ દ્રવ્યમાં મ્હારાપણું માને છે? એમ વિચારી પોતાના સ્વરૂપમાં લીન થાય છે. મન વચન કાયા પણ તેજ સ્વરૂપમાં સ્થિર થઈ જાય છે. અનુભવ જ્ઞાન સ્વાભાવિક પ્રગટ થાય છે. એ જ્ઞાન પ્રગટ થાય તે અનુભવ જ્ઞાનનું સુખ જાણે. એ સુખ કોઇથી કહ્યું જતું નથી. પોતાના આત્મતત્ત્વમાં એકાગ્રતા થવાથી આનંદ થાય છે, તે આનંદનું સુખ ધ્યાનથી ચલાયમાન થાય છે, તો પણ કેટલોએક વખત રહે છે. માટે હે ચેતન! તું ત્હારા સ્વાભાવિક સુખમાં મગ્ન રહે તો ત્હારૂં રહેવાનું સ્થાન લોકાગ્રે સિદ્ધિ-સ્થાન છે ત્યાં થશે, એ આદિ ચોથા પાયામાં ધ્યાન કરે.

એ ચારે પાયામાં સ્વરૂપ વિચાર લખ્યો છે, તે ચિંતવન રૂપ છે ને ધ્યાન તો મન વચનની એકાગ્રતાએ અપૂર્વજ્ઞાન સ્વાભાવિક થાય તે કહેવાય. એમ કહે તેનું સમજવું જે ધ્યાનમાં શ્રુત જ્ઞાનને બલે પ્રથમ તો ચિંતવન કરે, પછી સ્વભાવિક થાય. વાસ્તે ચિંતવન કરતાંજ ધ્યાન થાય. એ રીતે સાતમા ગુણસ્થાનમાં ધ્યાનાદિકમાં વર્ત્તે.

**આઠમું અપૂર્વ ગુણસ્થાન**—આ ગુણસ્થાનમાં અપૂર્વ સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણસંક્રમ અને અભિનવ સ્થિતિબંધ. આ પાંચ વાનાં કરે છે. અથવા પૂર્વે નહિ થયેલા એવા અધ્યવસાય ઉત્પન્ન થાય છે. આ ગુણસ્થાનકમાં રહેલા દરેક જીવોના અધ્યવસાય પ્રાય: જુદા જુદા હોય છે. અને ત્રણે કાલની વિવક્ષા કરીએ તો અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. આ ગુણ-સ્થાનમાં મોહનીય કર્મની ૨૧ પ્રકૃતિઓને ઉપશમાવાનો અને ક્ષપક હોય તો ખપાવાનો પ્રારંભ કરે છે. આ ગુણસ્થાનમાં શુકલ ધ્યાનનો પહેલો પાયો 'પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચાર' નામનો હોય છે.

**નવમું અનિવૃત્તિબાદર ગુણસ્થાન**—એ ગુણસ્થાનમાં જે જીવો વર્ત્તે છે વર્ત્યો છે અને વર્ત્તશે તે બધાનો એક સરખોજ અધ્યવસાય હોય. એ ગુણ-સ્થાનના જેટલા સમય તેટલાંજ અધ્યવસાય સ્થાનક છે.

**દશમું સૂક્ષ્મસંપરાય ગુણસ્થાન**—એ ગુણસ્થાનમાં સૂક્ષ્મ લોભનો ઉદય રહ્યો છે. તે અતિ વિશુદ્ધ ભાવે દશમાના અંતમાં એ લોભનો ક્ષય થાય છે. જ્ઞાનાવરણી પાંચ, દર્શનાવરણી ચાર, યશ:કીર્તિ, ઉચ્ચગોત્ર અને અંતરાય પાંચ. આ સોલ પ્રકૃતિના બંધનો વિચ્છેદ થાય. હવે જે ઉપશમભાવે શ્રેણિ માંડી હોય, તે અગીયારમે ગુણસ્થાને જાય. કારણ કે તે ગુણસ્થાન ઉપશમભાવનું છે. ક્ષાયકભાવનું ગુણસ્થાન નથી. તેથી ક્ષાયકભાવવાલા ૧૧ મે ન જતાં બારમે ગુણસ્થાને જાય છે.

**અગીઆરમું ઉપશાંતમોહ ગુણસ્થાન**—એ ગુણસ્થાનમાં મોહની કર્મનો ઉદય તો નથી હોતો, પણ સત્તાએ રહે છે. તેનો ઉદય થાય એટલે તરતજ પડી જાય છે. તેથી એ ગુણસ્થાનકથી ચઢતા નથી પણ પડે છે. કદાપિ આયુષ્ય આવી રહ્યું હોય તો કાલ કરી અનુત્તર વિમાનમાં જાય છે.

**બારમું ક્ષીણમોહ ગુણસ્થાન**—એ ગુણસ્થાનમાં વીતરાગ પદ થાય છે. એ ગુણસ્થાનમાં 'એકત્ત્વવિતર્ક અવિવિચાર' નામના ધ્યાનનો બીજો પાયો વર્ત્તે છે. તેથી અતિ વિશુદ્ધ ભાવ થાય છે. તેથી એ ગુણસ્થાનના અંતમાં જ્ઞાનાવરણી કર્મની પાંચે પ્રકૃતિ, દર્શનાવરણી કર્મની છ પ્રકૃતિ રહી હતી તે, તથા અંતરાયકર્મની પાંચે પ્રકૃતિનો ઉદય, સત્તા સર્વ પ્રકારે નાશ થઈ જાય ને તેરમું ગુણસ્થાન પામે છે.

**તેરમું સયોગી ગુણસ્થાન**—એ ગુણસ્થાનમાં કેવલજ્ઞાન કેવલદર્શન પ્રગટ થાય છે. લોકાલોકના જાણ થાય છે. ગયો અનંતકાલ, ને આવતો અનંતકાલ છે, તેમાં જે જે પદાર્થ થઈ ગયા, તથા થવાના છે તે સર્વેનું જ્ઞાન છે. કંઇ પણ વસ્તુ જાણવાને અજાણુ નથી. એવું સંપૂર્ણ જ્ઞાન પ્રગટ થાય છે; ત્યારે તીર્થંકર મહારાજને વૈમાનિક જ્યોતિષી, ભવનપતિ, વ્યંતર એ ચારે જાતના દેવતાના ઇંદ્રો ભક્તિ કરવા આવે છે; ને સમવસરણની રચના કરે છે. તેમાં પહેલો કોટ રુપાનો, બીજો કોટ સોનાનો, ત્રીજો કોટ રત્નનો. રત્નના કોટની માંહિ પ્રભુને બેસવાને રત્નમય સિંહાસન છે, તે ઉપર પ્રભુ બેસે છે. તે પ્રભુનો પ્રભાવ એવો છે કે, ચારે દિશાએ લોક પ્રભુને જુએ છે. તેનું કારણ કે પ્રભુનું પ્રતિબિંબ ત્રણે દિશાએ હોય. પ્રભુના મસ્તક ઉપર ત્રણ છત્ર અદ્ધર રહે, વલી દેવતા ચામર વીંજે. પ્રભુની પૂંઠે તેજના પુંજ રુપ ભામંડલ શોભે. જેનું તેજ સૂર્ય કરતાં બારગણું હોય. વલી ઉપર અશોકવૃક્ષ હોય, તેની એવી શીતલતા હોય કે સર્વ જીવના શોક સંતાપ નાશ પામે. વલી આકાશે દુંદુભિ વાગે. તેમાં એવો શબ્દ થાય જે એ દેવને ભજો, એ દેવને ભજો. વલી દેવતા ફૂલની વૃષ્ટિ કરે તે ચારે પાસે ઢીંચણ પ્રમાણ ફૂલ હોય. એવી રીતે દેવતા રચના કરે. ત્યાં પ્રભુ બેસીને ધર્મદેશના આપે, તેથી ઘણા જીવ પ્રતિબોધ પામે છે. કારણ કે કેવલજ્ઞાને કરી સર્વ વસ્તુ જાણે છે, તેથી કોઇના મનમાં શંકા થાય તો પણ પોતે જાણે. તેથી તેને પૂછવાની પણ જરુર ન પડે. ભગવાન જાણીને સર્વે ઉત્તર આપે. તેથી કોઇને શંકા રહે નહિ. એવી રીતે જ્યાં સુધી આયુષ્ય પહોંચે, ત્યાં સુધી પૃથ્વિ ઉપર ફરી ભવ્ય જીવોને પ્રતિબોધ કરે. એ રીતે તેરમે ગુણસ્થાને વર્ત્તે. એ ગુણસ્થાનમાં ચાર અઘાતિ કર્મ રહ્યાં છે. અઘાતિ કહેવાની મતલબ એ છે જે આત્માના ગુણને એ કર્મ ઘાત કરતાં નથી, તેમ ગુણ પ્રગટ કરવામાં અટકાવતાં નથી તેથી અઘાતિ કર્મ કહીએ.

**ચૌદમું અયોગી ગુણસ્થાન**—એ ગુણસ્થાન આયુષ્યનો અ–ઇ–ઉ–ઋ–લૃ એ પાંચ અક્ષર બોલીએ એટલો કાલ બાકી હોય ત્યારે પામે છે. એ ગુણસ્થાનમાં યોગ જે મન વચન કાયાના તેનો રોધ થાય છે, ને ચારે કર્મ નાશ થઈ જાય છે, ને સર્વ કર્મથી રહિત થાય છે. આ શરીરનો ત્યાગ થાય છે. એક સમયે સિદ્ધમાં બિરાજમાન થાય છે. ત્યાં સદાકાલ અવસ્થિત રહે છે. ફરી સંસારમાં આવવું નથી. કારણ જે સંસારમાં રોલાવાનાં કારણ કર્મ છે, તે નાશ પામે છે. એટલે શાથી સંસારમાં રોલાય ? સંપૂર્ણ આત્મિક સુખ પ્રગટ થયું છે. એવા પૂર્ણ સુખને પામે છે. ઇહાં કોઇ કહેશે જે લોકને અંતે જાય છે, તે અલોકમાં કેમ જતા નથી ? તેનું કારણ જે ધર્માસ્તિકાય અલોકમાં નથી. લોકના અંત સુધી ધર્માસ્તિકાય છે. જીવ અને પુદ્ગલ ધર્માસ્તિકાયની સહાય્ય વિના ચાલી શકતા નથી, તેથી આગલ જતા નથી. આત્માને ઇહાંથી ત્યાં સુધી જવાનું શું કારણ ? તેનું જાણવું જે ઉંચો જવાનોજ સ્વભાવ છે તેથી જાય છે.

આ મુજબનો ચૌદ ગુણસ્થાન રૂપ ધર્મ છે. તેમાંથી જેટલો જેટલો જીવ ધર્મ કરે તે પ્રમાણે શુદ્ધ થાય.

૫૫ **પ્રશ્ન**:—આ મુજબનો ધર્મ જૈનવાલાજ કરી શકે કે બીજા કોઈ કરી શકે ?

**ઉત્તર**:—વિશેષે કરીને જૈનવાલાજ કરી શકે. કારણ જે જેને વસ્તુધર્મનું જ્ઞાન નથી, ત્યાં સુધી વસ્તુને વસ્તુપણે માનવું બને નહિ. તેથી સ્વભાવ વિભાવ જાણે નહિ, ને વિપરીત જાણવાથી શી રીતે મુક્તિ થાય ? ને કોઈ જીવને સ્વાભાવિક સહજે વસ્તુધર્મનું જ્ઞાન થાય, તેથી પોતાના સ્વભાવમાં રહી પરભાવનો ત્યાગ કરે તો ગુણસ્થાનમય ધર્મ પામે. જેમ કોઇ માણસને રસ્તામાં જતાં જમીનમાં પગ ગરકી જાય છે, ને દ્રવ્ય મલે છે ને ધનાઢય થાય છે તેમ સ્વાભાવિક બોધ થઈ જાય. પણ એ થોડા જીવને એમ બને. ઘણા માણસને એમ બનવું મુશ્કેલ પડે છે. ને બરાબર ઉદ્યમથી તો ઘણા માણસ ધન પેદા કરે છે; તેમ જૈનમાર્ગથી નિકટ મુક્તિ છે. અન્ય પણ ભાવથી જૈનધર્મની મર્યાદાએ આત્મિકધર્મ આવે તોજ મુક્તિ પામે.

૫૬ **પ્રશ્ન**:—આવું જાણીને જૈનધર્મ ઉપર રાગ રાખે ને અન્યધર્મ ઉપર દ્વેષ રાખે તે યુક્ત છે કે કેમ ?

**ઉત્તર**:—જૈનધર્મ પામ્યો હોય તેણે કોઈ ધર્મ ઉપર અથવા કોઈ માણસ ઉપર દ્વેષ રાખવો નહિ. કારણ કે જૈનના આચાર્ય તો કહી ગયા કે જે દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે–એનો પરમાર્થ એ છે જે જે ધર્મવાલાયે માર્ગ દર્શાવ્યો છે તેમાં સારભૂત શું છે ? તે સારભૂત જે પક્ષથી

હોય તે પક્ષ જાણી લે. ને સારા પક્ષની વ્યાખ્યા કરે. વિરૂદ્ધ પક્ષ ઉપર લક્ષ ન દે. આપ રહે નિજ ભાવે કહેતાં જૈનશાસનમાં સાત નયે માર્ગનો નિર્ણય છે તે ભાવે રહે; પણ કોઇ જીવ ઉપર દ્વેષ કરે નહિ. તથા નિંદા કરે નહિ. નિંદા કરવી એ સંસારમાંજ ઉચિત નથી. વળી વાદવિવાદમાં પણ સામા જીવને અથવા પોતાને લાભ થાય એવું હોય તો વાદ કરે, પણ પોતાના અહંકાર મમકાર સારૂ ન કરે. અષ્ટકજીમાં પાને પર, બારમા અષ્ટકમાં હરિભદ્રસૂરિ મહારાજે ધર્મવાદ કરવો કહ્યો છે, પણ શુષ્કવાદ એટલે ગલું શોષાય, કંઇ ફાયદો થાય નહિ, તે વાદ નિષેધ્યો છે. વળી જેને આત્મધર્મ પ્રગટ કરવો છે, તે જેમ બને તેમ પુદ્ગલભાવની પ્રવૃત્તિથી છુટવાનો ઉદ્યમ કરી રહ્યા છે. તે માણસ પારકી પંચાતમાં કેમ પડે ? જેને વ્યવહાર કરણી કરવી છે તે એવી કરે કે જેમાં આત્મવિશુદ્ધિ થાય. રાગ દ્વેષની પરિણુતિ ઓછી થાય એ ઉદ્યમ કરે. તે ધણી કોઈ ઉપર દ્વેષ રાખે નહિ. તે તો સદા ભાવદયા કરી રહ્યા છે. માટે પોતાને ફુરસદ પડે ધર્મોપદેશ દે. તેમાં પણ કોઇનું છિદ્ર ખુલે એવું ન કરતાં સાંભલનારને જેમ સમતા વધે તેમ કરે.

૫૭ પ્રશ્નઃ—અધર્મિ જીવ ઉપર દ્વેષ કરે કે નહિ ?

ઉત્તરઃ—અધર્મિ જીવ ઉપર મધ્યસ્થ રહે. એટલે રાગ પણ ન કરે ને દ્વેષ પણ ન કરે. રાગ કરવાથી અધર્મની પ્રશંસા થાય તો તેથી પોતાને કર્મબંધ થાય, ને પોતાની પ્રશંસા જોઈ બીજો જીવ અધર્મ સેવે તો તેનો કારણીક થાય. ને દ્વેષથી તે જીવ સાથે વૈર બંધાય તો તે કર્મ ભોગવવું પડે. માટે જ સમભાવે રહે. અધર્મની પ્રશંસા કરવાથી શ્રાવકને ભવભ્રમણ ભમવું પડ્યું છે, તે કથા અર્થદીપિકામાં છાપેલી ચોપડીમાં પાને ૭૭ મે છે. માટે અધર્મિનું બહુમાન પણ ન કરવું.

૫૮ પ્રશ્નઃ—અન્ય ધર્મવાલા ધર્મકરણી કરે છે તે ફોગટ જાય છે કે કેમ ?

ઉત્તરઃ—અન્યદર્શનીમાં પણ કેટલાએક જીવો કેવલ પોતાના આત્માને કર્મથી મુક્ત કરવા સારૂ જીવદયા પાલે છે, જૂઠું બોલતા નથી, ચોરી કરતા નથી, મૈથુન સેવતા નથી, પરિગ્રહ રાખતા નથી, ક્રોધ, માન, માયા, લોભ પાતલા પાડ્યા છે. ને તે પાતલા પાડવાનો ઉદ્યમ કરી રહ્યા છે. કોઇ ધર્મ ઉપર દ્વેષ નથી તે પણ અનુક્રમે ચઢવાનું કારણ છે. જેથી હરિભદ્રસૂરિ મહારાજે યોગદૃષ્ટિ સમુચ્ચયમાં પાતંજલીને માર્ગાનુસારીમાં ગણ્યા છે ને કેટલાએક જીવો ખરા જૈનધર્મના ઉપર દ્વેષ કરી રહ્યા છે ને અહંકાર મમકાર કરી રહ્યા છે. હિંસા કરીને ધર્મ માને છે. એવા જે અન્યધર્મવાલા તેનું કામ શી રીતે થાય ? રાગ દ્વેષ છે તે જ સંસારનું બીજ છે. તે તો રાત્રી દિવસ કરી રહ્યા છે ત્યારે

તેનો લાભ તો સર્વે ધર્મવાલા સંસાર ફલ જ કહી ગયા છે. તેનું બીજું ફલ ક્યાંથી થાય ?

૫૯ પ્રશ્ન:—જૈનમાં ઘણા ગચ્છ છે, તે સર્વે શુદ્ધ છે કે કેમ ?

ઉત્તર:—જૈનમાં શુદ્ધ આચાર્ય મહારાજનો ગચ્છ તો એક આચાર્યનો પરિવાર તે ગચ્છ કહી ગયા છે. તેમ જૂદા જૂદા આચાર્યનો પરિવાર જૂદો જૂદો ગચ્છ કહીએ. તેમાં કંઈ એક બીજાને હઠવાદ નથી. એવો જે જે ગચ્છ છે તેમાં ધર્મસાધન સરખું છે. સર્વ મુક્તિના કામી છે. કદાપિ કંઇ સમજ ફેરથી કોઇ કોઇ વાતમાં એક બીજા આચાર્યના વિચાર ફેરફાર આવે છે, તો પણ એક બીજા ઉપર દ્વેષ નથી. બન્ને મુક્તિના કામી છે, તેથી તેના પછીના પણ આચાર્યો એમ કહે છે કે જિનભદ્ર ક્ષમાશ્રમણજી આમ કહે છે ને સિદ્ધસેનદિવાકરજી આમ કહે છે. એમ મધ્યસ્થ રહે છે, પણ કોઈને વધતા ઓછા કહેતા નથી. તેમ આપણે પણ મધ્યસ્થ રહેવું. જે પ્રવૃત્તિ પૂર્વાચાર્યની નથી ને પોતાની મતિકલ્પનાથી જ છે, વલી શાસ્ત્રથી પણ વિરૂદ્ધ છે, તેમાં પણ તે શાંતપણે સમજે તો સમજાવવો, પણ રાગ દ્વેષ કરવો નહિ. આપણા આત્માને ગુણ થાય તેમ પ્રવૃત્તિ કરવી. કારણ કે ઠાણાંગજીમાં ચોભંગી છે કે, પરગચ્છી છે ને યોગ્ય જીવ છે તેને પોતાના ગચ્છના હઠથી જ્ઞાન નથી આપતા તે પ્રભુની આજ્ઞા લોપે છે. એથી સમજવું જે ગુણવંત હોય ને પરગચ્છી હોય તો પણ તેને ઉવેખવો નહિ. કારણ જે ગુણવંત હોય તે સમપરિણુતિવાલો હોય, તેની સાથે પરિચય કરતાં ગચ્છની તકરાર આવે નહિ. એક બીજાની ભૂલ હોય તો સુધરે. માટે ગચ્છનો હઠ કરી તકરારમાં પડવું નહિ. શાસ્ત્ર ઉપર દૃષ્ટિ દઇ વિચારવું. બે શાસ્ત્રમાં બે વાત હોય તે બે કંઇ ગ્રહણ થતી નથી. વલી એમાં એકે વાત ખોટી તો હોયજ નહિ. પણ બંન્નેના જૂદા જૂદા હેતુ હોય, તે ગીતાર્થ જાણે. હાલમાં એવા ગીતાર્થનો વિરહ રહ્યો. ભગવતિજીની ટીકામાં અભયદેવસૂરિ મહારાજજી પણ ગીતાર્થનો વિરહ કહે છે. વાસ્તે આપણી અલ્પ બુદ્ધિથી નક્કી થઇ શકે નહિ, માટે મધ્યસ્થ રહી પ્રવૃત્તિ કરવી ને જેમ હઠ કદાગ્રહ ન થાય, એમ વર્ત્તવું, કે જેથી આત્માની પરિણુતિ બગડે નહિ. ઠાણાંગ સૂત્રના ચોથા ઠાણામાં નીચે મુજબ અધિકાર છે.

### ચાર પ્રકારના પુરૂષ કહ્યા છે.

૧ એક સાધુધર્મ તે જિનાજ્ઞા તે પ્રતે છાંડે છે, ને ગણ ગચ્છની સ્થિતિ તે ગચ્છની મર્યાદા નથી મૂકતો, કોઇ આચાર્યે એવી મર્યાદા કીધી છે જે બીજા ગચ્છના યતિને સિદ્ધાંત ન દેવું. હવે તે બીજા ગચ્છના યતિને શ્રુત ન આપે, ન ભણાવે, તે ધર્મ જિનાજ્ઞા છાંડે છે, પણ ગચ્છની સ્થિતિ નથી મૂકતા.

જિનાજ્ઞા એવી છે કે યોગ્ય હોય તે સર્વેને શ્રુત દેવું તે માટે.

૨ બીજો પુરૂષ આજ્ઞા ગચ્છની મૂકી જે અન્ય ગચ્છના યતિને યોગ્યને શ્રુત આપે છે, તે જિનાજ્ઞા રૂપ ધર્મ નથી મૂકતો. ગચ્છની સ્થિતિ મૂકે છે.

૩ જે અયોગ્ય અન્યગચ્છનાને શ્રુત આપે છે તે ધર્મ ને ગચ્છ એ બેને મૂકે છે.

૪ જે શ્રુત રાખવાને કોઇક યોગ્ય પરના શિષ્યને પોતાના કરી શ્રુત આપે છે, તે ધર્મ અને સ્થિતિ એ નથી મૂકતો.

આ મુજબ ઠાણાંગ સૂત્રમાં અધિકાર છે. તે ઉપર લક્ષ દઈ કદાગ્રહમાં ન પડતાં સામાને તથા આપણા આત્માને લાભ થાય તે પ્રવૃત્તિ કરવી. એ ચોભંગીમાં એવી શંકા થશે જે આચાર્યે ગચ્છની સ્થિતિ કેવી બાંધી ? તે સારુ એજ ટીકામાં કહ્યું છે જે પ્રભુના ઉપદેશ રહિત આજ્ઞા બાંધી. કારણ જે પ્રભુનો ઉપદેશ સર્વ યોગ્યને જ્ઞાન આપવું એવો છે. આ મુજબ ટીકામાં છે. વલી ચોથા ભાંગાવાલાને સારુ ગાથા મૂકી છે જે એ પૂજનીક છે તેથી જણાય છે જે એ ગચ્છની ખોટી રીત ઉપરથી ચિત્ત ઉતરેલું જણાય છે. તત્વ કેવલીગમ્ય.

૬૦ **પ્રશ્ન:**—આ કાલમાં દેવતા આવે કે નહિ ? નહિ આવવાનાં કારણ પરદેશી રાજાના વિવાદમાં આગલ કહ્યાં છે વાસ્તે નહિજ આવે કે કેમ ?

**ઉત્તર:**—ચાર કારણે દેવતા આવે. એ અધિકાર ઠાણાંગ સૂત્રમાં ચોથે ઠાણે ચાલ્યો છે. ચાર સ્થાન કે હમણાંનો ઉપન્યો દેવતા દેવલોકમાં રહ્યો વાંછે, તે મનુષ્ય લોકમાં આવવાને સમર્થ થાય તે કહે છે.

તુરતનો ઉપન્યો દેવતા દેવલોકમાં દિવ્ય કામ ભોગવવાને વિષે મૂર્છિત ન થયો. અનિત્ય જાણી યાવત્ અત્યંત આસક્ત મન નથી તેને એવું મનમાં આવે જે મ્હારે મનુષ્યભવ સંબંધી આચાર્ય પ્રતિબોધક, અથવા ઉપાધ્યાય સૂત્રદાતા પ્રવર્ત્તક જે સાધુ જનને આચારમાં પ્રવર્ત્તાવે, અથવા સ્થવિર અથવા ગણી ગચ્છના સ્વામી, ગણધર ગચ્છના ધરનાર અથવા ગણાવચ્છેદક ગચ્છની સાર કરે તે જેના પ્રભાવથી આ પ્રત્યક્ષ દેવસંપત્તિ દેવતાનું શરીર તથા કાંતિ પામી. જન્માંતરમા ઉપાર્જિ તે ભોગ સન્મુખ આવી. તે માટે હું જઉ. તે ભગવાનને વાંદું યાવત્ તેની સેવા કરૂં એ પ્રથમ કારણ.

૨ હમણાં તુરત ઉપન્યો દેવલોકને વિષે દેવતા. યાવત્ મૂર્છિત વિષયમાં અત્યંત આસક્ત નથી તેને મનમાં એવું આવે જે મનુષ્યના ભવમાં જ્ઞાની શ્રુત-જ્ઞાનાદિક સહિત છે અથવા મ્હોટા તપસ્વી છે અથવા અતિ દુષ્કર કરણીના કરનાર છે, પરિષહાદિ સહનાર છે. તે માટે હું જઉં. તે ભગવંત જ્ઞાની અથવા

તપસ્વી અથવા દુષ્કર કરણીના કરનાર છે. તેને વાંદુ યાવત્ તેની સેવાભક્તિ કરૂં. એ આવવાનું બીજું કારણ.

૩ હમણાં તુરત દેવલોકમાં ઉપન્યો દેવતા વિષય સુખને વિષે અત્યંત આસક્ત નથી. તે દેવતાને મનમાં એવું આવે જે મ્હારે મનુષ્ય ભવ સંબંધી માતા પિતા યાવત્ ભાર્યા ભાઇ બહેન પુત્ર પુત્રી છે. તે માટે હું જઉં. તેની પાસે જઇને પ્રગટ થઉં. તે સર્વ દેખે. મ્હારી દિવ્ય દેવતાની વિમાનાદિકની સંપત્તિ સ્ત્ન પ્રમુખની દિવ્ય દેવતાની કાંતિ શરીરની જે પામી છે, ભોગાવસ્થાયે સન્મુખ થઇ છે, એ આવવાનું ત્રીજું કારણ.

૪ વલી નવો ઉપન્યો દેવતા તેના મનમાં એવું આવે જે મ્હારે મનુષ્યભવ સંબંધિ મિત્ર સ્નેહી અથવા સહચારી અથવા સંગતિક જેનાથી ઘણો પરિચય છે, તેની સંઘાથે મનુષ્યના ભવમાં હતાં તેવારે માંહો માંહે એવો સંકેત કીધો હતો, યા દેવતામાં સંકેત કીધો હતો જે દેવતા માંહેથી પ્રથમ ચ્યવી મનુષ્યમાં જાય ત્યારે તેને પ્રતિબોધવો. એ કારણથી આવે.

આ મુજબ ઠાણાંગજીમાં અધિકાર છે, વાસ્તે દેવતા ન આવે એમ એકાંત સમજવું નહિ. વળી વીરસ્વામીના નિર્વાણ થયા પછી ઘણા આચાર્ય મહારાજની સેવામાં દેવતા આવ્યા છે. દેવતાની સહાય્યથી શ્રીસીમંધરસ્વામી પાસે પૂછાવી મંગાવ્યું છે, પણ અત્યંત ગુણવાનની સેવામાં આવે. છેલ્લા હીરવિજય સુરિ મહારાજ સુધીના આચાર્યોએ દેવની સહાય્યતાથી શાસનની ઘણી પ્રભાવના કરી છે. વલી આનંદ વિમલસૂરીના વખતમાં શ્રાવકે આરાધન કર્યું છે તે દેવતાને પૂછયું છે જે હાલ જુગપ્રધાન કોણ છે? ત્યારે યુગપ્રધાન ઓલખવાનાં લક્ષણ કહ્યાં છે. તેથી શ્રાવકે તજવીજ કરી આનંદવિમલસૂરિને જુગપ્રધાન નિર્ધાર કર્યા છે, એ અધિકાર હીરવિજયસૂરિના રાસમાં છે. માટે ન આવે તે કંઇ નિર્ધાર નહિ. મને પણ મુનિસુવ્રતસ્વામીના પ્રભાવથી કંઇક અનુભવ થયો છે. વલી વ્યવહાર સૂત્રની ભાષ્યમાં કહ્યું છે જે, કોઇક મુનિને ગુરૂ મહારાજનો યોગ ન હોય ને પ્રાયશ્ચિત્ત લેવું હોય તો અઠ્ઠમ કરી ભરૂચમાં મુનિસુવ્રત સ્વામીનું આરાધન કરવું. તેથી મુનિસુવ્રતસ્વામીના અધિષ્ઠાયક આવીને પ્રાયશ્ચિત્ત આપશે. કારણ જે મુનિસુવ્રતસ્વામીએ તથા ગણધરે બહુ પ્રાયશ્ચિત્ત આપ્યાં છે. તે તેણે સાંભલ્યાં છે ને તેથી તે આપશે. કદાપિ તે દેવતા ચ્યવી ગયા હશે તો બીજા અધિષ્ઠાયક શ્રીસીમંધરસ્વામીને પૂછીને કહેશે. એથી પણ સમજાય છે કે દેવતા આવે છે. એ અધિકાર વ્યવહાર સૂત્રની ભાષ્યની ટીકા છે તેમાં પાને ૨૦૬ મે છે. બીજી ખૂંટીમાં પહેલા ઉદ્દેશાની સમાપ્તિના ભાગમાં છે.

૬૧ પ્રશ્ન:—પાંચ અંગ જે સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા એ સર્વે તુલ્ય માનવામાં આવે છે ને કેટલાએક નથી માનતા. માટે વ્યાજબી શું?

ઉત્તર:—આ પાંચે અંગ તુલ્ય માનવાં કારણ જે સૂત્રમાં દશ પૂર્વધરનાં વચન તો સૂત્ર તુલ્ય કહ્યાં છે. હવે ભદ્રબાહુસ્વામી ચૌદ પૂર્વધર થયા, તેમણે નિર્યુક્તિ રચી છે. તો એમાં ફેરફાર ભાવવો તે અજ્ઞાનતા છે. વળી સમવાયાંગ સૂત્રમાં એવો પાઠ છે જે પાને ૨૨૮ મે છાપેલી પ્રતમાં છે. 'કપ્પસ્સ સમોસરણં ણેયં' એનો અર્થ એવો કરેલો છે જે કલ્પની ભાષ્યથી સમવસરણનો અધિકાર જાણવો. તથા છાપેલી ભગવતીજીમાં પાને ૯૧૮ માં કહ્યું છે, કે સિદ્ધગંડિઆથી જાણવું. ઈહાં એવી શંકા થશે જે સમવાયાંગજી તો ગણધર મહારાજે ગુંથ્યું, ને ભાષ્ય તો પછી રચ્યું. તથા સિદ્ધગંડિયા પછી રચાઇ તો એમાં અધિકાર ક્યાંથી આવ્યો ? તે વિષે સમજવું જે, જે વખત દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણજીએ શાસ્ત્ર લખ્યાં, તે વખતે વધારે લખાણ ન વધી જાય તે સારૂ એક બીજા શાસ્ત્રની ભલામણ કરી. જેમ કે ભગવતીજીમાં પન્નવણાજીની તથા જીવાભિગમજી વિગેરેની ભલામણ છે. હવે પન્નવણાજી શ્યામાચાર્ય મહારાજે રચ્યું છે તો એ ભલામણ ભગવતીજીમાં ક્યાંથી આવે ? પણ લખતી વખત એક વાત બહુ ઠેકાણે લખવી ન પડે તેથી ઉપાંગ, પયન્ના, ભાષ્યની એ ભલામણો કરી સંકોચ કર્યો. એ ઉપરથી વિચારવાનું છે, જે દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણજી મહારાજને જે જ્ઞાન હતું તેમાં સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય વિગેરે આદિમાં હતું તે લખ્યું, ત્યારે જો સૂત્રમાં ને નિર્યુક્તિ ભાષ્યમાં શંકા હોત તો કેમ લખત ? તેમણે તો આપણા ઉપર પરમ ઉપકારબુદ્ધિ લાવી સૂત્ર વિગેરે લખાવ્યાં. માટે એમાં કંઈ પણ ફેરફાર માનવો યોગ્ય નથી. વળી આર્યરક્ષિતસૂરિ મહારાજે સૂત્રનો સંક્ષેપ કર્યો. તે અધિકાર હરિભદ્રસૂરિ મહારાજની રચેલી આવશ્યકની ટીકામાં છે. તે પણ માણસને શંકા થશે કે ફેરફાર કર્યું, પણ આર્યરક્ષિતસૂરિની પાટે દુર્બલીપુષ્પ થયા. તેમના વખતે ગોષ્ઠામાહિલ થયા. તે વખતે દેવતા પાસે પૂછાવ્યું જે આર્ય દુર્બલીપુષ્પ કહે છે તે ખરૂં કે ગોષ્ઠામાહિલ કહે છે તે ખરૂં ? શ્રીસીમંધરસ્વામી મહારાજે દેવતાને કહ્યું જે આર્યદુર્બલીપુષ્પ કહે છે તે ખરૂં છે; ને ગોષ્ઠામાહિલ નિન્હવ છે. એ અધિકાર ઉત્તરાધ્યયનની ટીકામાં છે. એથી સિદ્ધ થાય છે કે આર્યરક્ષિતસૂરિની પાટે આર્યદુર્બલીપુષ્પ થયા છે તો એઓ આર્યરક્ષિતસૂરિ મહારાજનાં વચન માનતા હતા. તે વચનની ખાત્રી શ્રીસીમંધરસ્વામી મહારાજે આપી. તો એ વાત પણ સિદ્ધ થઈ. ત્યાર બાદ જિનભદ્રગણી ક્ષમાશ્રમણજી મહારાજ થયા તેમણે ભાષ્ય રચ્યું. તથા ચૂર્ણિ આદ્યાચાર્યે રચી. તેમાંથી કેટલીએક ટીકા હરિભદ્રસૂરિ મહારાજે રચી. તથા બીજા આચાર્યની રચેલી પણ પોતે પ્રમાણ કરતા હતા, તે હરિભદ્રસૂરિ મહારાજને શાસનદેવતાએ ૧૪૪૪ ગ્રંથ કરવાને કહ્યા. હવે વિચારો જે પાંચ અંગમાં વિરૂદ્ધ હોત તો હરિભદ્રસૂરિ મહારાજની શ્રદ્ધા પણ વિરૂદ્ધ ઠરે. તો શાસનદેવતા કેમ કહે ? પણ શાસનદેવે શુદ્ધ પુરૂષ

જાણી, હરિભદ્રસૂરિ મહારાજનું માન્ય કરેલું સાચું જાણ્યું તો ૧૪૪૪ ગ્રંથ કરવાને કહ્યું. તો એ પાંચે અંગ શાસનદેવતાએ યોગ્ય જાણ્યાં. માટે એમાં કંઈ પણ વિષમવાદ ગણવો નહિ, ને ગણે તે ભગવાનની આજ્ઞાનો લોપનાર ઠરે. વળી અભયદેવસૂરિ મહારાજે ટીકાઓ કરી તો તેમને પણ શાસનદેવતાએ આવીને ટીકા કરવાનું કહ્યું છે. એવી રીતે ઘણા પ્રકારની એ પાંચે અંગને છાપ છે. વળી બીજી રીતે વિચારો કે સૂત્ર તો સૂચકમાત્ર છે ને સર્વે ખુલાસા તો પાંચે અંગથી થાય છે. જે લોક નથી માનતા તે પણ ખાનગી તો ટીકાઓ વિગેરે જુએ છે ત્યારેજ અર્થ મલે છે. માટે પાંચ અંગ પ્રમાણ કરવાથી યથાર્થ બોધ થાય છે.

૬૨ **પ્રશ્ન**:—ઓગણસાઠમા પ્રશ્નમાં કહ્યું જે 'દશ પૂર્વધરનાં વચન પ્રમાણ કરવાં' એમ શાસ્ત્રમાં કહ્યું છે, ને દેવર્ધિગણી ક્ષમાશ્રમણ મહારાજને તો દશ પૂર્વ નથી ત્યારે તે શી રીતે પ્રમાણ કરવું ?

**ઉત્તર**:—દેવર્ધિગણી ક્ષમાશ્રમણજીએ કંઇ નવી રચના કરી નથી, ગણધર મહારાજની પાટ પરંપરામાં જે પુરૂષ ચાલ્યા આવ્યા તેમની પાસે પોતે ધારણ કરી હતી તે મુજબ લખ્યાં, એટલે એમા કંઇ પૂર્વ ઓછાની શંકા કરવાનું કારણ નથી.

૬૩ **પ્રશ્ન**:—બાહ્ય અથવા આભ્યંતર તપશ્ચર્યા કરવાથી નિર્જરા થાય કે પુણ્ય બંધાય ?

**ઉત્તર**:—જે પુરુષ સ્વસત્તા પરસત્તાનું જ્ઞાન પામ્યા છે તે પુરુષ શરીરને જડ કરી જાણે છે. વળી જાણે છે જે, જે કર્મ ઉદીરણા કરીને પણ ઉદય થાય છે ને સમભાવથી ભોગવતાં નવાં કર્મ બંધાતાં નથી. પૂર્વનાં બાંધેલાં છે તે પણ એક કર્મની સાથે બીજાં શિથીલ કર્મ રહ્યાં છે, ત્યારે સમભાવ આવવાથી શિથીલ કર્મ તો પ્રદેશથી ભોગવઇ જાય છે, માટે તે પ્રદેશઉદયના કર્મની નિર્જરા થાય છે. બીજાં કર્મ જે નિકાચિત્ત હોય તો તે પણ શિથીલ થાય. માત્ર એક ઉત્કૃષ્ટ સ્થાનવર્ત્તિ નિકાચિત્ત કર્મ છે તે ભોગવ્યા વિના છુટતાં નથી ને મધ્યમ સ્થાનવર્ત્તિ તો જ્ઞાન સહિત તપથી નાશ થાય છે. એ અધિકાર વિશેષાવશ્યકમાં છે. તપ કરતાં અશાતા પણ થાય તો તેની પણ નિર્જરા થાય છે. વળી શુભયોગ રહ્યા છે. તેથી પુણ્ય પણ બંધાય, પરંતુ પુદ્ગલિક સુખની ઇચ્છા નથી તેથી તે પુણ્ય પણ મુક્તિને સહાય્યકારી થાય, પણ મુક્તિને રોકનાર નથી. માંટે તપશ્ચર્યા કરવાથી મુખ્યતાએ નિર્જરા થાય છે. તેથી નિર્જરાના બાર ભેદ તપશ્ચર્યાજ કહી છે. વળી તીર્થંકર મહારાજ તથા બીજા મુનિ મહારાજો પણ ઘણી તપશ્ચર્યા કરી કર્મ ખપાવી તદ્દભવે મુક્તિ ગયા છે. વાસ્તે જો તપશ્ચર્યાથી પુણ્યબંધ થઇ રોકત તો એ પુરુષોને પણ રોકત તે રોક્યા નથી, તેથી પણ સમજાય છે કે નિર્જરાજ મુખ્યપણે થાય છે.

૬૪ પ્રશ્નઃ—આત્મતત્ત્વનું જ્ઞાન ન હોય તેને તપશ્ચર્યા કરતાં શું લાભ થાય ? તથા ચારિત્રથી શું લાભ ?

ઉત્તરઃ—આત્મજ્ઞાન નથી હોતું પણ આત્મજ્ઞાની પુરુષની નિશ્રાએ રહી વર્તે છે, તે પુરુષ પણ કર્મ ખપાવી શકે છે. જેમકે માસતુસ મુનિને એક પદ પણ મોઢે ચઢતું નહોતું, પણ ગુરુની આજ્ઞામાં રહી એક પદનો અભ્યાસ જારી રાખ્યો તો કેવલજ્ઞાન પામ્યા. કારણ જે ગુરુ મહારાજ નિશ્ચય વ્યવહાર, ઉત્સર્ગ અપવાદ, દ્રવ્ય ભાવ એ સર્વેના જાણ છે માટે શિષ્યને થોડો બોધ હોય તો પણ મુખ્ય બાબત ગુરુ સમજાવી દે. એટલે તેના આત્માનું કામ સહજ થઈ જાય છે. બીજા માણસ સાથે વાદવિવાદ કરી ન શકે, પણ પોતાના આત્માનું કામ કરી શકે છે. માટે એવા પુરુષનો તપ સંયમ સફલ છે. ગીતાર્થ અને ગીતાર્થની નિશ્રાએ બે પ્રકારનો માર્ગજ કહ્યો છે.

૬૫ પ્રશ્નઃ—ગીતાર્થની નિશ્રા નથી, ને સ્વચ્છંદપણે કરે તેને કંઇ લાભ થાય કે નહિ ?

ઉત્તરઃ—ભગવતીજીની છાપેલી પ્રતમાં પાના ૬૯૮ મે ચૌભંગી છે. તેમાં કહ્યું છે જે, જે શ્રુતે કરી રહિત અજ્ઞાની બાલતપસ્વી ગીતાર્થ અનિશ્રિત દેશ આરાધક કહ્યો છે. વલી જ્ઞાતાજીમાં છાપેલી પ્રતમાં પાના ૩૪૬ મે મેઘકુમારનો અધિકાર છે. મેઘકુમારે પાછલા હાથીના ભવમાં સસલાની દયા કરી તેથી તે ઠેકાણે કહ્યું છે જે સંસારનો છેડો આણ્યો. વિપાકસૂત્રમાં સુખવિપાકમાં પાના ૨૬૨ થી બાહુ તથા સુબાહુ કુમારનો પાછલા ભવનો અધિકાર છે. તેમણે મુનિને પ્રતિલાભ્યા તે વખત કંઈ સમકિત હતું નહિ. તેમ છતાં ત્યાં કહ્યું છે કે સંસાર પરિત્ત કર્યો એટલે છેડો આણ્યો. માટે ગીતાર્થની અનિશ્રાયે મોક્ષની કામનાએ ધર્મકરણી કરે છે તે પણ સફલ થાય છે. પરંપરાએ લાભ મલે છે, પણ પોતાના અહંકારને લીધે ગીતાર્થની નિશ્રા છોડે છે ને મનમાં ઉન્માદ કરે છે જે ગુરુ શું કરવાના છે ? ગુરુ જે કરવાનું કહેશે તે તો કરું છું એવા અભિપ્રાયથી કરનારને તો લાભ થાય એમ સંભવતું નથી. ગુરુની જોગવઇ નથી મલતી તો પણ ચિત્તની ભાવના વર્તે છે કે, ક્યારે મને ગુરુનો યોગ મલશે ? વલી મલેથી તેમની આજ્ઞા પ્રમાણે વર્ત્તીશ. એવા જીવને લાભ થાય છે. તે શિવાયના અહંકારી પ્રમુખને લાભ તો ન થાય પણ નુકશાન થાય.

૬૬ પ્રશ્નઃ—આલોક પરલોકની વાંછા રહી છે ને તપ પ્રમુખ કરે તેને લાભ શી રીતે થાય ? વલી ઉપદેશમાલામાં ગાથા ૩૨૫ મીમાં કહ્યું છે જે અજ્ઞાની તપ કરે તે નિષ્ફલ થાય. વાસ્તે કેમ ?

ઉત્તરઃ—મુખ્ય વૃત્તિએ તો આલોક પરલોકની વાંછાએ તપશ્ચર્યા વિગેરે

કરવાથી સંસાર વધારે, પણ પ્રથમ તો આ લોકની વાંછાએ કરે પણ સંગત ઉત્તમ પુરૂષની હોય તો તેથી કોઇને લાભ પણ થાય છે. જેમ કે સંપ્રતિ રાજાના જીવે પાછલે ભવે આજીવિકાને સારૂ સંયમ લીધું હતું તો પણ તે કાલ કરીને રાજા થયો. ત્યાં પણ આર્યસુહસ્તિસૂરિ મહારાજને જોઇને જાતિ સ્મરણ જ્ઞાન થયું ને સમકિત પામ્યા. એ આદિ ઘણા ગુણ થયા. એ અધિકાર પરિશિષ્ટ પર્વમાં પાને ૨૭૭ મે છાપેલી ચોપડીમાં છે. માટે એકાંત એ પણ નિયમ નથી પણ પોતાને તો જેમ બને તેમ આ લોકની વાંછા, પરલોકની વાંછા ઘટે એજ ઉદ્યમ કરવો. પણ કેટલાએક જીવ લાલચે કરતા હોય તેનો તપશ્ચર્યાદિકનો ઉદ્યમ છોડાવવો નહિ. તેને ઉપદેશ દઈ આલોક પરલોકની વાંછા છોડાવવી. જેમ કે ઉપાશરે પતાસાં શ્રીફલની પ્રભાવના થાય છે. હવે તે લેવા આવ્યો પણ વહેંચવાની વાર છે ને ધર્મ શ્રવણ કર્યો, તે સારો લાગ્યો ને રૂચિ થઇ. તો પછી આત્માનું હિત પણ થાય. વાસ્તે ધર્મકરણી કરતાં કોઇને ઉવેખવા નહિ, ને બની શકે તો જે પરભવની વાંછના છે તે છોડાવવી એ સારૂં. હરિભદ્રસૂરિ મહારાજ અષ્ટકજીમાં ૮ મા અષ્ટકમાં મ્હારા પાસે પ્રત છે તેને પાને ૪૧ મે લાવ્યા છે જે આલોક પરલોકની વાંછનાએ તપ કરે છે, પણ અરિહંતના ભક્તિ ફલથી મને મલશે એવી ભાવના છે. તેમાં અરિહંત ઉપર રાગ છે, તે પરંપરાએ જોડનાર છે. એવી રીતે લાવ્યા છે. વલી પંચાશકજીમાં પણ એજ રીતે પાને ૧૯૪ મે તપનો અધિકાર છે તેમા પણ એ વાત પરંપરાએ લાભકારી દર્શાવી છે. વલી નંદીજીની ટીકામાં છાપેલી પ્રતમાં પાને ૨૪૧ મે સઉથી થોડા ગૃહસ્થલિંગે સિદ્ધ, તથા અન્યલિંગે અસંખ્યાતગુણા સિદ્ધ થાય. તેથી જૈનના સાધુલિંગે તે અસંખ્યાત ગુણા સિદ્ધ થાય. વલી સિદ્ધપંચાશિકામાં એક સમયે ગૃહસ્થલિંગે ચાર સિદ્ધિ વરવાના કહ્યા છે. ને અન્ય તાપસ લિંગ દશ સિદ્ધિ વરવાના કહ્યા છે. હવે વિચારો જે ગૃહસ્થલિંગમાં શ્રાવક સમ્યક્દૃષ્ટિ સર્વ આવ્યા તે છતાં ચાર ચાર સિદ્ધિ વરે, ને તાપસાદિકને કંઇ સમકિત મૂલથી નથી તે છતાં દશ વરે તેનું કારણ એટલુંજ છે જે સમ્યક્દૃષ્ટિ શ્રાવકે આત્માનું સ્વરૂપ તથા પર સ્વરૂપ જાણ્યું છે તથા સંસાર અસ્થિર જાણ્યો છે પણ પૂર્વકર્મના યોગે સંસારમાંથી નીકલી શકતો નથી. તેથી વધારે વિશુદ્ધ થતો નથી તેથી થોડા સિદ્ધિને પામે છે. તાપસ પ્રમુખે અજ્ઞાનપણે પણ વૈરાગ્ય આવ્યાથી સંસાર છોડયો છે, પણ યથાર્થ બોધ થયો નથી તેથી અન્યદર્શનમાં પડી રહ્યા છે, પણ ભવિતવ્યતાને બલે સહજે ખોટા દર્શનનો માર્ગ જોવાથી તે ખોટો માલમ પડયો. ને જે વસ્તુ સર્વજ્ઞે જેમ બતાવી છે તેવી મનમાં સાચી લાગી તેથી ખોટી વસ્તુ ઉપરથી ચિત્ત ખશી ગયું. સાચા પદાર્થ જે નવતત્ત્વ તે જેમ છે તેમ ઉપયોગમાં આવ્યા. દેવનું સ્વરૂપ ઉપયોગમાં આવ્યું

તે પ્રમાણે ધ્યાનાદિકમાં કુશળ થયા. દ્રવ્યથી સંસાર ખોટો જાણી છોડયો હતો તે હવે ભાવથી ખોટો સમજાયો. પોતાના આત્મિક સહજ ભાવમાં રહેવું તેજ પ્રિય થયું. એવી રીતે ધ્યાન કરવું સુગમ પડયું તેથી ગૃહસ્થ કરતાં અન્યલિંગે સિદ્ધ વધારે થાય. તાપસોએ અજ્ઞાનપણે જો સંસાર છોડયો ન હોય તો ગૃહસ્થની પેઠે તેને પણ મુશ્કેલ પડત. એ ઉપરથી વિચારવાનું છે જે અન્યલિંગે પણ ત્યાગથી ગુણ થાય છે, તો જૈનની તપશ્ચર્યાનો અભ્યાસ છે તે અનુક્રમે કેમ ગુણને ન જોડે? માટે ધર્મનો અભિલાષ છે, તે ગુણદાયક છે; પણ કેટલાએક એવી ક્રિયા કરી અહંકાર કરે જે આપણે તો બરાબરજ કરીએ છીએ, બહુ ભણીને શું કામ છે? આપણે થોડા જ્ઞાનથી બસ છે. વળી કોઈ સમજાવે છે જે જ્ઞાનાભ્યાસનો ઉદ્યમ કરવા કહે છે છતાં પણ જ્ઞાનાભ્યાસ કરતા નથી. પ્રભુની આજ્ઞા આરાધવાની બુદ્ધિ નથી. જે જે વસ્તુનો બોધ નથી તે મેળવવાની ઇચ્છા નથી કેવલ લોકરંજનને અર્થેજ કરે છે તેને તો ઉપદેશમાલામાં કહ્યું છે, તેમજ તપ નિષ્ફલ થાય. આ લોકની વાંછાવાલા પ્રાયે દેવલોકાદિક મલ્યાથી દેવતાના સુખનો અભિલાષ છે તેમાં લુબ્ધ થઈ જાય એટલે ધર્મ કરવો દુર્લભ પડે. વાસ્તે જેમ બને તેમ વાંછા તો ઘટાડવી પણ ત્યાગભાવથી વિમુખ કરવા નહિ. નિકટ સાધન તો પ્રભુ આજ્ઞાએ વર્ત્તવું તે જ્ઞાન સહિત કરવું. કદાપિ નથી બનતું તો જ્ઞાન સહિત, આજ્ઞા સહિત કરવાનો અભિલાષ રાખવો. એજ ઉત્તમ પુરૂષનું કામ છે. જૈનની જે જે ક્રિયા છે તેનો અભ્યાસ કરવાથી શુદ્ધ થાય છે તે સારૂ પંચાશકમાં પાને ૮ મે સામાયિક વિષે તેના અતિચારમાં પણ એમજ કહ્યું છે જે મન અસ્થિર છે. તે અભ્યાસ કરવાથી સ્થિર થાય છે. માટે રુડો અભ્યાસ કરવો, ને આજ્ઞા આરાધવા લક્ષ રાખવો. જે જે પ્રભુ આજ્ઞાથી બહાર થાય છે, તે સારૂ ભાવના રાખવી, જે પ્રભુની આજ્ઞા પ્રમાણે ક્યારે કરીશ? એવા ભાવવાલાને સુધારો થવો નિકટ છે.

૬૭ પ્રશ્ન:—યાત્રા કરવા તીર્થોએ જવું તેમાં શું લાભ છે? પ્રભુ તો રહેતા હોય ત્યાં પણ હોય અને જ્યાં જઇએ ત્યાં તો શું વિશેષ?

ઉત્તર:—યાત્રા જવાનો લાભ સમકિત નિર્મલ થાય એ છે એમ આવશ્યકનિર્યુક્તિમાં શ્રીભદ્રબાહુસ્વામી ચૌદ પૂર્વધરે કહ્યું છે. તે પ્રત હાજર નથી તેથી પાનું લખ્યું નથી. વળી ઉપદેશમાલામાં ધર્મદાસગણિ મહારાજે ગાથા ૩૩૬ માં કહ્યું છે જે શ્રાવક ભગવાનના પાંચે કલ્યાણકે યાત્રા કરવા જાય. હવે જવાથી ફાયદો થાય તે સમજો કે ઘર આગલ વેપારની, સંસારની, કુટુંબની અનેક પીડા ઉપાધિ હોય તેના વિકલ્પથી ધર્મસાધન બરાબર થાય નહિ. ને તે વિકલ્પો ઘરમાંથી બહાર નિકલ્યા કે ટલી જાય છે? સોબતમાં ધર્મિભાઇઓ હોય તો તેની સોબતે પણ પોતાની બુદ્ધિ શુદ્ધ થાય તથા શાસ્ત્રનું જ્ઞાન

થાય. વલી રસ્તામાં ગામો આવે ત્યાં પણ કેટલાએક ઉત્તમ મુનિ મહારાજ તથા શ્રાવકનો યોગ મલે. તેમની પાસેથી નવું જ્ઞાન મલે, વલી તીર્થે જઇએ ત્યાં પણ એવા ઉત્તમ પુરુષનો યોગ બને. તેમની પાસે રહેવાથી જ્ઞાનનો બોધ થાય તથા વૈરાગ્ય થાય એ લાભ થાય. ઇહાં કોઇ કહેશે જે એવા પુરુષ પાસે જઇએ ? તે વિષે જાણવું જે ત્યાં તો એક જ ગુણી પુરુષ મલે ને તીર્થે તો ઘણા ગુણી પુરુષો મલે. વાસ્તે વધારે લાભ થાય. તથા તીર્થે તીર્થંકર મહારાજો તથા ગણધર મહારાજો તથા મુનિ મહારાજો જ્યાં જ્યાં નિર્વાણ પદ પામ્યા છે, તે જગ્યા જોઇએ કે તે પુરુષો યાદ આવે, ને તેમના ગુણનું વર્ણન થાય; તેથી બુદ્ધિ શુદ્ધ થાય. વલી તે પુરુષો જેવી રીતે ગુણ પામ્યા તે રસ્તો પકડવાની બુદ્ધિ થાય, ને સંસારથી ઉદાસીનતા થાય. ને આત્મતત્વ ખોલવાની બુદ્ધિ થાય. પરભાવરમણ દૂર થાય. પોતાના આત્માનો ગુણ પ્રગટ કરવાનો ઉદ્યમ થાય. જેવી જેવી વિશુદ્ધિ થાય તેવો તેવો ઉદ્યમ કરે, અતિશય વિશુદ્ધિવાલા ડુંગરમાં ગુફાઓ છે ત્યાં એકાંતે બેસી પોતાના આત્માની અને જડની વહેંચણ કરે. ભેદજ્ઞાન કરે. ધર્મધ્યાન શુક્લધ્યાનાદિક ધ્યાય, ને મ્હોટો લાભ ઉપાર્જે. બીજું પણ બુદ્ધિ શુદ્ધ થવાનું કારણ છે જે ઉત્તમ પુરૂષના શરીરમાં જે પુદ્ગલ મલ્યા છે તે ઘણા ઉત્તમ મલ્યા છે. જેમકે ક્ષપકશ્રેણિ માંડવી હોય તો વજ્રઋષભનારાચ-સંઘયણ જોઇએ. એ સંઘયણ વિના ઉત્તમ ધ્યાન કરી શકે નહિ. ત્યારે પુદ્ગલની પણ સહાય્ય જોઇએ છે. તથા ઉત્તમ પુરૂષ જેની મુક્તિ થવાની છે, એવા પુરૂષના શરીરમાં જે જ્ઞાન ધ્યાનમાં વૃદ્ધિ થાય, એવાં પુદ્ગલ મલ્યાં છે તે પુરૂષ તીર્થસ્થાનમાં નિર્વાણ પામ્યા છે તેથી ત્યાં તે પુદ્ગલ વિખર્યાં છે તેથી ત્યાં સારા પુદ્ગલનો ભાગ ઘણો છે. ત્યાર પછી વલી ઘણો કાલ થઇ ગયો છે, તો પણ બધા પુદ્ગલ કંઈ જતા રહેતા નથી. તેથી તીર્થસ્થાન ઉપર ભાગ્યશાલી જીવને સાર પુદ્ગલનો સ્પર્શ થાય છે, તો તેની બુદ્ધિ શુદ્ધ થાય છે તેમાં જે પુરૂષને વધારે સારા પુદ્ગલની સ્પર્શના થાય છે, તે પુરૂષને વધારે બુદ્ધિ શુદ્ધ થાય છે. કોઇકિ ભાગ્યહીનને સારાની સ્પર્શના જ નથી થતી, ને નબલા સ્પર્શે છે તો તેના કર્મની ગતિ છે પણ મુખ્યપણું સારા પુદ્ગલનું છે. તેથી અનુક્રમે વધારે લાભ થવાનું કારણ જ યાત્રા છે. પોતાના ગામમાં જિનબિંબ હોય પણ આ કારણો બધાં નહિ મલે, માટે શાસ્ત્રકારે યાત્રા જવાનો લાભ દર્શાવ્યો છે. માટે યાત્રા જઇ આવાં સાધનો કરવાં તેથી મ્હોટો લાભ થાય.

૬૮ **પ્રશ્નઃ**—સામાયિક, પૌષધ, પડિક્કમણામાં આભૂષણ રાખે કે નહિ ?

**ઉત્તરઃ**—પંચાશકજીમાં સામાયિક વ્રતનો અધિકાર પાને ૧૮ મે છે. ત્યાં આભૂષણ ઉતારવાં કહ્યાં તેમ પૌષધનો અધિકાર પાને ૧૯—૨૦ મે છે ત્યાં પણ આભૂષણ ઉતારવાં કહ્યાં છે. વલી ભગવતીજીમાં છાપેલ પ્રતમાં ૯૭૭ પાના મે

શંખજીનો અધિકાર છે, ત્યાં પણ આભૂષણ ઉતારી પૌષધ લીધો છે. વલી બીજી રીતે પણ સમજવાનું છે કે, સામાયિક સંયુક્ત જે પૌષધ કરે છે, તેમાં આહારનો પૌષધ દેશથી તથા સર્વથી છે. ને શરીરસત્કારાદિક પૌષધ સર્વથા કરવાનો કહ્યો છે. એટલે આભૂષણ કેમ કરીને રાખે ? વલી તત્ત્વાર્થમાં પણ પાને ૨૪૩ મે કહ્યું છે કે આભૂષણ પહેરી સામાયિક પૌષધ કરવો યોગ્ય નથી. બીઓ જે સ્વામીનો શૃંગાર પહેરે છે, જે કોઇ પણ વખત ઉતારતી નથી; તે શિવાયના રાખે નહિ એમ સંભવ થાય છે.

૬૯ પ્રશ્ન:—કોઈક મુનિ સંયમથી ચૂકયા છે તે પ્રવૃત્તિ કરી શકતા નથી, પણ શુદ્ધ પ્રરુપણા કરે છે; તો તેમની પાસે ધર્મ સાંભલવો કે નહિ ?

ઉત્તર:—શુદ્ધ પ્રરૂપક ગુણ ઉપદેશમાલામાં બહુ વખાણ્યો છે. એવા પુરૂષને શાસ્ત્રમાં સંવેગપક્ષી કહ્યા છે. શુદ્ધ પ્રરુપકપણું આવવું દુર્લભ છે. ને જેને તે ગુણ હોય તો તેમની પાસે સાંભલવું. તેનો વિનય પણ કરવો. કેટલાએક કહે છે જે જેવા તેવા પાસે જઇએ પણ તેને વંદના કરીએ નહિ. એ કહેવું યોગ્ય નથી. કારણ જે જેની પાસે સાભલવું છે ને જ્ઞાન લેવું છે, તો અવશ્ય તેને વદન કરવું જોઇએ. ને વંદન કરવા યોગ્ય નહિ તો સાંભલવું પણ યોગ્ય નથી. પણ સંવેગપક્ષીની મુખ્ય પરીક્ષા એટલી જ છે કે બીજા ત્યાગી પુરુષ છે, રુડી રીતે સંયમ પાલે છે તે પુરુષની નિંદા નહિ કરે, ને ઉલટા તેમનું બહુમાન કરશે. તેમની સેવા ભક્તિ કરશે. તેમની સેવા ભક્તિની પ્રેરણા કરશે, કારણ જે પોતાથી સંયમ પલતું નથી, પણ પોતાનામાં સમકિત ગુણ રહ્યો છે, તેથી તે પોતાના દૂષણની નિંદા કરશે. ને પોતાથી અધિક સંયમ પાલે છે તેનું અવશ્ય બહુમાન કરશે. એ એવા ગુણવંતનો સ્વાભાવિક ધર્મ છે. ને એવા પુરુષ છે તે શ્રાવકને સેવવા યોગ્ય છે. હાલ કાલમાં બકુશકુશિલ સંયમ પણ છે માટે અલ્પ દૂષણ જોઈ મુનિપણું નિષેધવાથી મ્હોટું દૂષણ પ્રાપ્ત થાય. માટે શુદ્ધ પ્રરુપક ઉપર બહુ લક્ષ રાખવો. ગુણીની નિંદા થાય તો ફરી ગુણીનો યોગ મલવો દુર્લભ થાય. નિર્ગુણીની સાથે રાગ થાય તો ગુણી ઉપર દ્વેષ થાય, તો ફરી ધર્મ મલવો દુર્લભ થાય. વાસ્તે પોતાના આત્માની સંભાલ રાખી શુદ્ધ પ્રરુપકજ છે તો તે જરુર સેવવા યોગ્ય છે.

૭૦ પ્રશ્ન:—સાધુજી મહારાજ પાસે દીક્ષા લેવા આવે તો તેના માતા પિતાની આજ્ઞા લઈ દીક્ષા આપે કે કેમ ?

ઉત્તર:—માતા પિતાની આજ્ઞાથી દીક્ષા લેવાની મર્યાદા છે, પણ તે મર્યાદા અષ્ટકજીમાં હરિભદ્રસૂરિ મહારાજે દર્શાવી છે. તેનો સાર નીચે મુજબ છે:—

દીક્ષા લેનાર પોતાના માતા પિતાને સમજાવી આજ્ઞા માગે, ને માતા પિતા

આજ્ઞા આપે તો તે ઉત્તમ છે; પણ માતાદિક આજ્ઞા ન આપે તો પોતે સાધુનો વેષ પહેરી ઘરમાં રહે ને આજ્ઞા માગે તેમ કેટલાએક દિવસ ઘરમાં રહે. તો પણ આજ્ઞા ન આપે ત્યાર પછી ઘરમાંથી ચાલી નીકલે. ગુરૂ પાસે જઇ સંયમ લે. એ વિષે ત્યાં એવો પણ તર્ક કર્યો છે જે એવી રીતે ચાલ્યો જાય ત્યારે પાછલ માતા પિતા દુઃખી થાય તેનો દોષ દીક્ષા લેનારને લાગે. એ તર્કનો જવાબ એવો આપ્યો છે જે કોઇના માતા પિતા રોગી છે ને સાથે પુત્ર પણ છે ને કંઈ ગામ જતા હોય એવામાં ઘણી માંદગી થઇ જવાથી પુત્ર ઔષધ લેવા જાય ને કદાપિ માતા પિતાદિકમાંથી કોઈનું મરણ થાય તો તેનો દોષ પુત્રને લાગતો નથી. તેમ માતા પિતાને સમજાવ્યા છતાં આજ્ઞા આપતા નથી, તો તે દીક્ષા લેનારને દોષ નથી. પુત્ર જેમ ઔષધ લેવા ગયો ને પિતા મરણ પામ્યા તો દોષ નથી. તેમ એ પુત્ર જાણે છે કે દીક્ષા લઇ જ્ઞાન ભણીને આવીને માતા પિતાને સમજાવીશ. એવી ભાવનાથી જાય છે તેને દોષ નથી. એવી રીતનો અધિકાર અષ્ટકજીમાં પાને ૯૨ મેં પચીસમા અષ્ટકજીમાં છે. તથા પંચવસ્તુમાં પણ દીક્ષાનો અધિકાર ઘણો ચાલ્યો છે ત્યાં ઘણા તર્ક કર્યા છે, ત્યાં પણ એમ જ કહેલું છે. એક પ્રશ્ન એવું છે જે માતા પિતા વૃદ્ધ છે ને પુત્ર દીક્ષા લે તો એના દયાના પ્રણામ શી રીતે રહ્યા ? તે વિષે ત્યાં જવાબ આપ્યો છે કે દીક્ષા લેનારને જગત્‌માં જેટલા જીવ છે તે બધા સાથે અનંતોકાલ ગયો. તેથી માતા પિતાનો સંબંધ બન્યો છે. ત્યારે એક માતા પિતાની દયા પાલે કે ભવોભવના માત પિતાની દયા પાલે ? એના ચિત્તમાં તો ચૌદરાજલોકના જીવની દયા છે. તેમાં માતા પિતાની પણ દયા કરવા તૈયાર છે, પણ એના કહ્યા પ્રમાણે માતા પિતા કરતા નથી એટલે દયા શી રીતે પાલે ? બાકી એના ભાવ તો દયાનાજ છે. એ રીતે કેટલાએક પ્રશ્નો ચાલ્યા છે તે પહેલા ભાગમાંજ પંચવસ્તુમાં છે. હાલ પ્રત હાજર નથી તેથી પાનું લખ્યું નથી. આ અધિકાર જોતાં ગુરૂને માતા પિતા વિગેરે દીક્ષા લેનારને રજા આપે ત્યારે જ દીક્ષા આપે એમ સંભવતું નથી. પણ દીક્ષા લેનારની પરીક્ષા તો કરે. તે સારૂ પંચાશકજીમાં પાને ૩૩ મે દીક્ષા લેનાર સમવસરણની રચના કરે. ત્યાં પહેલી જગ્યા શુદ્ધ કરવા કાજો લે. પછી ગંધોદકથી છંટકાવ કરે. પછી સમવસરણમા પ્રભુ પધરાવે. તથા પર્ષદાની પણ સમવસરણમાં રચના કરે. પછી દીક્ષા લેનારની આંખે પાટો બાંધી હાથમાં ફુલ આપે તે ત્રણ વખતે સમવસરણમાં નાખે. તેમાંથી એક ફેરો પણ પડે તો દીક્ષા આપે, ને ત્રણ્યે વખત બહાર પડે તો દીક્ષા ન આપે. એ અધિકાર પંચાશકજીમાં પાને ૩૪ મે છે. તથા પાને ૧૧૭ મે બીજો અધિકાર છે. તેમાં દીક્ષા લેનાર શ્રાવકની પડિમા વહન કરે. કારણ કે પડિમા વહન કરી હોય તેને દીક્ષા પાલવી કંઇ મુશ્કેલ પડે નહિ. વલી તેમાં કાલ વિલંબ

થાય તે સારૂ ગુરૂની નજરમાં આવે તો છ મહિના સાથે ફેરવે. પછી યોગ્ય લાગે તો દીક્ષા આપે. વલી જીવ વિશેષ યોગ્ય હોય તો તુરત શિષ્યને દીક્ષા આપે એવી પણ રીત છે. વાસ્તે દીક્ષા આપવાનું કામ ગુરૂની આધીનતામાં છે. ગુરૂ મહારાજ જેમ યોગ્ય લાગે એમ કરી લે. પણ શ્રાવક વગર વિચારથી દીક્ષા આપનારની નિંદા કરે તો તે તેથી મહા દૂષણ ઉપાર્જન કરે. ગુરૂની નિંદાનું મહા દૂષણ છે. ગુરૂની ભક્તિ કરતાં સહજ ગુરૂના શરીરને મલીનતા લાગવાથી અંગ રહિત જીવ થયા છે. એ અધિકાર વાસુપૂજ્યસ્વામીના ચરિત્રમાં છે, માટે જેમ બને તેમ ગુરૂ મહારાજનો અવર્ણવાદ બોલવો નહિ. ગુરૂ લાભાલાભ જોઈ કામ કરી લે, તે આપણા સમજવામાં આવે નહિ.

૭૧ **પ્રશ્ન:**—શ્રાવક પ્રતિક્રમણ કરે છે, તે દરેક વસ્તુના હેતુ શું છે?

**ઉત્તર:**—પ્રતિક્રમણ હેતુગર્ભિત ગ્રંથ જયચંદ્રસૂરિજી કૃત છે, તેના આધારે તથા ક્ષમાકલ્યાણ મુનિએ હેતુ દર્શાવ્યા છે તેને આધારે લખું છું.

ગુરૂ મહારાજ હોય તો ગુરૂ સમીપે પ્રતિક્રમણ કરવું, ને તે ન હોય તો સ્થાપનાચાર્ય પાસે કરવું. તે સ્થાપના દશ પ્રકારે કહી છે તેમાંથી જેનો યોગ બને તે સ્થાપવી. તે સ્થાપનાને પ્રથમ નવકાર મંત્ર ભણવો. કારણ જે નવકાર છે તે માંગલિક છે. સર્વ મંગલમાં મુખ્ય મંગલ કહ્યું છે. વાસ્તે નવકાર મંત્ર ભણવો. પછી પંચિંદિય ભણવી. તેનું કારણ જે પંચિંદિયમાં આચાર્ય મહારાજના ગુણનું વર્ણન છે તેવા આચાર્યને સ્થાપ્યા છે, એ હેતુએ ભણવી. પછી ઇરિયાવહિ પડિક્કમવી તેનું કારણ જે હરેક ધર્મકરણી શુદ્ધ થઇને કરવી. તે ઇરિયાવહિમાં પાપનું આલોવવું થાય તેથી શુદ્ધ થાય. વલી જે પાપ આલોવતાં ન શુદ્ધ થાય તે કાઉસ્સગ્ગે શુદ્ધ થાય તે સારૂ કાઉસ્સગ્ગ કરવો છે, પણ તે કાઉસ્સગ્ગના આગાર રાખવા જોઇયે. તે સારૂ તસ્સઉત્તરી અન્નત્થ ઉસસીએણં ભણવું. પછી એક લોગસનો કાઉસ્સગ્ગ કરવો. તેનું કારણ જે એક લોગસ્સમાં ચંદેસુનિમ્મલયરા સુધી પચ્ચીસ શ્વાસોશ્વાસ થાય છે તે ગણી શકાય નહિ. તેથી લોગસ્સ ગણવાથી પ્રભુનું ધ્યાન થાય ને કાલ પણ પૂરો થાય. કાઉસ્સગ પારી પૂરો લોગસ્સ કહેવો. તેનું કારણ જે સામાયિક લેવું તેમાં પહેલી દેવની વંદના કરવી જોઇએ, તે લોગસ્સમાં થઈ જાય. પછી મુહપત્તિ પડિલેહવાનો આદેશ ગુરૂ પાસે માગે. પછી મુહપત્તિ પડિલેહે. તેનું કારણ જે ગુરૂને વંદન કરતાં પાંચે અંગ એકઠાં થાય, તેમાં કોઇ જીવ હોય તેની વિરાધના થાય માટે મુહપત્તિ પડિલેહવાથી તે જીવ હોય તો દૂર થાય. તે સારૂ મુહપત્તિ પડિલેહે. પછી સામાયિક સંદિસાહુ? એટલે સામાયિકનો આદેશ આપો. પછી ગુરૂ આદેશ આપે. પછી બીજી વખત ગુરૂ મહારાજને કહે જે સામાયિક ઠાઉં?

ગુરૂ આદેશ આપે. પછી મંગલ અર્થે નવકાર ભણીને ઇચ્છકારી ભગવાન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી. પછી ગુરૂ ઉચ્ચરાવે. ગુરૂ પાસે વ્રતનો ઉચ્ચાર કરવો તેથી ગુરૂનો વિનય થાય છે. પછી ગુરૂ ન હોય તો શ્રાવકમાં વડેરા હોય તે કરેમિભંતેનો પાઠ ઉચ્ચરાવે. હવે સામાયિક લેવાની તથા પ્રતિક્રમણ કરવાની રીત ઉભાં ઉભાં છે. બેઠા બેઠા પ્રતિક્રમણ કરવાનું પ્રાયશ્ચિત્ત એક આંબીલનું શ્રાદ્ધજિતકલ્પમાં કહ્યું છે. વાસ્તે છતી શક્તિવાલાને બેઠાં બેઠાં કરવું એ યોગ્ય નથી. સવારનું પણ પ્રતિક્રમણ કરવાની રીત ઉભા ઉભા છે. પડિક્કમણા હેતુગર્ભિત જોશો તો જણાશે. સામાયિક લીધા પછી ખમાસમણ દેઈ બેસણે સંદિસાહુ ? એટલે બેસું ? ત્યારે ગુરુ આદેશ આપે છે. પાછો ફરી ખમાસમણ દેઇ, બેસણે ઠાઉં ? કહે છે એટલે બેસું છું. એથી પણ જણાય છે કે બેઠાં બેઠાં સામાયિક લેવાની આજ્ઞા હોય ત્યારે આ આદેશ લેવાની જરુર નથી, પણ ઉભો છે તેથી બેસવાની આજ્ઞા માગે છે. હવે બેસીને સઝાય ધ્યાન કરવું. તે સારુ સઝાય સંદિસાહુ અને સઝાય કરું ? ગુરુ કહે છે જે કર. ત્યારે પાછો વિશેષ વિનય જણાવવા કહે છે જે કરું છું. ત્યારે ગુરુ કહે જે કર. ત્યાર બાદ ત્રણ નવકાર ગણવા. તેનું કારણ એટલું જ છે જે દરેક કામ મંગલિક કરીને કરવું, તે મંગલ કરવાને ત્રણ નવકાર ગણે. પછી સઝાય ધ્યાન કરે. હવે જેને પડિક્કમણું કરવું હોય તો તે પડિક્કમણામાં છઠો પચ્ચખ્ખાણનો આવશ્યક છેલ્લો આવે તે વખતે પચ્ચખ્ખાણનો કાલ હોય નહિ તે સારુ મુહપત્તિનો આદેશ માગી મુહપત્તિ પડિલેહે એટલે શરીરની શુદ્ધિ થાય. એ મુહપત્તિ પલેવતી વખતે ખમાસમણું દેઇ, આદેશ માગી મુહપત્તિ પડિલેહવી. એવી રીતે સેનપ્રશ્નમાં કહ્યું છે. પછી દ્વાદશ વંદન કરે. કેમ કે પચ્ચખ્ખાણ ગુરુ પાસે કરવું છે. ત્યારે તેમનો વિનય કરવો જોઇએ. તે વિનય કરી ગુરુ પાસે પચ્ચખ્ખાણ કરે. પછે ચાર થુઇએ દેવવંદન કરે, કારણ જે હરકોઇ કાર્યમાં પ્રથમ દેવવંદન કરવું જોઇએ. દેવવંદનમાં પહેલી થુઈ અરિહંતની ભક્તિની કહે, બીજી થુઇમાં સર્વ અરિહંતની ભક્તિ થાય છે, ત્રીજી થુઇમાં જ્ઞાનની સ્તુતિ થાય, ચોથી થુઇ સમકિત દ્રષ્ટિ દેવ શાસનનું રખોપું કરે છે તેમને સંભારવા સારુ કહેવી છે. એવી રીતે હેતુ છે. નમુત્થુણં કહી ચાર ખમાસમણ દેઈ ચાર પુરુષને વંદન કરે છે. પહેલાં ભગવાન્ હું એ ભગવંત તથા કોઇ ઠેકાણે ધર્માચાર્ય જેનાથી ધર્મ પામ્યા છે, તેને પણ ભગવાન્ વંદનમાં વંદન કરવું. માટે ભગવાનને વાંદતી વખતે ભગવાન તથા ધર્માચાર્યને ઉપયોગમાં લેવા. આચાર્ય તથા ઉપાધ્યાય સાધુ એ ચારેને વંદન કરવું. પછી ઇચ્છકારી ભગવન્ ! પસાય કરી સમસ્ત શ્રાવકને વાંદું ? શ્રાવકને વાંદવા સારુ પડિક્કમણા હેતુગર્ભિતમાં તથા ધર્મસંગ્રહમાં તથા જ્ઞાનવિમલસૂરિની કરેલી પડિક્કમણાની વિધિની સઝાયમાં પણ છે. તે સઝાયમાળાની

ચોપડીમાં પાને ૨૦૪ મે છે. વલી પ્રવૃત્તિ પણ કેટલેએક ઠેકાણે છે. એ રીતે વંદન કરી રહ્યા પછી દેવસિ પડિક્કમણે ઠાઉં ? એટલે હવે દેવસિ પ્રતિક્રમણ શરૂ કરું છું. દિવસના પાપનું સામાન્યપણે મિચ્છામિદુક્કડં દેવા દેવસિઅદુચ્ચિંતિઅ કહ્યા પછી કરેમિભંતે કહી એટલે પહેલો આવશ્યક શરૂ થયો. તે પહેલો સામાયિક અવશ્યક છે તે વારંવાર કહેવાની મતલબ એટલી છે જે પડિક્કમણું કરવું છે તે સમતા પરિણામે રહીને કરવું છે. વારંવાર કરેમિભંતે કહેવાથી સમતાની વૃદ્ધિ થાય છે. પછી દેવસિ અઇયારો કઓ કહી તસ્સઉત્તરી કહી આઠ ગાથાનો કાઉસગ્ગ કરવો. તેનું કારણ જે આગલ પાપ આલોવવું છે. તે કાઉસ્સગ્ગમાં રહી સંભારી કાઢવું. તે સારુ કાઉસગ્ગ કરવો છે. પછી લોગસ્સ કહેવો. એ બીજો આવશ્યક છે, ચોવીસત્થા નામે એટલે ચોવીશ પ્રભુના ગુણગ્રામ કરવા છે. પછી મુહપત્તિ પડિલેહવી. પછી ગુરુ આગલ પાપ આલોવવું છે તે ગુરુને વંદન કરવું જોઇએ. તે સારુ દ્વાદશાવ્રત વંદન કરવું એ ત્રીજો આવશ્યક. પછી દેવસી આલોવવું કહી, સામાન્ય રીતે આલોવવા રૂપ દેવસિ અઇઆરો કઓ કહેવું. તે પછી ગમણાગમણ અઢાર પાપસ્થાનક આલોવે. પછી વંદિત્તુ કહેવામાં મંગલ અર્થે પહેલો નવકાર ભણવો. સમભાવ વધારવાને કરેમિભંતે કહેવી. સામાન્ય આલોવવા રુપ દેવસિ અઇયારોકઓ કહેવો. પછી વિસ્તારે પાપ આલોવવા વંદિત્તુ કહે, તે ચોથો આવશ્યક. સમતા પ્રણામથી સ્થિરતાએ કહેવું જે જે અતિચાર આવે તેમાં દૂષણ લાગ્યું હોય તો તેની નિંદા કરવી. મહા વૈરાગ્યભાવ લાવીને પાપનું આલોવવું, તે વંદિત્તુ કહી રહ્યા પછી જેમ રાજાને અરજ કરી જાય, ત્યારે સલામ કરી જાય. તેમ ગુરુ આગલ પાપ આલોવ્યું માટે વંદન કરવું જોઇએ તેથી વંદન કરી અબ્ભુઠ્ઠીઓ અભ્યંતર ખમાવવો. તેમાં ગુરૂને ખમાવ્યા પછી જે પાપ આલોવવાથી શુદ્ધ ન થાય તે કાઉસ્સગ્ગથી શુદ્ધ થાય. તે કાઉસ્સગ્ગ કરવો. તે ગુરૂને વાંદીને કરવો જોઇએ. તે સારૂ ગુરૂને વંદન કરવું. પછી સર્વને ખમાવવા. આયરિય ઉવજ્ઝાય કહી સમભાવની વૃદ્ધિ કરવા, કરેમિભંતે કહી, જો મે દેવસી અઇયારો કઓ કહેવો. પાપ નિંદા પછી કાઉસ્સગ્ગના આગારાદિક સારૂ તસ્સઉત્તરી કહીને ચારિત્રાચારની વિશુદ્ધિ સારૂ બે લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, એ પાંચમો આવશ્યક. તે કાઉસ્સગ્ગ પારી પ્રભુ સ્તવના કરવા સારૂ એક લોગસ્સ પ્રગટ કહેવો. સવ્વલોએ કહી સમકિતની શુદ્ધિને અર્થે એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. તથા પુખ્ખરવરદી કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ જ્ઞાનની વિશુદ્ધિ સારૂ કરવો. ઈહાં શંકા થશે જે ચારિત્રની શુદ્ધિનો બે લોગસ્સનો કેમ ? તે સારૂ ત્યાં કહેવું છે જે ચારિત્રાચારમાં વધારે દૂષણ લાગે તેથી બે લોગસ્સનો કાઉસગ્ગ જ્ઞાનીએ કહ્યો છે. પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી, શ્રુતદેવતા આરાધવા એક નવકારનો કાઉસ્સગ્ગ

કરવો. તેનું કારણ જે શ્રુતજ્ઞાનથી સર્વ ધર્મ જણાય છે તથા વર્તાય છે; તો શ્રુતદેવતાની સહાયતાથી શ્રુતધર્મની વૃદ્ધિ થાય. મલ્લવાદિજીને કોઈ ગુરૂનો યોગ નહિ હતો પણ શ્રુતદેવતાનું આરાધન કર્યું તેથી શ્રુતદેવતા પ્રસન્ન થયા તો બોદ્ધની સાથે જય મેલવ્યો. બોદ્ધલોકોને દેશ બહાર કાઢયા. વાસ્તે શ્રુતદેવતાનો કાઉસ્સગ્ગ કરી થોય કહેવી. પછી પાછો ક્ષેત્રદેવતા આરાધવા એક નવકારનો કાઉસગ્ગ કરવો. તેનું કારણ જે જેના ક્ષેત્રમાં રહેવું તે ક્ષેત્રદેવતા પ્રતિકૂલ હોય તો ધર્મ આરાધનમાં વિઘ્ન થાય. વાસ્તે નિર્વિઘ્નપણે ધર્મ આરાધન કરવા સારૂ એક કાઉસગ્ગ તથા થોય કહેવી. એ અધિકાર આવશ્યક સૂત્રમાં કાઉસગ્ગ નિર્યુક્તિમાં કહ્યો છે. વલી ભત્તપચ્ચખ્ખાણ પયન્નામાં કહ્યું છે જે મુનિ સંથારો કરે તે વખતે આખો સંઘ ક્ષેત્રદેવતાનો કાઉસગ્ગ કરે. કારણ જે અનશન કરનાર મુનિને કોઈ દેવતા ઉપસર્ગ કરે નહિ. તેમ જ ઈહાં પણ જ્ઞાન દર્શન ચારિત્રે કરી મોક્ષમાર્ગના સાધક પુરૂષનાં દુરિત હરવાને કહેવું છે. તે આવા મુનિની ભક્તિ છે, વાસ્તે કરવા યોગ્ય છે. પછી મંગલાર્થે નવકાર ભણી મુહપત્તિ પડિલેહવી. ને છઠ્ઠા આવશ્યકમાં પચ્ચખ્ખાણ કરવું છે તે સારૂ ગુરૂને વંદન કરવું. હવે અવસર થઇ જવા સારૂ પચ્ચખ્ખાણ પહેલું કર્યું છે, એટલે ફરી કરવું નથી. એ છ આવશ્યક થઈ રહ્યા તેની પ્રસન્નતા થઇ તેથી દેવની સ્તુતિ રૂપ નમોસ્તુ વર્દ્ધમાનાય, નમુત્થુણં, સ્તવન કહેવું. પછી ૧૭૦ જિનને વાંદવા રૂપ વરકનક કહેવા. સ્ત્રીઓને પૂર્વનું ભણવાની મના છે. તેથી સ્ત્રીઓ સંસારદાવા કહે. પછી ભગવાન પ્રમુખ વાંદે. પછી અઢી દ્વીપના સર્વ મુનિને નમસ્કાર કરવા અઢ્ઢાઇજ્જેસુ કહેવા. પછી કંઇ દિવસ સંબંધી પાપ રહ્યું હોય તે સારૂ દેવસિ પ્રાયશ્ચિત્તનો ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો. કાઉસગ્ગ કરી લોગસ કહી સજ્ઝાયનો આદેશ લઇ સજ્ઝાય ધ્યાન કરવું. ઇહાં સુધીના હેતુ ત્યાં દર્શાવ્યા છે તે લખ્યા છે. રાઇપડિક્કમણામાં પહેલો કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણિયં રાઈય પાયચ્છિત્તવિસોહણત્થંનો ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો થાય છે. તેનો હેતુ એવો છે જે સ્વપ્નના દોષ નિવારણ કરવાને વલી જો નિદ્રામાં, સ્વપ્નમાં ચોથાવ્રતાદિકમાં દૂષણ લાગ્યું હોય તો ૧૦૮ શ્વાસોશ્વાસનો કાઉસગ્ગ કરવો કહ્યો છે. માટે સાગરવરગંભીરા સુધી લોગસ્સ ગણવો. પછી ભરહેસરની સજ્ઝાય કહેવામાં આવે છે, તે ઉત્તમ પુરૂષનાં નામ સ્મરણ કરવા માટે છે. તથા કાઉસગ્ગ એક લોગસ્સનો ચારિત્ર વિશુદ્ધિ અર્થે, રાત્રિએ દૂષણ થોડાં લાગ્યાં હોય તેથી. પછી દર્શનની વિશુદ્ધિ સારૂ એક લોગસ્સનો કાઉસગ્ગ તથા જ્ઞાનની વિશુદ્ધિ સારૂ આઠ ગાથાનો કાઉસગ્ગ તેમાં જે વ્રતમાં દૂષણ લાગ્યાં હોય, તે સંભારી કાઢવાં. આ કાઉસગ્ગો વંદિત્તુ કહેતા પહેલાં કરવામાં આવે છે તેનું કારણ એટલું જ છે જે પહેલી એ ક્રિયા થાય તો નિદ્રા વધારે મુક્ત થાય, તો પાપ બરાબર આલોવવામાં આવે. માટે રાઇ પડિક્કમ-

ણામાં પહેલો આવે છે. વંદિત્તા પછી કાઉસગ્ગ કરવો છે. તેમાં તપની ભાવના ભાવવી છે. તે ભાવે જે હે ચેતન ! તું તપશ્ચર્યા કર. ભગવંતે છમાસી તપ કરી ઘણાં કર્મ નાશ કર્યાં છે, તેમ તું પણ હે ચેતન, છમાસી તપ કર. તે ન બની શકે તો એક ઉપવાસ ઓછો કર, તેમ નહિ બને તો બે ઉપવાસ ઓછા કર. તેમ ન બને તો ત્રણ ઉપવાસ ઓછા કર. એમ ઓગણત્રીશ ઉપવાસ ઓછા કરતા સુધી અનુક્રમે ભાવવું. પછી પાંચ માસ કર. તે ન બને તો પાછું એક ઉપવાસથી ઓગણત્રીસ ઉપવાસ સુધી. ઓછા કરતા જવા પછી ચાર માસ કર. તે ન બને તો એક ઉપવાસથી ઓગણત્રીસ ઉપવાસ સુધી ઓછા કરવા. પછી ત્રણ માસ કર કહેવું પાછું એકથી ઓગણત્રીસ સુધી ઓછા કરવા. પછી બે માસ પછી પાછા એકથી ઓગણત્રીસ ઉપવાસ સુધી તે ન બને તો એક ઉપવાસ સુધી ઓછા કરવા. પછી એક માસના ઉપવાસ કર, પછી તે ન બને તો એક ઉપવાસ ઓછો કર. તે ન બને તો બે ઉપવાસ ઓછા કર. એમ ઉપવાસ ઓછા કરવાના ભાવવા. પછી હે ચેતન ! ચોત્રીશ ભક્તનો ત્યાગ કર. તે ન બને તો બત્રીશ ભક્તનો ત્યાગ કર. તે ન બને તો ત્રીસ ભક્તનો ત્યાગ કર. તે ન બને તો અઠાવીશ ભક્તનો ત્યાગ કર. તે ન બને તો છવ્વીસ ભક્તનો ત્યાગ કર. તે ન બને તો ચોવીસ ભક્તનો ત્યાગ કર. એમ બે બે ભક્ત ઓછા કરતા જવા, છેવટ ચોથ ભક્તના ત્યાગ સુધી આવવું. પછી તે ન બને તો આંબિલ કર, તે ન બને તો નીવી કર. તે ન બને તો એકાસણું કર. તે ન બને તો પુરિમઠ્ઠ કર. તે ન બને તો સાઢ્ઢપોરશી કર. તે ન બને તો પોરશી કર. તે ન બને તો નવકારશી કર. એવી રીતે ચિંતવવું. જે તપ કરવો હોય ત્યાં અટકવું. એવી રીતે કાઉસગ્ગ કર્યા પછી પારી લોગસ્સ કહી, મુહપત્તિ પડિલેહવી. વંદન કરી તીર્થવંદન કરી, પચ્ચખ્ખાણ કરી, વિશાલલોચન પ્રમોદ અર્થે કહેવા. પછી ચાર થુઇએ દેવવંદન કરવું. પછી ભગવાન પ્રમુખ વાંદીને અઠ્ઠાઇજ્જેસુ ખામી જો પોષધ પહેલો લીધો હોય તો બહુવેલ પ્રમુખના આદેશ લે. આ મુજબના હેતુ મ્હારા સમજવામા આવ્યા તે લખ્યા છે. ખામતી વખત હાથ નીચે મૂકવો છે, તે ગુરૂના ચરણ ઉપર મૂકીએ છીએ એમ ભાવવું. સ્થાપના કરતી વખતે હાથ સ્થાપના તરફ રાખીએ છે તેનો હેતુ જે આ સ્થાપનાચાર્ય સ્થાપું છું. વંદન કરતી વખતે મુહપત્તિએ બે હાથનાં દસ આંગલાં અડાડી મસ્તકે અડાડવાં. તેનો હેતુ જે ગુરૂના પગની રજ માથે ચઢાવું છું એ સર્વ વિનય છે. ને વીતરાગનો ધર્મ વિનયમય છે વાસ્તે જેમ બને તેમ મ્હોટાનો વિનય કરવો, વિનયથી જ્ઞાન દર્શન ચારિત્રની વૃદ્ધિ થાય છે.

૭૨ **પ્રશ્ન:**—પ્રતિક્રમણ કઇ વખતે કરવું ?

**ઉત્તર:**—બે સંધ્યાયે પ્રતિક્રમણ કરવું. સાંજનું પ્રતિક્રમણ કરતા અધે

સૂર્ય અર્ધાર હોય તે વખતે વંદિત્તુ કહેવું એ રીત છે, ને તે કરતા મોડું વહેલું કરવાનું પ્રાયશ્ચિત્ત જ્ઞાનવિમલસૂરિની કરેલી સજ્ઝાયમાં કહ્યું છે. વલી કોઇ કારણુ-સર અપવાદે તો, દેવસી પડિક્કમણું વહેલું કરે તો બપોરના બાર વાગ્યા પછી, ને મોડું કરે તો રાત્રીના બાર વાગ્યા સુધી. રાઇ પડિક્કમણું વહેલું કરે તો રાત્રીના બાર વાગ્યા પછી, ને મોડું કરે તો બપોરના બાર વાગ્યા સુધી. એ રીતે પડિક્કમણા હેતુ ગર્ભિતમાં કહ્યું છે. તેનું કારણ એ છે જે કંઇ કામમાં ઘુંચવાયો તો એ બદલે પડિક્કમણું રહે નહિ, ને જીવનો સ્વભાવ એવો છે જે એક દિવસ ત્રુટક પડ્યું તો પછી ઘણા દિવસનું પડિક્કમણું જાય ને પ્રમાદ વધી જાય. માટે અપવાદે આ કાલ બતાવ્યો, પણ બનતા સુધી કાલે જ કરવું એ મર્યાદા છે. હરિભદ્રસૂરિ મહારાજે પંચાશકમાં કહ્યું છે જે કાલે ખેતી કરે તો સફલ થાય, પણ અકાલે ખેતી કરે તે સફલ થાય નહિ. તેમ અકાલે ક્રિયા કરવી તે તેવી છે. વાસ્તે બનતા સુધી જે જે ધર્મકરણી પ્રભુએ કહી છે, તે તે અવસરે કરવી.

૭૩ પ્રશ્ન:—પડિક્કમણામાં છ આવશ્યકમાં કયા કયા આચારની શુદ્ધિ થાય છે. ?

ઉત્તર:—સામાયિક અવશ્યકે તથા પ્રતિક્રમણ અવશ્યકે તથા કાઉસગ્ગ આવશ્યકે ચારિત્રાચારની વિશુદ્ધિ થાય. કેમ કે સામાયિક લેવાથી સાવદ્ય જે પાપ તેનો ત્યાગ થાય છે, તેથી ચારિત્રની વિશુદ્ધિ થાય છે. પડિક્કમણામાં પાપની નિંદા ગર્હા કરવાથી અતિચારની વિશુદ્ધિ થાય છે. તેથી ચારિત્રની વિશુદ્ધિ થાય છે કાઉસગ્ગ કરવાથી કાયાનું વોસિરાવવું થાય છે. એક આત્માને વિષે ઉપ-યોગ સ્થપાય છે. તેથી સમભાવ વૃદ્ધિ પામે છે. પ્રભુના ગુણમાં એકાગ્રતા થાય છે, તે જ ચારિત્ર છે. વાસ્તે ચારિત્રાચારની શુદ્ધિ થાય છે. ચઉવીસથ્થો એટલે લોગસ્સથી દર્શનાચારની વિશુદ્ધિ થાય છે. પચ્ચખ્ખાણ આવશ્યકથી તપાચારની વિશુદ્ધિ થાય છે, ને વંદન આવશ્યકથી જ્ઞાનાચારની વિશુદ્ધિ થાય છે. કારણ જે ગુરુનો વિનય કરવો એ જ્ઞાનનો આચાર છે ને છએ અવશ્યકમાં વીર્ય ફોર-વવું છે, વાસ્તે વીર્યાચારની શુદ્ધિ થાય છે સદાકાલ સંસારમાં વીર્ય ફોરવી રહ્યો છે, તે બાલવીર્ય છે. ધર્મમાં વીર્ય શ્રાવકને ફોરવવું, તે શ્રાવકને બાલપંડિત વીર્ય કહ્યું છે ને મુનિ આરાધકપણે વર્તે છે, તે પંડિતવીર્ય છે. એ રીતે છએ આવશ્યકે પાંચે આચારની વિશુદ્ધિ થાય છે.

૭૪ પ્રશ્ન:—જ્ઞાન ભણવાથી વા, સાંભલ્યાથી વા, વાંચવાથી શું લાભ થાય ?

ઉત્તર:—જ્ઞાન બે પ્રકારનું છે. એક બાહ્ય ને એક આભ્યંતર. તેમાં જે બાહ્યજ્ઞાન તે સંસારના વેપાર રોજગાર ધન પેદા કરવું. કલા કુશલપણું, વિષય

સેવવા એ બાબતનું જે જ્ઞાન તે આત્માને હિત કરતા નથી. સંસાર વધારવાનું કારણ છે અને સ્વર્ગનું સ્વરૂપ નરકનું સ્વરૂપ જાણવું તેથી વસ્તુબોધ થાય છે. તથા ઉત્તમ પુરૂષનાં ચરિત્રો સાંભળવા તથા શ્રાવકના મુનિના બાહ્યના વ્રતના અધિકાર જાણવા, તે પણ બાહ્યજ્ઞાન છે. પણ અંતરમાં ગુણ થવાનું કારણ છે. કેમ કે ઉત્તમ પુરૂષોએ જે જે માર્ગે અંતરંગ જ્ઞાન મેલવી આત્મા નિર્મલ કર્યો તેમ કરવાને અવલંબન છે. વલી અંતરંગ વિશુદ્ધિનાં કારણ છે. બાહ્યથી ત્યાગ થએલી વસ્તુનો અભ્યાસ પડવાથી તેના ઉપર ઈચ્છા જતી નથી. એ ડાહ્યા માણસના અનુભવ ગમ્ય છે, એમ થવાથી તે ચીજો સબંધી વિકલ્પ ટલી જાય છે. તો આત્માની નિર્વિકલ્પ દશા જાગે છે. વલી વ્રતોથી સંસાર સંબંધ છુટી જાય છે, તો તે સંબંધી કારણો નાશ પામે છે. વલી હિંસા, અસત્ય ભાષણ, પ્રમુખનો ત્યાગ થાય છે. ત્યારે એ બાહ્યજ્ઞાનથી વ્રતાદિક રૂડી રીતે પાલે તો આવા અંતરંગ ગુણનું કારણ થાય. હવે બીજું અંતરજ્ઞાન તે આત્મા શું પદાર્થ છે? આ શરીર દેખાય છે તે શું પદાર્થ છે? એ શરીરાદિકની પ્રાપ્તિ શાથી થાય છે? આ વર્ત્તના થાય છે તે સ્વભાવિક છે કે વિભાવિક છે? આત્મા નિત્ય છે કે અનિત્ય છે? એ દ્રવ્યના શું ધર્મ રહ્યા છે? છએ દ્રવ્યના શું શું ગુણ પર્યાય છે? નિશ્ચય શું છે? વ્યવહાર સ્વરૂપ શું છે? આત્માને કરવા યોગ્ય તથા ન કરવા યોગ્ય શું શું છે? ચેતનધર્મ તથા જડધર્મ તે શું? સહજ સ્વરૂપ તે શું? કૃત્રિમ સ્વરૂપ તે શું? સ્વાભાવિક આનંદ તે શું? વિભાવિક આનંદ તે શું? આ આદિ સ્વપર સ્વરૂપનો બોધ એ બોધ થવાથી થાય. પછી એકાંતે બેસી પોતાના આત્માના સ્વરૂપમાં સ્થિર ચિત્ત કરી બાહ્યપ્રવૃતિનો ઉદ્યોગ ખશેડી એક આત્મજ્ઞાનમાં લીનતા કરે. પ્રથમ શ્રુતજ્ઞાનના બલે પોતાના આત્માના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ વિચારે. જે દ્રવ્યથી આત્મા દ્રવ્ય એક પદાર્થ છે. દ્રવ્ય કોને કહીયે? જેનો ત્રણ કાલમાં વિનાશ નથી, જે વિનાશી દ્રવ્ય છે, તે ઉપચરિત દ્રવ્ય છે. વળી દ્રવ્ય કોને કહિએ? ગુણ પર્યાયે યુક્ત તે દ્રવ્ય કહિયે. તે આત્મદ્રવ્ય જાણે તે ક્ષેત્રથી અસંખ્યાત પ્રદેશમય છે. કુંથુવામાં કુંથુવા જેટલા ક્ષેત્રમાં રહે છે તે જુગલિઆનાં ત્રણ ગાઉનાં શરીર છે, તેમાં તે પ્રમાણે વિસ્તારે રહે છે. વલી કેવલજ્ઞાની મહારાજ કેવલિસમુદ્ઘાત કરે છે ત્યારે આખા ચૌદરાજ લોકમાં આત્મપ્રદેશ વિસ્તારે છે. ત્યારે આખા લોકપ્રમાણ ક્ષેત્ર છે, કાલથી અનાદિકાલનો છે તે કોઇ દિવસ અંત થવાનો નથી. તેથી અનંત કહીએ. ભાવથી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય, અવ્યાબાધ સુખમય, અગમ, અગોચર, અલક્ષ્ય એ આદિ અનંત ગુણ તે આત્માનો ભાવ છે. આવો ભાવ જાણીને આત્મા પરભાવમાંથી ચિત્ત ખશેડવા ભાવે જે, ધન કુટુંબાદિક જે પદાર્થ છે તે મ્હારા નથી. આ શરીર છે તે મ્હારૂં નથી કારણ જે મ્હારી વસ્તુ છે તે

વિનાશ પામતી નથી. મ્હારાથી જૂદી થાય નહિ. ને આ શરીર તો વિનાશ પામે છે. મ્હારો ને એનો સ્વભાવ જૂદો છે, એ શરીર તે પુદ્‌ગલ પદાર્થ છે. પુદ્‌ગલના દ્રવ્ય ક્ષેત્ર, કાલ, ભાવ ન્યારો છે. પુદ્‌ગલ દ્રવ્ય તે પરમાણુ છે ને તેવા અનંતા પરમાણું મલીને જે પદાર્થ થયો છે, તેને સ્કંધ કહેવાય છે. તેનું આ શરીર બન્યું છે. એવાજ સ્કંધ છે તે વિખરીને પાછા પરમાણુ થઇ જાય છે. વલી એમાં જડતા સ્વભાવ છે તેથી મ્હારા દ્રવ્યને શરીરના દ્રવ્ય ન્યારા છે. વલી ક્ષેત્ર જેટલું મ્હોટું શરીર છે વા સ્કંધ છે તેટલું ક્ષેત્ર અવકાશી રહે છે. પરમાણુ છે તે એક આકાશ પ્રદેશ અવગાહીને રહે છે, માટે આત્માનું ને પુદ્‌ગલનું ક્ષેત્ર ન્યારૂં છે. કાલથી પરમાણુ અનાદિ અનંત છે. શરીરાદિ સ્કંધ સાદિસાંત છે. એટલે આદિ પણ છે ને અંત પણ છે. ભાવથી અચેતન એટલે જડભાવ વર્ણ ગંધ રસ સ્પર્શમય છે તો ભાવથી પણ આત્માના ગુણથી શરીર જે પુદ્‌ગલ દ્રવ્ય તેનો ભાવ ન્યારો છે. એવી રીતે પુદ્‌ગલ દ્રવ્યનું સ્વરુપ જાણે છે, પોતે જડભાવથી ન્યારો થાય છે. એમ જ ચારે નિક્ષેપાએ વિચારે. નામથી જીવ વા આત્મા એવું નામ છે. જીવ ને સ્થાપના નિક્ષેપો તે જીવ એવા અક્ષર લખવા વા, મૂર્ત્તિ બનાવવી તે. જીવનો દ્રવ્ય નિક્ષેપો હોતો નથી. ભાવ નિક્ષેપે આત્માનું અરૂપી સ્વરૂપ, અવ્યાબાધ સ્વરૂપ અક્ષય સ્વરૂપ સર્વ વસ્તુ જાણવા દેખવાનો સ્વભાવ એવો આત્માનો સ્વભાવ જાણે છે. જે જે પુદ્‌ગલદશાની પ્રવૃત્તિ મનનું ચિંતવન બની રહ્યું છે, તે મ્હારા સ્વભાવનું નથી. એવું નિર્ધાર થવાથી જે જે જડ પ્રવૃત્તિ તેના ઉપર ઉદાસીન વૃત્તિ થાય. ઇહાં શંકા થશે કે ઉદાસીન વૃત્તિને વૈરાગ્ય તે જૂદો છે ? તે વિષે સમજવું કે શાસ્ત્રમાં વૈરાગ્ય કોને કહે છે ? જે પરવસ્તુ ઉપર ભાવ જાય છે તેને પાછા વાલી પોતાનું મન ખસેડે છે તેને ઉદાસીન વૃત્તિ થાય તો કંઇ ચિંતવન કરવું પડતું નથી. કેમકે જે જે વસ્તુથી ઉદાસવૃત્તિ થઇ છે તેના ઉપર મન જતું નથી માટે ન્યારૂં છે. આવા વિચાર કરી આત્મસ્વરુપ અનુભવ ગમ્ય છે. એટલે સહજે તેની બાહ્ય દશા ઉપર ચિત્ત પ્રવૃત્તિ જતી નથી. માત્ર પોતાના સ્વપરૂમાં મગ્ન થાય છે. સુખ દુઃખ સમાન માને છે. એની એ વસ્તુ માનતો-જ નથી. સુખ દુઃખ ભોગવવાની તો ચિત્તવૃત્તિ હોયજ. કેમકે પોતાના સ્વભાવમાંજ મગ્ન થઇ રહ્યા છે. વિષયની તો સ્વપ્નમાં પણ ઇચ્છા નથી. એ કર્મસંયોગે આ શરીરમાં રહ્યો છે તેને આધારે જોઇયે તે નિરવદ્ય વસ્તુ અવસરે મલી તો પણ આનંદ છે, તે નહિ મલી તો પણ આનંદ છે. જેમકે શ્રીઋષભદેવસ્વામીને વર્ષ દિવસ સુધી શુદ્ધમાન આહાર ન મલ્યો તો પણ પોતાને વિકલ્પ નથી ને સમભાવમાં વર્ત્યા તેથી તે પણ ગણાયો. તેમ જ ઉદાસીન વૃત્તિવાલા થાય છે તે તો પોતાના સ્વરૂપને પોતાની વસ્તુ માને છે. તેમાં

જેટલી કસર છે તેટલી તેટલી પુદ્ગલભાવની પ્રવૃત્તિ કરે છે. પણ તેમાં કોઇપણું પરભાવની ઇચ્છા નથી, ને જો ઇચ્છા થાય છે તો ત્યાંથી વૈરાગ્ય કરી પાછું મન વાલે છે એમ કરતાં વધારે વિશુદ્ધ થાય છે ત્યારે તે વસ્તુ ઉપરથી ઉદાસિનતા ભાવ થાય છે વલી પોતાને કેટલી હદ પ્રાપ્ત થઇ છે તે જોવા સારુ પ્રભુજીએ સાતે નયે સ્વરુપ બતાવ્યું છે, ને સાત નયના જ્ઞાનથી બાહ્યપ્રવૃત્તિનું અંતરંગ વૃત્તિનું જ્ઞાન થાય છે, તેથી પોતાનું સ્વરુપ વિચારે છે. તેમાં પણ પોતાનું સ્વરુપ ભાસન થાય છે. તે અનુજોગદ્વાર સૂત્રની છાપેલી પ્રતમાં પાને ૬૨૮–૫૨૮–૪૨ મે છે ત્યાંથી જોઇ લેવું. ઇહાં સહજ તેનાં નામ લખું છું. સાત નય તે નૈગમનય, સંગ્રહનય, વ્યવહારનય, રુજુસૂત્રનય, શબ્દનય, સમભિરુઢનય, એવંભૂતનય એ સાત નય છે. તેમાં એક એક નયનો વિષય વિશુદ્ધ છે. નૈગમથી સંગ્રહ, સંગ્રહથી વ્યવહાર, વ્યવહારથી રુજુસૂત્ર. રુજુસૂત્રથી શબ્દ, શબ્દથી સમભિરુઢ, તેથી એવંભૂતનય છે તે પૂર્ણ વસ્તુને માનનાર છે. તેમ આત્માની પ્રવૃત્તિ સંપૂર્ણ ગુણ પ્રગટ થાય ત્યારે એવંભૂતનય ધર્મ માને. ત્યાંસુધી જે જે પોતાની કસર છે તેથી મુક્ત થઇ આત્માનું શુદ્ધ સ્વરુપ પ્રાપ્ત કરવાનું ભાવે. જેમ જેમ અતરંગમાં સ્થિરતા કરવા અભ્યાસ કરે, તેમ તેમ ક્ષયોપશમભાવ વૃદ્ધિ પામે તેમ જ્ઞાન વિશુદ્ધ થાય. નવતત્ત્વનું સ્વરુપ વિચારે તેમાં છાંડવા આદરવા યોગ્ય પદાર્થનું સ્વરુપ વિચારે. આઠ કર્મનો વિચાર કરે. તેના સત્તા બંધ, ઉદય, ઉદીરણાનુ સ્વરુપ વિચારે. નવ અનુજોગથી આત્માનું સ્વરુપ વિચારે. **સંતપદ** તે આત્મપદ છે તે છતું છે. એ કૃત્રિમ વસ્તુ નથી. **દ્રવ્ય પ્રમાણમાં** વિચારે જે જીવ અનંતા છે તે સત્તાએ તુલ્ય છે. પોત પોતાના સ્વભાવે ન્યારા છે. **ક્ષેત્ર વિચારમાં** જ્યાંસુધી શરીરમાં રહ્યો છે, ત્યાંસુધી શરીર પ્રમાણે છે. જ્યારે શરીરથી ન્યારો થાય છે, ત્યારે જે અવગાહન હોય તે પ્રમાણે તેનો ત્રીજો ભાગ સંકોચી સિદ્ધમાં રહે છે. તે પ્રમાણે આકાશ પ્રદેશની સ્પર્શના કંઇક અધિક છે. **કાલથી** અનાદિકાલનો છે ને જે જે સિદ્ધ પામે છે ત્યારે તેના સંસારનો અંત થાય છે ને સદા સિદ્ધમાં રહે છે. અભવિ જીવ અનાદિ અનંત સંસારમાંજ રહે છે. અંતરંગ વિચારતાં જીવનો અજીવ થવાનો નથી, ને પુદ્ગલ સંગમાં રહ્યો છે ત્યાંસુધી પુદ્ગલનાં રુપ અનેક બને છે. પણ વસ્તુપણે રુપ પલટાતું નથી. **ભાગ** વિચારતાં સર્વે જીવ અનંતા છે, તેને અનંતમે ભાગે હું છું. **ભાવ** વિચારતાં પાંચ ભાવ છે, તેમાં ઉદયિકભાવ તેના એકવીશ ભેદ છે તે કર્મ સંયોગે છે તેનાં નામ. **અજ્ઞાનપણું** જેથી પોતાના આત્મસ્વરૂપથી ભૂલી પર જે પુદ્ગલિક પદાર્થ ઉપર મ્હારાપણાનો મમત્વભાવ બની ગયો છે, એ પહેલો ભેદ. બીજો ભેદ **અસિદ્ધતા** તે આત્મા સત્તાએ સિદ્ધ સ્વભાવ છે. તે અવરાઇ જવાથી અસિદ્ધતા થઇ છે. ત્રીજો ભેદ જે **અસંયમપણું** આત્મસ્વભાવમય રહેવું તે છોડી વિષયા-

દિકમાં રાગ દ્વેષની પરિણતિ બની તેથી ધન, શરીર, કુટુંબાદિકમાં મૂર્છિતપણું બન્યું છે. છયે લેશ્યાના છ ભેદ તેમાં પહેલી કૃષ્ણલેશ્યા તે કર્મ સંયોગે માઠા પ્રણામનું થવું. જેમ કે છએ લેશ્યાવાલા જાંબુ ખાવા ગયા છે, તેમાં કૃષ્ણલેશ્યાવાલાએ કહ્યું જે આ ઝાડ કાપી નાખો, ને પછી જાંબુ ખાઈએ, એવા દુષ્ટ પ્રણામ તે કૃષ્ણલેશ્યા. નીલલેશ્યાવાલા કહે જે એ વૃક્ષની ડાલો કાપો. એવા પ્રણામ તે નીલલેશ્યા. કાપૂતલેશ્યાવાલો કહે જે જે ડાલે જાંબુ છે તે કાપો એ કાપોતલેશ્યા. તેજોલેશ્યાવાલો કહે છે જે ડાલો કાપવાનું શું કામ છે? ફક્ત જાંબુવાલી ડાંખલીઓ કાપો, એવા પ્રણામ તે તેજોલેશ્યા. પદ્મલેશ્યાવાલો કહે જે ફક્ત જાંબુ તોડો. એવા પ્રણામ તે પદ્મલેશ્યા. શુકલલેશ્યાવાલો કહે જે નીચે પડેલાં જાંબુ ખાઓ, ઝાડને શું કરવા અડકવું પડે? એવા પ્રણામ તે શુકલ-લેશ્યા. એવી રીતે છ જાતના પ્રણામ કર્મ સંયોગે થાય છે તે છએ ભેદ. કષાય તે—ક્રોધ—માન—માયા—લોભ. ચાર ગતિ તે મનુષ્ય, દેવતા, તિર્યંચ, નારકી. ત્રણ વેદ તે—સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ. એ ત્રણ વેદ અને મિથ્યાત્વ તે વિપરીત બુદ્ધિ, સ્વરૂપને ભૂલી વિપરીત પરસુખમાં લીનતા. આ એકવીસ ભેદ કર્મ ઉદયથી બને છે, એમ માની જે વસ્તુ પોતાની માની તેથી ચિત્ત પલટાવે છે ને એ સ્વરૂપને પર સ્વરૂપ જાણે એવી રીતે એ ભાવ વિચારે. બીજો પ્રણામિક ભાવ તેના ત્રણ ભેદ. ભવ્યપણું, અભવ્યપણું અને જીવિતવ્યપણું છે. ત્રણ ભેદમાં જીવિતવ્યપણું છે, તથા ભવ્યપણું અભવ્યપણાના પ્રણામ વિચારે જે લાભે તે ભાવે. ત્રીજા ઉપશમભાવનું સમકિત તે શ્રેણિમાં પણ હોય તે વિના પણ હોય તે છે કે નહિ? તે વિચારે. ક્ષાયકભાવ, તેના નવ ભેદ તે ક્ષાયક સમકિત, યથાખ્યાત ચારિત્ર, કેવલજ્ઞાન, કેવલદર્શન, અનંત દાન, અનંત લાભ, અનંત ઉપભોગ, અનંત વીર્ય. એ નવ ભેદ ક્ષાયકભાવના છે તે પ્રાપ્ત કરવાનું ભાવે. ક્ષયોપશમ ભાવના અઢાર ભેદ છે. તે ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન, દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય, ક્ષયોપશમ સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ. આ અઢાર ભેદમાંથી જે જે ભાવ ક્ષયોપશમભાવે પ્રાપ્ત થાય છે, તે ક્ષાયક-ભાવે કરવાનું ભાવે. એ ભાવ વિચારી અલ્પ બહુત્વ વિચારે જે આત્મા પંદર ભેદે સિદ્ધિ વરે છે, તેમાં કયા ભેદે ઘણા જીવ સિદ્ધિ વરે છે? તે આગમથી જાણે જે મુનિપણે એક સમએ ૧૦૮ સિદ્ધિ વરે છે. બીજા સર્વે લિંગે ઓછા સિદ્ધિ વરે છે માટે મુનિપણામાં વર્ત્તવાનું ભાવે, મુનિભાવમાં જે જે કસર છે તે પ્રાપ્ત કરવાને ભાવે. સમભાવની વૃદ્ધિ કરે. વલી છ સ્થાન વિચારે જે પહેલું સ્થાનક ચેતન લક્ષણ તે વિચારે જે આત્માનું જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, તપ ઉપયોગ એ છએ લક્ષણમય છે. બીજું આત્મા નિત્ય છે. અવિનાશી છે. જન્મ મરણ પુદ્ગલસંયોગે બને છે તે મ્હારો સ્વભાવ નથી. ત્રીજું સ્થાનક વિચારે

જે આત્મા પોતાનો સ્વભાવનો કર્ત્તા છે. ને કર્મસંયોગે પુદ્ગલિક ભાવનો કર્ત્તા બની ગયો છે. ત્યાંથી ઉપયોગ પલટાવે. ચોથું ભોકતાપણું વિચારે જે નિશ્ચય નયે પોતાના સ્વભાવનો ભોગી છે, પરભાવનું ભોગીપણું પર સંયોગે છે. પંચમસ્થાન તે પરમપદનો વિચાર કરે જે આત્માનું પદ ને સિદ્ધનું પરમ પદ તુલ્ય છે, કર્મ સંયોગે ભેદ પડયો છે. તે ભેદથી રહિત પોતાનું પરમ પદ છે. તે પ્રમાણે રહેવાનું ભાવે. છઠું સ્થાનક ને એ પરમપદ પામવાનાં કારણુ સંયમ અને જ્ઞાન એ બે છે, માટે બંધે વસ્તુમાં વર્ત્તના કરે. એવી રીતે ભાવનાઓ ભાવવાનું જ્ઞાન તે સાંભળ્યાથી થાય ને એમ ભાવતાં સ્વાભાવિક અનુભવજ્ઞાન પ્રગટ થયા પછી જેમ જેમ સ્વભાવમાં સ્થિર થાય, તેમ તેમ આત્માની નિર્મલતા થાય ને અનુભવજ્ઞાનની વૃદ્ધિ થાય ને તેમ તેમ નિજતત્ત્વ પ્રગટ થાય. માટે હમ્મેશ સુંદર ભાવનાનો ઉદ્યમ કરવો. વલી હેમાચાર્યજી મહારાજે ધ્યાનની ઘણી રીતો યોગશાસ્ત્રમાં બતાવી છે ત્યાંથી જોઈને એ ઉદ્યમ વિશેષ રીતે કરવો. છેલ્લો ઉદ્યમ એ છે માટે આત્માર્થિ પુરૂષો જે જે નિવૃત્તિનો વખત મલે તે અવસરે ધ્યાનનો અભ્યાસ કરે એજ શ્રેય છે.

૭૫ પ્રશ્ન:—કોઇ ગચ્છવાલા કહે છે જે છએ પર્વ તથા કલ્યાણુક દિવસ શિવાય પૌષધ કરવો નહિ તે કેમ ?

ઉત્તર:—આ વાત ન્યાયથી તથા શાસ્ત્રથી વિરૂદ્ધ જણાય છે. કારણુ કે પ્રભુજીનો તો એજ ઉપદેશ છે જે સમય માત્ર પ્રમાદ કરવો નહિ તે ઉપદેશ આત્માર્થિના મનમાં વસ્યો છે. સદા ભાવના તો અપ્રમાદભાવની વર્ત્તે છે, પણુ પૂર્વકર્મના જોરથી તે પ્રકારની વિશુદ્ધિ થતી નથી તેથી સંજમ લેતા નથી તો પણુ પર્વને દિવસે પૌષધ અવશ્ય કરે છે. ને પર્વના દિવસ શિવાયના દિવસે વખત મલે તો તે કાલ પ્રમાદમાં કાઢે ? તે દિવસ પણુ પૌષધ અવશ્ય લે. ને શાસ્ત્રમાં તો જ્યાં જ્યાં અધિકાર હોય ત્યાં પર્વનાજ દિવસનો હોય. કારણુ જે ગૃહસ્થ સંસારમાં રોકાઇ ગયો છે ને ન રોકાયો હોત તો સંયમ લેત પણુ રોકાણુથી સંયમ લેતો નથી. ત્યારે પર્વને દિવસે અવશ્ય પૌષધ કરે. વાસ્તે તિથિનો દર્શાવ કર્યો છે. આવો આશય તત્ત્વાર્થમાં પાને ૨૪૩ મે છે. તે આ પ્રમાણે:—

" पौषधोपवासः तत्र पक्षयोरष्टम्यादितिथिमभिगृह्य निश्चित्य कुर्यान्यतमां चेति प्रतिपदादितिथिमनेन चान्यासु तिथिषु अनियमं दर्शयति " नावश्यं तयान्यासु कर्त्तव्यः " આ મુજબ તત્ત્વાર્થની ટીકામાં છે. એમાં કહેવું છે જે અષ્ટમી પ્રમુખને દિવસે અવશ્ય કરવો તે સારૂ અષ્ટમી દર્શાવી છે. બીજી પ્રતિપદાદિ તિથિને દિવસે અવશ્ય કર્ત્તવ્ય નથી, તો કંઈ નિષેધ કર્યો કહેવાય નહિ. તે છતાં જે નિષેધ કરે તેનો ઇલાજ નથી. બુદ્ધિ વિચિત્ર પ્રકારની છે. આત્માર્થિને

તો જે અવસર મળ્યો તે વખત ધર્મપ્રવૃત્તિ કરવી તે જ શ્રેય છે. વળી પડિક્કમણામાં પણ તપ ચિંતવનનો કાઉસ્સગ્ગ આવે છે. તેમાં છ માસી તપથી ઉતરતું તપનું ચિંતવન થાય છે. તે પણ તિથિ વિનાના દિવસે ચિંતવન કરવું નહિ જોઇએ. કારણ જે ઉપવાસ આહાર પૌષધ છે ને પર્વતીથિ વિનાના દિવસે કરવો નથી, ત્યારે ચિંતવન શું કરવા કરવું ? પણ જ્ઞાનીનો માર્ગ તો સદાકાલ ધર્મકરણીનો છે. જ્ઞાનીએ શાસ્ત્રમાં તપ ચિંતવન કરવા કહ્યું છે. તપ ચિંતવન કરવાનો અધિકાર યોગશાસ્ત્રમાં તથા પ્રવચનસારોદ્ધારની છાપેલી ચોપડીમાં પાને ૩૭ મે છે. એ વિના ઘણા શાસ્ત્રમાં છે માટે અવસર મલે તે વખતે પૌષધ કરવો એ જ ઉચિત છે. વળી એ જ પ્રવચનસારોદ્ધારમાં પાને ૪૦ મે અનાગત તપ પચ્ચખ્ખાણનું સ્વરૂપ કહ્યું છે, તેમાં કહેવું છે જે આવતા પર્યુષણાદિક પર્વને દિવસે કાંઇ કારણસર તપ થાય તેમ નથી તો તેથી પછી તપ કરી લે. અથવા અતિત તપ પહેલો એવા કારણસર કરી લે. આ અધિકારથી સમજાય છે કે પર્વની અગાઉ પણ કરે ને પછી પણ કરે; ને તપ છે તે આહારપૌષધ છે માટે પર્વના દિવસ શિવાય પણ પૌષધ કરવાને હરકત નથી પણ લાભ છે. વળી એ પક્ષવાલા એમ પણ કહે છે જે રોજ ઉપવાસનું પચ્ચખ્ખાણ કરવું, પણ વધારે સામટું પચ્ચખ્ખાણ કરવું નહિ. એ વાત પણ શાસ્ત્ર સાથે મલતી નથી. કારણ જે એ જ તપ ચિંતવનમાં જેટલા ભક્તનું સામટું હાલ પચ્ચખ્ખાણ થાય છે તેટલા ભક્તનું ચિંતવન છે. બીજું ચિંતવન બીજી રીતે છે વળી પચ્ચખ્ખાણભાષ્યમાં પણ છે. વળી પ્રવચનસારોદ્ધાર વિગેરે ઘણી જગ્યાએ પચ્ચખ્ખાણના અધિકાર છે ત્યાં ચોથભક્તાદિ પચ્ચખ્ખાણ કરવાં કહ્યાં છે, એ આદિ શબ્દથી ઉપવાસથી અધિક પચ્ચખ્ખાણ સિદ્ધ થાય છે. માટે અધિક પચ્ચખ્ખાણ ચોત્રીશ ભક્ત સુધી કરવાને હરકત નથી ને જો અડચણ હોય તો એ ચિંતવન ખોટું પડે. કારણ જે જે બની શકે ત્યાં અટકવા કહ્યું છે ને ત્યાં સુધી ચિંતવન કરવું કહ્યું છે. પછી કાઉસગ્ગ પારી પચ્ચખ્ખાણ કરવાનું છે માટે બની શકે તેટલું પચ્ચખ્ખાણ કરવું તે રીત સારી છે.

૭૯ **પ્રશ્ન**:—પજુસણમાં કલ્પસૂત્રજ વાંચવું, એવી પરંપરા ચાલી છે તેનું શું કારણ ?

**ઉત્તર**:—કલ્પસૂત્રમાં મુખ્યત્વે સાધુનો આચાર છે તે વર્ષ વર્ષ દિવસે સાંભલે તો સર્વે મુનિ મહારાજને ઉપયોગ જાગૃત રહે. વળી જ્યારથી સભામાં વંચાય છે, તેથી શ્રાવક પ્રમુખને પ્રભુનાં અદ્ભૂત ચરિત્ર જે આકરી તપશ્ચર્યા, આકરો આચાર, આકરા દુ:ખમાં પૂર્ણપણે પોતાના ઉપશાંતપણામાં રહ્યા, આકરાં દુ:ખ દેનારા ઉપર પણ સમતાભાવ, જરા પણ દ્વેષ નહિ, અતિશય જ્ઞાનશક્તિ એવી દશા સાંભળ્યાથી પ્રભુના ઉપર આસ્તિકતા વૃદ્ધિ પામે. કેમ

કે જે પુરુષને દેવ માનીયે તેનાં આશ્ચર્યકારી ચરિત્ર સાંભલ્યાથી જરૂર રાગની વૃદ્ધિ થાય ને ભગવાન્ ગણધર મુનિ મહારાજાદિ ઉપર રાગ વધે અને આજ્ઞા આરાધે, તે જ સમ્યક્ત્વ નિર્મલ થવાનુ કારણુ છે. આવા કારણુસર ઉપકારી પુરુષોએ હમ્મેશ વાંચવાનો વહિવટ રાખેલો સમજાય છે.

૭૭ પ્રશ્ન:—અંજનશલાકા કોણુ કરે ?

ઉત્તર:—અંજનશલાકા પ્રભુને આચાર્ય મહારાજ કરે. એવી રીતે ષોડશકજીમાં હરિભદ્રસૂરિ મહારાજે કહ્યું છે. તથા બીજા પણુ પ્રતિષ્ઠાકલ્પોમાં મુખ્યપણે આચાર્ય મહારાજ કરે. વલી કુલપ્રભસૂરિ મહારાજના શિષ્ય નરેશ્વરસૂરિએ સામાચારી રચી છે, તેમાં આચાર્ય કરે તે સૂરિમંત્રથી કરે, ને આચાર્યના અભાવે ઉપાધ્યાયાદિક વર્ધમાન વિદ્યાથી કરે એવી રીત છે. એક પ્રતિષ્ઠાકલ્પની જૂની પ્રત મેં દીઠી હતી તેમાં શ્રાવક કરે એમ પણુ કહ્યું છે. તે મંત્ર પણુ જૂદો બતાવ્યો છે. આચાર્ય સૂરિમંત્રથી, ઉપાધ્યાય વર્ધમાન વિદ્યાથી ને શ્રાવકનો જૂદો મંત્ર છે. હવે ઈહાં શંકા થશે જે હીરવિજયસૂરિ મહારાજે હીર પ્રશ્નમાં શ્રાવક પ્રતિષ્ઠિત પ્રતિમાજી અપૂજનીક કહી છે, તે કેમ ? તે વિષે જાણુવું જે ત્યાંજ કહ્યું છે જે એવી પ્રતિષ્ઠેલી મુનિના વાસક્ષેપે પૂજનીક થાય. તેથી જાણીએ છીએ જે પ્રતિષ્ઠાકલ્પમાં શ્રાવકનો મંત્ર બતાવ્યો છે. તેનું કારણુ એવું જણુાય છે કે આચાર્ય ઉપાધ્યાયનો યોગ ન બને ને પ્રભુ ભક્તિ કરવી છે, ત્યારે પોતે પ્રતિષ્ઠા કરી લે. ને જ્યારે આચાર્યાદિકનો યોગ બને ત્યારે તેમની પાસે વાસક્ષેપ કરાવી લે. આવી રીતે બે વાત યુક્ત થાય છે. વલી કોઈક કહે છે જે આચાર્ય વાસક્ષેપ કરે જ નહિ. શ્રાવક કરે. તે પણુ અયોગ્ય છે. કારણુ જે ત્રેસઠ શલાકા પુરૂષના ચરિત્રમાં કપિલ કેવલીયે પ્રતિષ્ઠા કરી છે. ત્યાર પછી પણુ ઘણુા આચાર્યે કરી છે તે વાત પ્રસિદ્ધ છે. વાસ્તે મુખ્યવૃત્તિએ તો છત્રીસ ગુણે બિરાજમાન આચાર્ય મહારાજ યોગ્ય છે.

૭૮ પ્રશ્ન:—આ કાલમાં ધર્મસાધન કરનારમાં કેટલાએક દુઃખી દેખાય છે ને અધર્મિ સુખી દેખાય છે તેનું શું કારણુ ?

ઉત્તર:—અધર્મિ જીવ છે તેને પાછલા ભવની પ્રાયઃ અધર્મની સંજ્ઞા ચાલી આવે છે. તેથી અધર્મની બુદ્ધિ થાય છે, તો પાછલે ભવે અધર્મ સેવ્યો છે, તે કંઇ મનુષ્યમાંથી ઘણું કરીને મનુષ્ય થાય નહિ. અધર્મિ તો પ્રાયઃ નરક તિર્યંચમાં જાય. ત્યારે તે ભવનાં પાપ નરક તિર્યંચમાં ભોગવી મનુષ્ય થાય ત્યારે તેને કેટલાંએક દુઃખ ઓછાં હોય; પણુ તે સુખ પામવાથી પાછાં પાપનાં કામ કરે, તેથી નરક તિર્યંચની દુર્ગતિ પામે. ત્યાં દુઃખ ભોગવે. એવા જીવને મનુષ્યમાં સુખ છે, તે પણુ આવતે કાલે દુઃખનાં હેતુ છે. માટે અધર્મીને

સુખી જોઈ મનમાં સુખ વિચારવાની જરૂર નથી, ને ધર્મિષ્ટ જીવ તો મનુષ્ય અથવા દેવતામાંથી આવે ત્યાં ધર્મ તો કરેલો પણ કેટલાંએક હિંસાદિક પાપ કર્યાં હોય, તે ઈહાં ભોગવે. તેથી દુઃખી દેખાય પણ તે જીવને ધર્મના પરિણામો છે, તેથી તે સમભાવે ભોગવે છે. તેથી તે નિર્જરા કરી ઘણા વિશુદ્ધ થઈ મુક્તિ વા, સદ્‌ગતિને પામે છે. માટે દેખીતું ગુણીને દુઃખ છે તે સુખનું હેતુ છે, ને નિર્ગુણીને સુખ છે તે તેને દુઃખનું હેતુ છે. આવું જાણી ધર્મમાં પ્રવર્ત્તવું તથા દુઃખ આવે સમભાવ રાખવો એ જ આત્માને હિતકારી છે.

૭૯ પ્રશ્નઃ—શ્રાવક આરાધક થાય તો કેટલે ભવે સિદ્ધિ વરે ?

ઉત્તરઃ—આઉરપચ્ચખાણ પયન્નામાં કહ્યું છે જે સંથારો કરી સર્વ વસ્તુ વોસરાવી સર્વ જીવ સાથે ખમતખામણાં કરી, આરાધના કરી કાલ કરે તો ઉત્કૃષ્ટા સાત ભવ થાય. એથી અધિક ભવ થાય નહિ. વાસ્તે જરૂર આરાધક થવાની ભાવના હંમેશ કરવી ને આરાધના કરવાનો છેલ્લી વખતે ઉદ્યમ કરવો.

૮૦ પ્રશ્નઃ—ભગવંત વિચરે ત્યારે રસ્તામાં સાથે શું શું વસ્તુ હોય ?

ઉત્તરઃ—ઉવવાઈજીની છાપેલી પ્રતમાં પાને ૫૯ મે નીચે લખેલી વસ્તુ આકાશમાં સાથે ચાલે છે.

ધર્મચક્ર આગલ ચાલે. મસ્તક ઉપર ત્રણ છત્ર સાથે ચાલે. બેહુ પાસે ચામરો ધરી રહ્યા છે. સિંહાસન પાદપીઠ સહિત સાથે ચાલે. ધર્મધ્વજ આગલ ચાલે.

આ વસ્તુ સાથે ચાલે. તથા ચોત્રીશ અતિશય તથા પાંત્રીશ વાણી ગુણે બિરાજમાન હોય. વલી દેવતા પણ ઘણા હોય. એવી રીતે વિચરે છે.

૮૧ પ્રશ્નઃ—ગર્ભમાં જીવ ઉપજે છે તે શી રીતે ઉપજે ? ને વધે છે તે અનુક્રમે શી રીતે વધે છે ?

ઉત્તરઃ—આ બાબતનો અધિકાર તંદુલવિઆલી પયન્નામાં છે. તે પ્રથમથીજ આલ્યો છે. સ્ત્રીની નાભી નીચે બે નાડીઓ છે તેનો આકાર નાડી સહિત કમલના ફૂલ જેવો છે, તેની નીચે સ્ત્રીની યોની છે. જીવ ઉપજવાનું સ્થાનક તે અધોમુખ કમલને આકારે છે. તેની હેઠે આંબાની માંજર જેવી માંસની માંજર છે, તે ઋતુકાલે ફૂટે છે ત્યારે રક્ત સ્રવે છે. તેનું નામ ઋતુ કહેવાય છે. તે ઋતુ આ વ્યાપ છે. પુરૂષના જોગથી વીર્ય—આવે છે. તે વીર્ય તથા માતાનું રૂધિર એ બેનો અધોમુખ કમલમાં સંયોગ મલે છે, ત્યારે તેમાં જીવ ઉત્પન્ન થાય છે તે પ્રથમ સમયે વીર્ય તથા રૂધિરનો આહાર કરે છે. પછી કાલે કાલે વૃદ્ધિ પામે છે. તે સાત દિવસ સુધી ચોખાના પાણી જેવો થાય છે. ત્યાર પછી સાત દિવસમાં પાણીના પરપોટા જેવો થાય છે, પછી

સાત દિવસમાં માંસની પેશી જેવો થાય છે. પછી તે પેશી આંબાની ગોટલી જેવી એક માસે થાય છે. બીજે માસે વિશેષ વૃદ્ધિ પામી મજબુત પેશી થાય છે, ત્રીજે માસે તેથી વૃદ્ધિ પામે છે, ને માતાને દોહલા તે મનોરથ ઉપજાવે છે. પુન્યવંત ગર્ભ હોય તો સારાં ધર્મનાં કામ કરવાની, સારૂં ખાવાની ઇચ્છા થાય છે. પાપિષ્ટ ગર્ભ હોય તો અધર્મની ઇચ્છા તથા માઠી વસ્તુ ખાવાની ઇચ્છા કરાવે છે. ચોથે માસે ગર્ભ વધવાથી માતાનાં અંગોપાંગ પણ વૃદ્ધિને પામે છે. પાંચમે માસે ગર્ભ પિંડમાંથી પાંચ અંકૂરા નીકલે છે. બે હાથ, બે પગ ને એક મસ્તક, એ પાંચ વસ્તુ થાય છે. એ જોઈને કેટલાએક અજ્ઞાની જીવ કહે છે જે પાંચમે માસે જીવ ઉપજે છે; પણ તેણે એટલુંજ વિચારવું જે એ જીવ પાંચ મહિના સુધી ક્યાં રહ્યો હતો ? ને આ જીવ વિના આકારે શા કારણે થયો ? માટે જીવ તો પ્રથમથીજ ઉત્પન્ન થાય છે. પછી ઉપર મુજબ વૃદ્ધિ પામે છે. છઠ્ઠે માસે પિત્ત તથા રૂધિર ઉપજાવે છે. સાતમે માસે સાતસે નાડીયો, પાંચશો માંસનાં સ્થાન, નવ મ્હોટી નાડીઓ એ રીતે સર્વે તૈયાર થાય છે. આઠમે માસે સર્વે અંગોપાંગની પૂર્ણતા કરે છે એ અધિકાર ભગવંત કહી રહ્યા પછી શ્રીગૌતમસ્વામીજીએ પૂછ્યું જે ભગવંત ગર્ભમાં રહ્યો નિહાર કરે ? તે ના કહી. ત્યારબાદ કવલ આહારનું પ્રશ્ન કર્યું, તે પણ ના કહી. રોમ આહાર વિગેરે કરે તે માતાની રસહરની નાડી એટલે રસ લેવાની નાડી નાભિ આગલ રહે છે, ને પુત્રની રસહરની નાડી પુત્રની નાભિ આગલ રહે છે. તે પુત્રની નાડીનો સંબંધ માતાની રસહરની નાડી સાથે રહે છે. તેથી માતાની રસહરની નાડીથી પુત્ર આહાર લે, ને સઘલા શરીરમાં પ્રણમે, એ રીતે આહાર લે. માતાના રૂધિરનો ભાગ ઉત્પત્તિ અવસરે વધારે હોય તો પુત્રી થાય. પિતાના વીર્યનો ભાગ વધારે હોય તો પુત્ર થાય. બે સરખા હોય તો નપુંસક થાય. એ પણ દર્શાવ્યું છે. વલી માંસ, લોહી, માથા માંહિનું ભેજું એ માતાના રકતથી થાય છે. તેથી માતાના અંગ કહ્યાં છે. વલી હાડકાં, હાડકાં માંહેલી મિજ તથા રોમ એ પિતાના વીર્યથી થાય છે માટે એ પીતાનાં અંગ કહ્યાં છે. આ રીતે ઘણું સ્વરૂપ એમાં દર્શાવ્યું છે તથા યોગશાસ્ત્રમાં હેમાચાર્યજી મહારાજ તથા ભવભાવના ગ્રંથ મલધારી હેમચંદ્ર આચાર્યનો કરેલો છે, તેમાં પણ દર્શાવે છે, ત્યાંથી વિસ્તારે જોઇ લેવું.

૮૨ પ્રશ્ન:—વાસુદેવ નરકે જાય તેનું શું કારણ ?

ઉત્તર:—વાસુદેવ પૌદ્‌ગલિક સુખનું નિયાણું કરે છે, તેથી સંજમ ધર્મ આરાધન થાય નહિ. કૃષ્ણવાસુદેવે ભગવંત નેમનાથજી મહારાજને પૂછ્યું જે મને દીક્ષા લેવાનું મન કેમ થતું નથી ? ત્યાં ભગવંતે કહ્યું જે પાછલે ભવે તેં

નિયાણું કર્યું છે, તેથી આ ભવમાં સંજમ ઉદય આવશે નહિ, પણ તું નરકથી નીકળી તીર્થંકર થઇ મુગતે જઇશ. એવી રીતે અંતગડ દશાંગની લખેલી પ્રતમાં પાને ૨૩ મે અધિકાર છે. વલી વસુદેવહિંડિમાં પાંચ ભવ કહ્યા છે. તત્ત્વ કેવલિગમ્ય છે.

૮૩ **પ્રશ્નઃ**—પિંડસ્થ ધ્યાન શી રીતે કરવું ?

**ઉત્તરઃ**—યોગ શાસ્ત્રમાં હેમાચાર્યજી મહારાજે ઘણા પ્રકારે બતાવ્યું છે, તેમાંથી બે રીતો લખું છું. અરિહંતનો અ નાભિને વિષે સ્થાપવો, સિદ્ધ મહારાજની સિ મસ્તકને વિષે સ્થાપવી. આચાર્ય મહારાજનો આ મુખ ઉપર સ્થાપવો. ઉપાધ્યાયજીનું ઉ હૃદયે સ્થાપવું અને સાધુજી મહારાજનો સા કંઠે સ્થાપવો. એ રીતે પાંચે અક્ષર સ્થાપી તેનું એકાગ્રપણે ધ્યાન કરવું. એ એક સોને આઠ વાર ધ્યાન કરવું. એ એકસોને આઠ વાર ધ્યાન કરવાથી એક ચોથભક્તનું ફલ કહ્યું છે. બીજી રીતે પાને ૧૮૮ મે ચિંતવવું તે પિંડસ્થ ધ્યાન કહ્યું છે. તે પિંડસ્થ ધ્યાનની પાંચ પ્રકારે ધારણા કહી છે. પૃથ્વી, અગ્નિ, વારૂણી, વાયુ, તત્ત્વભૂ એ પાંચ ધારણા કરવી, તે કહે છે. પ્રથમ જેવડો તીર્છાલોક છે, તેવો ક્ષીરસમુદ્ર ધ્યાવો, એટલે ચારે બાજુએ જલ છે એવું ધ્યાવું ને તે જલ મધ્યે જંબૂદ્વીપ છે. તેવડું સુવર્ણનું સહસ્રદલમય કમલ ચિંતવવું તે કમલની વચમાં સુવર્ણમય મેરૂપર્વત કર્ણિકારુપ ચિંતવીએ. તે કર્ણિકા ઉપર શ્વેત, સિંહાસન ઉપર અષ્ટ કર્મ છેદન કરવા ઉદ્યમવંત એવો હું ત્યાં બેઠો છું એમ ચિંતવવું. આવી રીતે એકાગ્રતાએ ચિંતવવું, તે પૃથ્વી ધારણા કહીએ. પછી આપણા નાભિ કમલમાં સોલ પાંખડીનું કમલ ચિંતવીએ. એ સોલ પાંખડીના કમલની મધ્યે કર્ણિકા મધ્ય ભાગે મહા મંત્ર, સિદ્ધચક્ર બીજ અર્હં, એવો મંત્ર સમરીએ. પછી કમલની સોલે પાંખડીએ અ, આ, ઇ, ઈ ઉ, ઊ, ઋ, ૠ, ઌ, ૡ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ એક એક સ્વર સ્થાપીએ. તેને સમરવા પછી અર્હં. એવો મહામંત્ર બિંદુકલા સહિત રેફ એવો અક્ષર છે. તે રેફ અક્ષરમાંથી થોડો થોડો નીસરતો, ધ્રુમ્રશીખા ધુમાડો ચિંતવવો ને સમરવો. પછી ધુમાડા નીસરતા અગ્નિના તણખાના સમૂહ નીસરતા ધ્યાવા. પછી અગ્નિની જ્વાલા દિસી વિદીસી, આકાશ વ્યાપીત મહાજ્વાલા સમરીએ ને જ્વાલાના સમૂહે અષ્ટકર્મ રૂપ અધોમુખ કમલ આઠ પાંખડીનું દરેક પાંખડીએ એક એક કર્મ સ્થાપીએ. તેને રહેવાનું સ્થાન જે હૃદયકમલ તેને બાલીએ એટલે આ મંત્રના ધ્યાન કરવાથી ધ્યાન રૂપ સબલ અગ્નિ પ્રાપ્ત થઇ છે. તે અગ્નિ દહે છે. બાલે છે. તેથી તે કર્મ બલે છે એમ ધ્યાવું. ત્યાર પછી દેહથી બહાર અલગું, જલહલતું, અગ્નિ ત્રિકોણ ધ્યાઇએ, તે ત્રિકોણના ત્રણે ખુણે એક એક સાથીઓ સમરીએ તે ત્રિકોણ અગ્નિ રેફ સમરીએ. અંત શરીરમાં મહામંત્ર

થકી ઉપન્યો જે અગ્નિ તે અગ્નિની જ્વાલા જલહલતી છે તેથી દેહ અને અષ્ટ દલ કર્મ, સ્થાપેલા કર્મને બાલીને ભસ્મ કરીએ. તેથી આત્મા શાંત થાય એમ ધ્યાઇએ. તે અગ્નિ ધારણા કહીએ. હવે વાયુ સમરીએ તે વાયુ કેવો છે કે ત્રણ ભુવન જે સ્વર્ગ મૃત્યુ પાતાલ તેને પૂરી રહ્યો છે. વળી પર્વતને પણ વાયુ ઉન્મૂલન કરે છે. વલી સમુદ્રને પણ વાયુ ક્ષોભ પમાડે છે. મર્યાદા મૂકાવે છે. એવા અતિ પ્રચંડ વાયુએ કરી અંગની ધારણાએ દેહ તથા અષ્ટ કર્મ રૂપ કમલને બાલીને ભસ્મ કરેલું છે. તે ભસ્મને ધ્યાનરૂપ વાયુએ ઉડાડીએ પછી વાયુ સમરવું શાંત કરીએ. એ વાયુ ધારણા. પછી જલધારણાને અમૃત રૂપણી અતિ બહુલ વેગવતી વૃષ્ટિ કરતા મેઘમાલા પરિપૂર્ણ આકાશમાં સમરવું. તે કલાબિંદુ સહિત કરૂણાંકિત મંડલ વારૂણ બીજ વર્ણશું સમરવું. તેવાર પછી વરૂણ બીજે ઉપન્યો અમૃત રૂપી એ જલના પ્રવાહે આકાશ ભરવું અને અગ્નિ ધારણાથી અગ્નિપુરથી દેહ તથા કર્મ બલ્યાં છે તેની રાખ છે તે ધ્યાનરૂપ જલની વૃષ્ટિથી પખાલવું તે વારૂણીથી સમરવું. એ વારૂણી ધારણા કહીએ. જે હવે પાંચમી તત્ત્વધારણા તે સપ્ત ધાતુએ રહિત નિષ્કલંક, નિર્મલ, ચંદ્રબીંબ સરખો ઉજ્વલ એવી સર્વજ્ઞ સર્વ વસ્તુનો જાણ તે સરખું આપણા આત્માપણું ભાવવું. બહુ તેજમય અજ્ઞાનરૂપ તિમિરે રહિત મણિમય સિંહાસને બેઠા દેવ દાનવ, ગંધર્વ, સિદ્ધચારણાદિકે સેવિત અનેક અતિશયે કરી શોભિત, સઘલા કર્મે કરી રહિત, સહજ સ્વરૂપી, પર સ્વરૂપથી રહિત, સ્વભાવ મહિમા નિધાન એવો આત્મા આપણા શરીર મધ્યે પુરૂષાકારે સમરીએ તે તત્ત્વભૂધારણા કહીએ. એ પિંડસ્થધ્યાન યોગીશ્વર ધ્યાય છે. તેમાં પોતાના સ્વરૂપમાં લીન થવાથી મુક્તિનાં સુખ અનુભવે છે. વલી એ ધ્યાન પ્રભાવે યોગીશ્વરને દુષ્ટ વિદ્યા ઉચ્ચાટ્ટણ, મારણ, સ્થંભન, વિગેરેથી પીડા થાય નહિ. શાકીની, ડાકીની, લાકીની, કાકીની, ક્ષુદ્ર યોગિની, ભૂત, પ્રેત, પિશાચાદિક, યોગીશ્વરનું તેજ સહ્યાણતાં તત્ક્ષણ નાસી જાય. વલી મદોન્મત્ત ગજેંદ્ર, વ્યાઘ્ર, સિંહ શરભ, અષ્ટાપદ જીવ વિશેષ, દૃષ્ટિવિષ સર્પ અતિ બીહામણા તે યોગીશ્વરને ઉપદ્રવ કરવા આવતાં યોગીશ્વરને દેખતાં જ સ્થંભી જાય વા દૂર જાય. યોગીશ્વરનું તેજ સહન કરી શકે નહિ, એવો મહિમા પિંડસ્થ ધ્યાનનો છે ને છેવટ નિત્ય સુખની પ્રાપ્તિ થાય.

૮૪ પ્રશ્ન:—પદસ્થ ધ્યાન શી રીતે કરવું ?

ઉત્તરઃ—યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં પાને ૧૯૨ મે છે તે નીચે પ્રમાણે ધ્યાન કરવું. નાભિકંદે સોલ પાંખડીનું કમલ છે, તે સોલ પાંખડી ઉપર એક એક પાંખડીએ અ, આ, આદિ એક એક સ્વર સ્થાપીએ. એમ સોલ પાંખડીએ સોલ સ્વર અક્ષર સ્થાપવા. ને એ સોલે સ્વર ચિંતવવાને ચિત્તની એકાગ્રતા કરવી. પછી હ્રદયકમલમાં એક કમલ ચોવીસ પાંખડીનું ચિંતવિએ

તેમાં કર્ણિકા ચિંતવીએ, પછી ચોવીસે પાંખડી ક થી ભ સુધીનાં ચોવીશ વ્યંજન સ્થાપીએ ને કર્ણિકામાં સ્થાપીએ. પછી તેનું ધ્યાન કરીએ. પછી મુખે આઠ પાંખડીનું કમલ ચિંતવીએ તે એક એક પાંખડીએ ય, ર, લ, વ, શ, ષ, સ, હ, આઠ વ્યંજન સ્થાપી ચિંતવીએ. એવી રીતે ત્રણે કમલના ધ્યાનમાં એકાગ્રતા કરવી. એ ધ્યાનમય રહેવાથી સર્વ શાસ્ત્રના પારગામી થાય, ત્રિકાલ-જ્ઞાની થાય. એ આદિ ઘણાં ફલ દર્શાવ્યાં છે. બીજી રીતે નવકાર મંત્રનું ધ્યાન કરવું તે પણ પદસ્થ ધ્યાન કહ્યું છે. એના ધ્યાનથી પણ ખાસિઆદિ ૧૬ મ્હોટા રોગ નાશ પામે. વચનસિદ્ધિ પ્રમુખ હોય. વલી હલુકર્મિની ગતિને પામે. પરમાનંદ સુખ પ્રાપ્ત થાય. વલી પ્રકારાંતરે કહ્યું જે આઠ પાંખડીનું ઉજ્વલ કમલ ચિંતવીએ તેની કર્ણિકા મધ્યે પ્રદેશે મહા પવિત્ર મુક્તિ સુખના દેનાર આદ્યપદ સત્યાક્ષર મંત્ર નમો અરિહંતાણું ચિંતવવું. પૂર્વ દિશાએ નમો સિદ્ધાણું ચિંતવવું, દક્ષિણે નમો આયરિણું ચિંતવવું. પશ્ચિમે નમો ઉવજ્ઝાયાણું ચિંતવવું. ઉત્તરે નમો લોએ સવ્વસાહૂણું ચિંતવવું. એસો પંચ નમુક્કારો અગ્નિ કોણમાં, સવ્વપાવપ્પણાસણો નૈઋત કોણે, મંગલાણું ચ સવ્વેસિં વાયવ્ય ખૂણે, અને પઢમંહવઈમંગલં ઇશાન કોણમાં. એવી રીતે નવપદનું ધ્યાન કરવું. મન,વચન કાયાની એકાગ્રતા કરવી. તેથી મહા ફલની પ્રાપ્તિ કરે. વલી પ્રકારાંતરે આઠ પાંખડીનું ઉજ્વલ કમલ મુખ માંહે સ્થાપવું. તે એક એક પાંખડીએ અ, ક, ચ, ટ, ત, પ, ય, શ, એ એક એક અક્ષર સ્થાપવા ને સમરવા, પછી ૐ નમો અરિહંતાણું એ આઠે અક્ષર અનુક્રમે સમરવા, પછી એ કમલની કેશરામાં સોલે સ્વર અ, આ વિગેરે સમરવા. પછી મુખે કરી સંચરતું કાંતિમંડલ માંહે રહેતું નિષ્કલંક ઉજ્વલ ચંદ્રબિંબ સરખું માયાબીજ હ્રીઁકાર મંત્ર સમરીએ-તેવાર પછી તે પાંખડીઓને વિષે ભમતું, આકાશમંડલમ સંચરતું, મનોમલ વિનાશતું, અમૃતરસ સ્રવતું, તાલુ માર્ગે જતું, ભમમાંહી ઉલાસતું, જલહલાટ કરતું ત્રૈલોકયવિભુત્વને રહે, અચિંત્ય મહિમાનો દેનાર, અદ્‌ભુત આશ્ચર્યકારી, ચંદ્ર સૂર્યના તેજને જીપતું, જ્યોતિર્મય, સાક્ષાત્ તેજરૂપ, અતિપવિત્ર, નિઃપાપ એ મંત્ર એક ચિત્તે મન, વચન, કાયાની એકાગ્રતાએ ધ્યાતાં જે પાપ કર્મ કીધાં છે, તેનો વિનાશ થાય અને શ્રુતજ્ઞાન સકલ વચનમય શબ્દબ્રહ્મ પ્રગટ થાય. એવી રીતે નિશ્ચલ મન કરી છ મહીના અભ્યાસ કરવાથી મુખમાંથી ધુમ્રશિખા નીસરતી દેખે. એક વરસ અભ્યાસ કરવાથી મુખમાંથી અગ્નિજ્વાલા નીસરતી દેખે. પછી વિશેષ અભ્યાસે સર્વજ્ઞનું મુખકમલ દેખે. પછી વિશેષ અભ્યાસ કરવાથી અષ્ટકર્મ રહિત કલ્યાણ માહાત્મ્ય આનંદ રૂપ સમગ્ર અતિ-શય સંયુક્ત પ્રભામંડલમાં રહે. સાક્ષાત્ પ્રગટ સર્વજ્ઞ વીતરાગને દેખે. પછી નિશ્ચય મન થાય. મનનો વેપાર જીતીને તે પરમેશ્વરના સ્વરૂપને વિષે એકાગ્ર

મન કરી સંસારરૂપી ભયંકર વનને પરિહરી પછી સિદ્ધિમંદિર—મુક્તિમંદીર આશ્રયે એટલે પામે. વલી પ્રકારાંતરે યોગીશ્વરે મંત્રાધિરાજ હકારને ઉપર અને હેઠલ રેફસંયુક્ત કલાબિંદુસહિત અનાહત નાદસંયુક્ત અર્હં કનક સુવર્ણનું કમલ તે માંહી રહ્યો નિઃકલંક ચંદ્રબિંબ સરખો નિર્મલ, અતિ ઉજ્વલ, ચપલ આકાશે ફરતો, દશ દિશાએ વ્યાપતો, મુખ કમલે પ્રવેશ કરતો, ને માંહો માંહે ભમતો, નેત્ર પ્રત્યે સ્ફુરતો, લલાટ મધ્યે રહેતો, તાલુ માર્ગે નિસરતો, અતિ બહુલ શરીરને આનંદ પરમ નિર્ભર સુખ ઉપજાવતો, અમૃતરસ સ્રવતો, અતિ ઉજ્વલપણે ચંદ્રમંડલ સાથે સ્પર્ધા કરતો, જ્યોતિ શરીરમાં સ્ફુરતા આકાશ મંડલમાં સંચરતા શિવશ્રી—મોક્ષલક્ષ્મીસુ એક ભાવનાશ્રીને સર્વ અવયવ સંપૂર્ણ કુંભક કરી એટલે શ્વાસોશ્વાસ સ્થિર કરી એકાગ્રતાએ એ રીતે ધ્યાવું. તેથી સાક્ષાત્ તત્ત્વને પામે. બીજાં પણ બહુ પ્રકારે ધ્યાન આઠમા પ્રકાશમાં છે તે જોઇને ધ્યાવાં.

૮૫ પ્રશ્નઃ—રૂપસ્થ ધ્યાન શી રીતે કરવું ?

ઉત્તરઃ—યોગશાસ્ત્રમાં નવમા પ્રકાશમાં છે. તેમાંથી અલ્પ લખું છું. પ્રથમ ભગવંત સમોસરણમાં બીરાજમાન છે તે ધ્યાવા. તે કેવા છે ? મોક્ષલક્ષ્મીને સન્મુખ છે. આઠે કર્મના વિનાશના કરતા, અન્ય જીવને અભયદાનના દાતાર છે. નિઃકલંક અતિ ઉજ્વલ ચંદ્રબિંબ સરખા ત્રણ છત્ર મસ્તક ઉપર ધર્યાં છે ઉલસતું જલહલતું છે, ભામંડલ તેણે કરી સૂર્યનું તેજ વિડંબ્યું છે. દેવદુંદભિ, ભેરી, મૃદંગ આદિ અનેક વાજીંત્રના શબ્દે કરી કિન્નર ગંધર્વાદિકનાં ગીત, દેવાંગના અપ્સરાદિકનાં નૃત્ય, દેવેંદ્રાદિકની સેવા ઇત્યાદિક ઋદ્ધિએ યુક્ત અશોક વૃક્ષે શોભિત છે સિંહાસન તે સિંહાસને પ્રભુ બેઠા છે, ચામર વિંજાઇ રહ્યા છે. દેવ, દાનવ, દૈત્ય, ગંધર્વાદિક નમી રહ્યા છે. મંદાર પારિજાતક હરિચંદન કલ્પવૃક્ષાદિક દીવ્ય વૃક્ષ તેનાં પુષ્પોએ કરી સુગંધિત છે સમોસરણ. તે સમોસરણના કોટમાં મૃગ, વાઘ, સિંહ, સર્પ, હસ્તી, અશ્વ આદિ તિર્યંચ શાંતપણે રહ્યા છે. એક બીજાને વૈરભાવ પ્રભુ પસાયે શાંત થયાં છે. એમ અનેક અતિશય સંયુક્ત વીતરાગ ભગવાનને કેવલજ્ઞાની મહારાજ પણ વાંદી રહ્યા છે. સર્વને પૂજનિક પરમેષ્ઠિ ભગવંત અરિહંત શ્રી વીતરાગનું સ્વરૂપ જોઇને, મનમાં આણીને ધ્યાન કીજે. તે પ્રભુના ગુણમાં એકાગ્રતા કરીએ તે રૂપસ્થ ધ્યાન કહીએ. વલી બીજી રીતે આ પ્રમાણે—રાગ, દ્વેષ, મદ, મચ્છર, ક્રોધ, માન, માયા, લોભ, અહંકારાદિક મહા મોહને વિકારે અકલંકિત છે. શાંત છે, કાંત તેજે કરી જલહલતું છે. મનોહર મહા સૌભાગ્યે કરી સંયુક્ત છે. સર્વ લક્ષણ ૧૦૮ તેણે સંયુક્ત છે. અનેરે દરશને અણજાણી તો જોગમુદ્રા માહાત્મ્ય છે. આંખને અમંદ ઘણું આશ્ચર્યકારી આણંદ પરમ આનંદનો હેતુ છે, ઇંદ્રીયો

જીતી મન વશ કરી નિર્મલ ચિત્તે અનિમેષ દૃષ્ટિને મેષોન્મેષ નિવારીને એવી રીતે શ્રી વીતરાગની પ્રતિમાનું રૂપ ધ્યાય તેને રૂપસ્થ ધ્યાન કહીએ.

એમ અતિશે અભ્યાસથી યોગીશ્વર તન્મયપણું વીતરાગપ્રતિમાપણું પામે. આપણું સર્વજ્ઞપણું દેખે નિશ્ચે જે ભગવંત સર્વજ્ઞ વીતરાગ તે હું જ એમ એક મના તન્મયતા વીતરાગપણું પામ્યો. તું સર્વવેદી સર્વજ્ઞ માનીએ. વીતરાગનું ધ્યાન કરતાં વીતરાગ થઇને મુકિત જાય અને રાગી દેવનું ધ્યાન કરતો ક્ષોભણ ઉચાટનાદિક કર્મનો કરનાર થાય. અજ્ઞાનપણે એટલે વસ્તુધર્મ યથાર્થ ભણ્યા વિના જે ધ્યાન કરે તે અસત્ ધ્યાન તે ફોકટ પ્રયાસ થાય. માટે યથાર્થ વસ્તુના કહેનાર વીતરાગ તેની આજ્ઞાએ ધ્યાન કરવું. આ વિગેરે ઘણું સ્વરૂપ યોગશાસ્ત્રમાં છે તે જોવાં.

૮૬ પ્રશ્નઃ—રૂપાતીત ધ્યાન શી રીતે કહ્યું છે ?

ઉત્તરઃ—યોગશાસ્ત્રમાં પાને ૨૦૪ મે તે અમૂર્ત્ત, ચિદાનંદ સ્વરૂપ, નિત્ય, અવ્યય, નિરંજન, નિરાકાર, શુદ્ધ પરમાત્માનું ધ્યાન તે રૂપાતિત ધ્યાન કહીએ. એ રીતે યોગીશ્વર નિરાકર સ્વરૂપ અવલંબતો નિરાકાર ધ્યાન કરતો ગ્રાહ્ય ગ્રાહક વર્જિત નિરાકારપણું પામે. જે કંઇક પૌદ્‌ગલિક ઇચ્છાએ જપ ધ્યાને કરીએ તે ગ્રાહ્ય ગ્રાહક કહીએ. મન વશ કરી જપ ધ્યાને કાંઇક દૈવત આરાધે તે ગ્રાહક કહીએ. તેથી રહિત જે યોગીશ્વર પરસ્વરૂપથી રહિત અને નિરાકાર પરમાત્મ સ્વરૂપ ચિંતવતો ઐક્ય નિરાકારપણું પામે. મનને પરમાત્માને જે સમરસ ભાવને એકીકરણ કહીએ તે જ આત્મા પરમાત્માને વિષે એક કરીને લય પમાડે. એ એવી રીતે યોગશ્વર ઇંદ્રીઓ જીતી મન વશ કરી તત્ત્વ અવ્યય સ્વરૂપ નિરંજન નિરાકાર ચિંતવતો નિરંજનપણું પામે. આ ધ્યાન અનુભવ જ્ઞાનને બલે થાય છે. જેમ જેમ આત્મા સ્વસ્વરૂપમાં લીન થતો જાય તેમ તેમ વિશેષ વિશુદ્ધિથી અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થાય તેમ તેમ વિશેષ અનુભવ થાય. આ ધ્યાન કૃત્રિમ નથી તેથી એનો વિસ્તાર અલ્પ દર્શાવ્યો છે.

૮૭ પ્રશ્નઃ—જૈનમાં સમાધિ ચડાવવાનો માર્ગ છે કે નહિ ?

ઉત્તરઃ—યોગશાસ્ત્રમાં બહુ વિસ્તારે છે તથા કપુરચંદજી મહારાજે સ્વરોદય નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં ઘણી રચના છે, બીજે પણ ઘણે ઠેકાણે છે. આજ પણ તેના અભ્યાસી છે.

૮૮ પ્રશ્નઃ—કંઇક જૈનધર્મિ નામધારી તેરાપંથી શ્વેતાંબરી કહે છે જે ભગવતીજીમાં પાંને ૬૧૩ મે અસંયતિને દાન આપવાથી કેવલ પાપ કહ્યું છે. માટે દાન દેવું નહિ તે વ્યાજબી છે કે કેમ ?

ઉત્તરઃ—જૈનમાર્ગની શૈલિ સ્યાદ્‌વાદ છે. તે શૈલિના જ્ઞાન વિના જીવ

એકાંત માર્ગ ગ્રહણ કરે, તેના હાથમાં સૂત્રનો પરમાર્થ આવતો નથી. જેટલાં સૂત્રનાં વચન છે તે અપેક્ષિત છે. તે અપેક્ષા ગુરૂ પાસે જ્ઞાન લેવાથી થાય છે. તે ગુરૂ વિના પોતાના સ્વછંદપણે અર્થ કરે તેના હાથમાં પરમાર્થ કેમ આવે ? સૂત્રના અર્થ નિર્યુક્તિકારે, ભાષ્યકારે, ટીકાકારે કહ્યા છે તે ઉપરથી તથા તે અર્થ ગુરૂ મહારાજ પાસે ધારે ત્યારે પ્રભુના અભિપ્રાયનું જ્ઞાન થાય, પણ પૂર્વધર પુરૂષ અર્થ કરી ગયા છે તેથી વિપરીત બીજો અર્થ કરી અલ્પબુદ્ધિવાલો પંથ ચલાવે ને તે પંથને પ્રમાણ કરે ત્યારે તેની અજ્ઞાનતા આગલ ઉપાય નથી. પ્રભુજીએ વરસીદાન દીધાં છે તે દાનના લેનાર અસંયમી છે તો જો દાનમાર્ગનો નિષેધ હોય તો પ્રભુ કેમ દાન દે ? પ્રભુ સમ્યગ્દૃષ્ટિ છે. ત્રણ જ્ઞાનના જાણ તેમણે ગુણ જાણીને કહ્યું, તે સર્વ ગૃહસ્થને કરવું જોગ્ય છે. જ્ઞાતા સૂત્ર છાપેલું છે પાને ૮૫૪ મે મલ્લીનાથ મહારાજે દાન દીધું તે અધિકાર છે. એમના પીતા કુંભરાજાએ પણ ચારે પ્રકારના આહારનું દાન દીધું છે તે પણ પાને ૮૫૫ મે છે. જો કેવલ હાનિ હોત તો મલ્લીનાથ મહારાજ નિષેધ કરત તેમ નિષેધ કર્યું નથી. વલી કૃષ્ણ વાસુદેવે થાવચ્ચા કુમાર દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે પોતે આખી દ્વારિકા નગરીમાં ઉદ્‌ઘોષણા કરાવી કે જે કોઇ દીક્ષા લેશે તેના પાછળના કુટુંબની પ્રતિપાલના હું કરીશ. આવા આશ્રયનો અધિકાર જ્ઞાતાસૂત્રમાં પાને ૫૪૬ મે છે. તેથી વિચાર કરો જે પાછલના કંઇ સંજમી નથી તે અસંયમીજ છે તેનું રક્ષણ કરવામાં લાભ જાણી આ કામ કર્યું તો તેમ બીજાને પણ હિતકારી છે. વલી તીર્થંકર મહારાજા જ્યાં પારણું કરે છે ત્યાં સોનૈયાની વૃષ્ટિ થાય છે જેમકે પુરણ શેઠને ત્યાં વીરસ્વામીએ પારણું કર્યું તે સમ્યક્‌દૃષ્ટિ પણ નથી ને ત્યાં સોનૈઆની વૃષ્ટિ થઈ છે. એ લેનાર અસંયમીજ છે અને એમ મુનિયોનો પણ મહિમા કરવા સમ્યક્‌દૃષ્ટિ દેવતા એવી ભક્તિ કરે છે તો જે જે કૃત્ય સમ્યક્‌દૃષ્ટિએ કરેલાં પ્રભુએ નિષેધ્યાં નથી તો તે આચરવા યોગ્ય ગૃહસ્થને છે. વલી રાયપસેણી સૂત્રમાં પ્રદેશી રાજાનો અધિકાર છે તીહાં પણ પ્રદેશી રાજાને કેશિ ગણધર મહારાજે ધર્મ પામ્યા પછી કહ્યું જે હે પ્રદેશી ! તું રમણીક થઇને પછી અરમણીક ન થતો. તે વખતે પ્રદેશી રાજાએ કહ્યું છે જે હું મ્હારી ઋદ્ધિના ચાર ભાગ કરીશ તેમાંથી એક ભાગ દાનશાલામાં આપીશ. આ અધિકાર રાયપસેણી સૂત્રમાં પાને ૨૮૦ મે છાપેલી પ્રતમાં મૂલપાઠમાં છે. આથી વિચારો જે દાનનો નિષેધ છે, તે માત્ર કુપાત્રને સુપાત્ર બુદ્ધિએ આપવું તે છે પણ અનુકંપાએ દુઃખી જાણી આપવું તથા શાસનપ્રભાવનાએ આપવું તેમાં કોઇ ઠેકાણે નિષેધ નથી. આગમની પ્રરૂપણા ગુરૂમુખે ધારીને કરે તોજ બરાબર સમજાય. વલી આત્માનો દાન ગુણ તો સ્વાભાવિક છે. પણ જ્યાં સુધી દાન અંતરાય હોય ત્યાંસુધી વસ્તુ

બરાબર સમજાય નહિ. દાન દેવું નહિ એવુંજ મનમાં આવે. વલી જ્યા જ્યા તીર્થંકર મહારાજ વા, આચાર્ય મહારાજ સમોસર્યા છે તેની વધામણી લાવનારને પ્રીતિદાન બહુ પ્રકારે આપ્યાં છે. તેમાંથી એક અધિકાર લખું છું. ચિત્રસારથીએ કેસી મહારાજ સમોસર્યા ત્યારે ખબર લાવનાર વનપાલકને દાન આપ્યું છે. તે અધિકાર રાયપસેણીજીમાં છાપેલી પ્રતમાં પાને ૨૩૨ મે છે ત્યાંથી જોઈ લેવું.

એ દાનમાં લાભ ન હોત તો સમ્યક્‌દ્રષ્ટિ કેમ દે ? તે પણ ઇહાં પ્રભુની ભક્તિભાવનો ઉચ્છાહ છે તે મોટો લાભ છે તેથી દાન દીધાં છે. એ દાનમાં ધર્મ નથી એમ કહે તેણે વિચારવું જોઈએ જે ભગવંતને વાંદવા જવાના રથનું નામ, ધર્મરથ મૂલપાઠમાં બહુ ઠેકાણે કહ્યું છે. તેમાંથી જ્ઞાતાસૂત્ર છાપેલામાં પાને ૧૪૯ મે છે. માટે હરેક વસ્તુ બધા શાસ્ત્રનો વિચાર કરીને ગ્રહણ કરવી. દાન વિષે એવું કહે છે કે અસંયમીને દાન દઇએ તેથી તે પુષ્ટ થાય ને આરંભ કરે તેની હિંસા લાગે વાસ્તે દેવું નહિ. તેને સમજવું જોઇએ કે તેરાંપથી પોતાના ગુરૂને દાન આપે છે. તે ચાલી જશે તેમાં નીચે કેટલાએક ત્રસ જીવ તથા પેટમાં આહારના જોગથી કરમીઆ સરમીઆ નીપજશે તે નિહાર કરશે ત્યારે હણાઈ જશે. તથા વડીનીતિ કરશે તે વિષ્ટામાં જીવ ઉપજશે તે હણાશે, તે એ સર્વે હિંસા લાગશે, માટે તમારા ગુરૂને પણ આહાર આપવો જોઇએ નહીં. પણ એમ વિચારો જે શુદ્ધ સંયમી મુનિ મહારાજ પોતાનું આત્મસાધન કરે છે, તેનો વિચાર કરવાનો છે. બીજો વિચાર આપણે લેવાનો નથી માત્ર આહાર પાણીના આધારથી સુખે ધર્મસાધન થશે. તેમ દુઃખી જીવને આપવાથી આહાર સંબંધીના સંકલ્પ વિકલ્પ રૂપ તેનું દુઃખ ટલશે ને તેને સંતોષ વલશે તેજ લાભ વિચારી દાન આપવું છે. આપણે કંઇ દુષ્ટ કામ કરવા આહાર આપતા નથી, તેથી આપણને તે દૂષણ લાગતું નથી. વલી તેરાપંથી લોકને ધર્મ ઉપદેશ કરે છે. તે ઉપદેશ સાંભલી અજ્ઞાનપણે તપસ્યા કરે છે તે તપસ્યાથી દેવલોકમાં વા, મનુષ્યમાં પૌદ્‌ગલિક સુખ ભોગવશે તે પાપ પણ ધર્મ ઉપદેશ દેનારને લાગવું જોઇએ. તે એમ કહે જે એમને તો ધર્મ ઉપદેશ દેવો છે તેથી તે પાપ લાગતું નથી તેમ દાન દેનારને તેની ભુખનું દુઃખ ભાગવું છે બીજો ભાવ નથી. જીવ છોડાવનારને જીવને મરતો બચાવવો છે તે અભયદાન કરવું તે ભાવ છે. બીજો ભાવ નથી. વાસ્તે કરૂણાભાવનો લાભ છે, તે પછી શું કરશે તે દોષ અભયદાન દેનારને લાગતો નથી હરેક વસ્તુમાં ભાવ બલવાન છે. ગુરૂવંદન કરીએ છીએ, વાંદવા જઇએ છીએ તેમાં રસ્તામાં જતાં તથા ઉઠ બેસ કરવામાં હિંસા થાય છે. પણ વંદનના લાભઅર્થે કરીએ છીએ તેમ દાન દેવાનો ભાવ પણ બલવાન છે. વલી ભગવંતે સર્વ દાનમાં અભ-

યદાન બલવંત કહ્યું એ અધિકાર સુયગડાંગ સૂત્રમાં પાને ૩૧૮ મે મૂલપાઠમાં છે તથા તેનો અર્થ ટીકાકારે પાને ૩૨૦ માં વિસ્તારે કર્યો છે. તેમાં કથા પણ વસંતપુરના રાજાની છે તેમાં સાર એ છે જે રાજાની રાણીએ ચોરને ગરદન મારતાં મૂકાવ્યો છે ને તે ચોર બચ્યો છે તેને અભયદાન કહ્યું છે. એ ઉપરથી વિચાર કરશો જે જીવ બચે ને તે પછી હિંસા કરે તેનું પાપ જો આવતું હોય તો અભયદાનને ભગવંત વખાણત નહીં માટે જીવને કોઇ મારતું હોય તો બચાવવો. તેમજ ભુખે મરતાને ખવરાવીને બચાવવો એ અભયદાન છે. માટે વિચાર કરવો જોઈએ. કારણ ને સ્યાદ્વાદમાર્ગ સમજવો. સુયગડાંગજીમાં બીજા શ્રુતસ્કંધમાં પાંચમા અધ્યયનમાં છાપેલી પ્રતમાં પાને ૮૭૨ મે આલાવામાં કહ્યું છે જે કોઇક ખુદગ એવું કહે જે એકેંદ્રીથી તે પંચેદ્રી સુધીના જીવના વિનાશનું સરખું પાપ વા, એકાંત સરખું પાપ નહિ. એમ કહે તો અનાચાર એ બન્ને બોલ એકાંતે બોલવામાં અનાચાર કહ્યા. હવે એનો શબ્દનો અર્થ કંઇ બીજો નીકલવાનો નથી પણ પ્રભુએ ગણધર મહારાજને પરમાર્થ દર્શાવ્યો તે પાઠ પરંપરાએ ચાલ્યો આવ્યો તે આધારે પૂર્વપુરૂષોએ અર્થ ભર્યા હોય તેથી અર્થ પામીએ. એનો ખુલાસો ટીકાકારે કર્યો છે. ત્યાં જોશો તો જણાશે. વલી પાને ૮૭૩ મે આલાવો છે તેમાં કહ્યું છે કે–

આધાકર્મિ આહાર કરવાથી કર્મે કરી લેપાય એમ એકાંત ન કહેવું તેમજ આધાકર્મિ આહાર કરવાથી ન લેપાય એમ પણ કહેવું ન જોઇએ. એ વાત એકાંત બોલવાથી અનાચાર એ ઉપરથી વિચાર કરવો જે ભગવતીજીના પાઠને આધારે દાનનો નિષેધ છે પણ પાઠનો અર્થ ટીકાકારે કર્યો છે. ત્યાં ચોખું દર્શાવ્યું છે ને બીજા સ્થાનની ગાથા મૂકી છે જે અનુકંપા દાન જિનેશ્વરે નિષેધ્યું નથી એમ અર્થ છે તે પ્રમાણે પૂર્વ પુરૂષના અભિપ્રાયથી તો દાનનો નિષેધ કોઈ ઠેકાણે નથી. સુયગડાંગજીના ઉપલા પાનાનો અર્થ પણ ટીકાકારના ખુલાસાથી આવશે. તેમ આપણે લેવો જોઇએ ને સૂયગડાંગજીના પાઠનો અર્થ મુખથી કહે તે ખરો માનવાનો આધાર શું ? ને જીવને મિથ્યાત્વ ખસ્યું નહિ હોય તે કલ્પિત અર્થ માને પણ થોડો થોડો ક્ષયોપશમ થયો હશે, તો તે મહા પુરૂષના અર્થ પ્રમાણ કરશે. માટે આત્માર્થિને રીતસર કહેવું તે ન સમજે તો કંઠશોષ કરવો નહિ એજ શ્રેષ્ઠ છે. વલી એ લોકો આચારાંગજીમાં હિંસાના નિષેધના પાઠ બતાવે છે, પણ તે પાઠ સર્વે મુનિ મહારાજ સર્વથા હિંસાના ત્યાગીનો છે. આચારાંગજીમાં પણ પાને ૨૨૪ મે છાપેલી પ્રતમાં જે આશ્રવનાં કારણ તે સંવર થાય છે ને સંવરનાં કારણ તે આશ્રવનાં થાય છે. એમાં પ્રણામ વિશેષની મુખ્યતા દર્શાવી છે. તેમ હરકોઈમાં પ્રણામ વિશેષ વિચારવા. વલી ઠાણાંગ સૂત્રમાં પાને ૫૬૩ મે છાપેલામાં દશમ સ્થાનાંગમાં દશ પ્રકારનાં દાન દર્શાવ્યાં છે તેમાં અનુકંપાદાન અભયદાન કહ્યું છે, નેઅધર્મદાન જુદું કહ્યું છે.

વલી કેવલ અધર્મમાં તમારા વિચાર પ્રમાણે અનુકંપાદાન હોત તો અધર્મદાનમાંજ સમાસ થાત, જુદો દર્શાવ શું કરવા કરત? પણ એ અનુકંપાદાન તથા અભયદાન અધર્મમાં નહિ તેથી જુદો દર્શાવ કર્યો છે માટે જેમ પ્રભુ પોતેજ દાન દે છે તેમ શ્રાવકના અભંગ દ્વાર કહ્યાં છે. જે શ્રાવક શક્તિ માફક દાન દે, સમ્યગ્દૃષ્ટિના સડશઠ બોલ કહ્યા, તેમાં સમકિતનાં પાંચ લક્ષણ કહ્યાં છે. તેમાં ચોથું અનુકંપા લક્ષણ કહ્યું છે. દ્રવ્યથી દુઃખીને દાન દઈ સુખી કરે, ભાવથી ધર્મ પમાડી ધર્મે કરી સુખી કરે. આ લક્ષણ છતાં કેમ દાન આપે નહિ? અવશ્ય સમ્યગ્દૃષ્ટિ દાન દેજ. સુપાત્રને કુપાત્રબુદ્ધિએ આપવું તે મહા દોષ. તેમજ કુપાત્રને સુપાત્રબુદ્ધિએ આપવું તે મહા દોષ છે, જે કારણે આપવું તે તે ભાવે વિચારી આપવામાં દોષ નથી. ઉપાસકદશાંગમાં સગ્રદાલ પુત્રે ગોશાલાને આપ્યું છે તીહાં કહ્યું જે તારા તપ સંયમથી નથી આપતો. મહાવીરસ્વામીના ગુણગ્રામ કરે છે તેથી આપું છું. હવે એ ગોસાલો છે તો મિથ્યાદૃષ્ટિ તો પણ પ્રભુના ગુણગ્રામનો પક્ષ ધારીને આપ્યું તો લાભજ છે. વલી વંદીતા સૂત્રની ગાથા ૨૩ મીમાં છેલું પદ છે જે અસઈપોસં ચ વજીજ્જા પાપિષ્ટને પોષ્યાના અતિચાર છે પણ એનો અર્થ કર્યો છે જે વેપાર અર્થે એવા જીવને પોષીને વેચવાને પૈસા પેદા કરવા તે બાબત અતિચાર છે. અનુકંપાએ પોષવાનો અતિચાર નથી. હેમાચાર્ય મહારાજે પણ એ પ્રમાણે અર્થ કર્યો છે. આ સર્વે વાતનો સાર એટલો છે જે ઘણા શાસ્ત્રમાં આ વાત છે. માટે આવા માણસની વાત થોડી શક્તિવાલાએ સાંભલવી નહિ. મહા પુરૂષો આચાર્યો થઇ ગયા. તે પુરૂષના વચન ઉપર લક્ષ દેવો જેથી આત્માનું હિત થશે ને શક્તિ પ્રમાણે દાન આપવું એજ માર્ગ છે.

૮૯ **પ્રશ્ન**:—આવા જૈનમાં બહુ મત છે, તે લોકને શું આત્માની બીક નહિ હોય?

**ઉત્તર**:—કેટલાએક જીવ બીકવાલા હોય પણ પૂર્વકર્મની પ્રેરણાથી અવળો અર્થજ ખરો લાગે એટલે બાપડા શું કરે? વલી કેટલાએકની બુદ્ધિ મંદ હોય તેથી જે મતમાં પડ્યા તેજ પ્રમાણે વાર્તા કરે. એ સર્વ કર્મની ગતિ છે. આપણે જૈનધર્મિ નામ ધરાવી જૈન માર્ગમાં શું છે? તેનું પુરતું જ્ઞાન મેલવતા નથી, વલી સંસાર અસાર જાણીએ છીએ તેમ છતાં છોડતા નથી. તે આપણા કર્મની ગતિ છે તેમજ સર્વ જીવ કર્મને આધીન છે. માટે કોઇ જીવ ઉપર દ્વેષ ન ધરતાં કેવલ આપણા આત્માની પરિણુતિ સુધરે તેવો ઉદ્યમ કરવો. જેમ બને તેમ સંસારની ઉપાધિ ઓછી કરવી, પોતાની આજીવિકા થોડા વિકલ્પે ચાલતી હોય તે છતાં વધારે ધન મેલવી ખરચવાની લાલચે ઉપાધિ કરવી તે યોગ્ય નથી. ઉપાધિ જેમ બને તેમ છોડી રાત્રી દિવસ જ્ઞાન અભ્યાસ કરવો

ને તે જ્ઞાનથી આત્માનું સ્વરૂપ જોવું. બે ઘડી એકાંત બેસી આત્માનો વિચાર કરવો એ શ્રેયકારી છે, આત્માની પરિણુતિ બગડે એવા વાદ વિવાદમાં કાલ ગુમાવવો નહિ એજ શીખામણ છે.

૯૦ **પ્રશ્ન**:—આત્મપ્રદેશ હાલિ રહ્યાનો અધિકાર આચારાંગજીની છાપેલી ટીકામાં પાને ૧૦૩ મે છે તેનો શું હેતુ ?

**ઉત્તર**:—આચારાંગજીમાં ઉષ્ણુ ઉદક વત્ ઉદ્વર્તના કરી રહ્યા છે એ વાત સત્ય પ્રત્યક્ષ સમજાય છે. એ શરીરના સર્વે ભાગોમાં નસો હાલી રહી છે તે પાછી જીવરહિત શરીર થાય છે ત્યારે કંઇ પણુ હાલતું નથી તેથી સમજાય છે કે આત્મપ્રદેશના ચલાયમાનપણુથીજ હાલે છે. એ પ્રમાણે લોકપ્રકાશમાં પણુ અધિકાર છે.

૯૧ **પ્રશ્ન**:—મુનિ કંખામોહની કર્મ બાંધે એ અધિકાર ક્યાં છે ?

**ઉત્તર**:—શ્રી ભગવતજીની છાપેલી ટીકામાં તથા બાલાબોધમાં પાને ૭૦ મે છે. તેર પ્રકારના અંતર કહ્યાં છે. તે કારણે મુનિ શંકા કરે તો કંખામોહની બાંધે, વાસ્તે શ્રીજિનવચનમાં શંકા કરવી નહિ. કંખા શબ્દે મિથ્યામોહની કહી છે માટે જેમ બને તેમ પરમાત્માના વચન ઉપર દૃઢ રહેવું.

૯૨ **પ્રશ્ન**:—ભુવનપતિ પ્રમુખ નીચેના દેવતા દેવલોકમાં જાય કે નહિ ?

**ઉત્તર**:—ભગવતીજીની છાપેલી પ્રતમાં પાને ૨૪૬ મે ચમરેંદ્ર ગયાનો અધિકાર છે પણુ તેમાં એટલું વિશેષ છે કે અરિહંતનું, અરિહંતના ચૈત્યનું એટલે પ્રતિમાજી વા, સાધુનું શરણું કરીને જાય તો જવાય તે શિવાય જવાય નહિ.

૯૩ **પ્રશ્ન**:—તામલી તાપસે સાઠ હજાર વરસ સુધી તપસ્યા કરી તે ફોગટ ગઈ કહે છે તે કેમ ?

**ઉત્તર**:—ભગવતીજીમાં પાને ૨૩૨ મે તામલી તપાસનો અધિકાર છે ત્યાં અલ્પ ફલ કહ્યું છે. પણુ કંઈ પામ્યા નહિ એમ તો નથી. વલી ઈશાન ઇંદ્ર થયા ને અલ્પ ફલ તે મુક્તિની અપેક્ષાએ કહ્યું છે. કારણુ જે એવી તપસ્યા સમકિત સહિત કરી હોત તો ઘણી નિર્જરા થાત પણુ તે ન થઇ તે અપેક્ષાએ અલ્પ છે. ઋદ્ધિ તો ઘણી પામ્યા છે. વલી સ્થાનક પણુ એવું પામ્યા કે સમકિત પામ્યા.

૯૪ **પ્રશ્ન**:—તુંગીઆ નગરીના શ્રાવકનો અધિકાર ક્યાં છે ?

**ઉત્તર**:—ભગવતીજીમાં પાને ૧૯૧ મે શ્રવણુ પ્રમુખના ફલનો અધિકાર છે, ત્યાં તુંગીયા નગરીના શ્રાવકનું સ્વરૂપ છે.

૯૫ **પ્રશ્ન**:—અભવિ ક્યાં સુધી ભણે ?

ઉત્તર:—નંદીસૂત્રની છાપેલી પ્રતમાં પાને ૩૯૯ મે સાડાનવ પૂર્વ સુધી ભણે એમ કહ્યું છે. પણ શ્રદ્ધા નહિ તેથી આત્માનું કામ થાય નહિ.

૯૬ પ્રશ્ન:—શ્રાવકનાં વ્રત લીધા શિવાય બીજા પરચુરણ નિયમ કરવાની મરજાદ છે કે નહિ ?

ઉત્તર:—ભગવતીજીમાં પાને ૪૬૧ મે અધિકાર છે. ત્યાં કહ્યું છે જે મૂલ ગુણ પચ્ચખ્ખાણી કરતાં ઉત્તર ગુણ પચ્ચખ્ખાણી અસંખ્યાતા છે. તિર્યંચ પણ શ્રાવકનાં વ્રત લે છે. તેથી અસંખ્યાત ગુણ કહ્યા છે. ટીકાકારે વિશેષપણે કહ્યું છે જે મધ, માખણ, માંસ મદિરાના નિયમ કરે તે પણ ઉત્તર ગુણ પચ્ચખ્ખાણી કહીએ, એવી રીતે ત્યાં અધિકાર છે.

૯૭ પ્રશ્ન:—છઠા આરામાં જે જીવો થશે તેનું કેટલું આઉખું તથા તે સમકિતી કે મિથ્યાત્વી ?

ઉત્તર:—છઠા આરાના જીવનું આઉખું ૧૬ થી ૨૦ વરસ સુધીનું કહ્યું છે. પ્રાયે સમકિત રહિત ક્યાં વસસે એ વિગેરે સર્વે અધિકાર ભગવતીજી છાપેલીમાં પાને ૪૭૯ મે છે.

૯૮ પ્રશ્ન:—પાંચ ઇંદ્રિયમાં કામી ઇંદ્રિય ક્યી ને ભોગી ક્યી ?

ઉત્તર:—શ્રોત્ર ઇંદ્રિય, ચક્ષુ ઇંદ્રિય કામી તથા ફરસ ઇંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય એ ભોગી. કારણ જે એ ઇંદ્રિઓ ભોગવવાથી સુખ છે એનો વિસ્તારે અધિકાર ભગવતીજીમાં પાને ૪૮૭ મે છે.

૯૯ પ્રશ્ન:—શ્રાવક સંથારો કરે ત્યારે સર્વથા પાંચે વ્રત આદરે ?

ઉત્તર:—વરૂનનાગ નટુઆએ સર્વથા પ્રાણાતિપાત પ્રમુખનો ત્યાગ કર્યો છે. એ અધિકાર ભગવતીજીમાં પાને ૪૬૦ મે છે વાસ્તે કરી શકે એમ સમજાય છે.

૧૦૦ પ્રશ્ન:—શ્રાવક રાત પૌષધ કરે તો દીવો રાખે કે નહિ ?

ઉત્તર:—શ્રાવક પૌષધમાં દીવો રાખે નહિ, કારણ જે શ્રાવક પડીક્કમણું કરે છે ત્યારે એ ઘડીનું સામાયક છે. તેમાં કાઉસગ કરે છે, ત્યારે પણ આગાર રાખે છે જે દીવા વિજલીની ઉજેઇ આવે તો વસ્ત્ર ઓઢવું તો કાઉસ્સગ ભાગે નહિ એ સારૂ આગાર રાખે છે. હવે વિચારો જે ઓચિંતો કોઇ લાવે તો વસ્ત્ર ઓઢવું તો પછી રખાય તો કેમજ ? ઇહાં શંકા થશે જે ઉજેઇ તે અજવાલું તેમાં શા વાસ્તે વસ્ત્ર ઓઢવું ? તેનું સમજવું જે ઉજેઈ છે તે અગ્નિકાયના જીવ છે. તેને આપણો ફરસ થવાથી તે જીવ વિનાશ પામે છે. એ અધિકાર સમયસુંદરના પ્રશ્નમાં છે. વલી મહાનીશિથ સૂત્રમાં

ચોથા અધ્યયનમાં પાને ૪ મે સુમતિનાગીલનો અધિકાર ચાલ્યો છે તેમાં પણ એક મુનિરાજે વિજલિનો ચમકારો થયો ત્યારે વસ્ત્ર ઓઢ્યું નહિ. તેથી ત્યાં કહ્યું છે જે અગ્નિકાયના જીવની વિરાધના થઈ એથી પણ અગ્નિ-કાય સિદ્ધ થાય છે, વલી ભગવતીજી છાપેલીમાં ૫૧૮ મે પાને અગ્નિ સલગાવનાર મહા આરંભી કે હોલવનાર મહાઆરંભી ? ત્યાં અગ્નિ સલગાવનાર મહા આરંભી કહ્યા છે. વિગેરે અધિકાર ચાલ્યો છે. ત્યાર પછી પ્રશ્ન થયું છે જે, જેમ સચેતન અગ્નિકાય પ્રકાશ કરે છે તેમ અચિત્ત પુદ્દગલની એવી પ્રભા હોય કે નહિ ? ત્યારે ભગવંતે કહ્યું છે જે જ્યારે મુનિ તેજોલેશ્યા મૂકે છે ત્યારે તે અચિત પુદ્દગલનો પ્રકાશ થાય છે એથી પણ સમજાય છે કે અગ્નિની પ્રભા સચિત્ત કહી. વલી મુનિ પાખી અતિચારમાં તથા શ્રાવક પાખી અતિચારમાં પણ ઉજેહ આલોવે છે વલી શ્રાદ્ધજિતકલ્પમાં ઉજેઈનું પ્રાયશ્ચિત કહ્યું છે. તથા તથા વૃહતકલ્પમાં પણ જ્યાં દિવાનો ઉદ્યોત હોય ત્યાં કારણે એક બે દિવસ રહે ને વધારે રહે તો પ્રાયશ્ચિત કહ્યું. વલી ટીકામાં વિસ્તારે અધિકાર છે કે અણુસણ કર્યું હોય તો દીવો રાખે. આવા કારણે રાખવાની તો મરજાદા છે. પણ તે શિવાય તો નિષેધ છે તો પછી પૌષધમાં શ્રાવક ભણવા સારૂ રાખે એ તો સંભવતું નથી. કારણ જે '**समणो इव सावओ**' એવો પાઠ છે માટે જેમ સાધુ રાત્રે દીવો રાખતા નથી, તેમ શ્રાવક પણ રાખે નહિ. એમ અમારૂં સમજવું છે. ઉજેઈ સારૂ વસ્ત્ર ઓઢવાનો અધિકાર વૃંદારૂવૃત્તિમાં પાને ૨૮ મે છે. વલી સેનપ્રશ્નમાં પ્રશ્ન ૧૮ મે પાને ૯૭ મે દીવાની ઉજેહનું પ્રશ્ન છે તેમાં પણ કાઉસ્સગ્ગનિર્યુક્તિની શાખ આપી છે. એ સર્વે અધિકાર જોતાં દીવો રાખવો યોગ્ય લાગતો નથી.

૧૦૧ પ્રશ્નઃ—શ્રાવક દેરાસરનું દ્રવ્ય વ્યાજે રાખે તો કેમ ? તથા પૂજાના કામમાં વાપરે તો કેમ ?

ઉત્તરઃ—હાલના વખતમાં શ્રાવકોને દેરાના કારભારી જમરાખીથી વ્યાજે આપે છે. પણ શ્રાદ્ધવિધિમાં પાને ૧૦૧ મે શ્રાવકને ઘરેણું રાખી પણ ધીરવાની મનાઇ કરી છે. કારણ જે શ્રાવક ઓછે વ્યાજે લે ને વધારે વ્યાજ ઉપજાવે તે ફાયદો દેવદ્રવ્યમાંથી કાઢ્યો. હવે શ્રાદ્ધવિધિમાં સાગરશેઠની કથા છે. તે કથામાં ફક્ત દેરાસરના માણસને પૈસા બદલે અનાજ આપ્યું હતું. તેમાં માત્ર રૂ. ૧ ) ની ૮૦ કાંગણી થાય તેમાંથી માત્ર ૧૦૦૦ ) કાંગણીનો લાભ થયો હતો તેથી કેટલો સંસાર રોલાયા તે કથા વાંચશો તો હૃદય ભેદઈ જશે. એટલાં કષ્ટ ભોગવવાં પડે છે. માટે શ્રાવકને સંકટમાં પાડનાર આપનારજ છે. વલી જે વખત શ્રાવક પૈસા લે છે. તે વખત તો સારી હાલતજ હોય, પણ માણસની સદાકાલ સ્થિતિ સરખી રહેતી નથી. ત્યારે જ્યારે નબળી સ્થિતિ આવે તે

વખત જો શેઠીઆનું લહેણું તેના ઉપર હોય તો પહેલું લહેણું પોતાનું વસુલ કરે તો શેઠીયા પણ દૂષણમાં આવે. કદાપિ પોતાનું લહેણું ન હોય પણ પોતે એક ધર્મિ છે, તેથી શરમ રાખી તાકીદ થાય નહિ. તેથી તે ધણી બીજા દેવાવાલાને આપે ને દેરાવાલાને આપે નહી. તો દેરાનું દ્રવ્ય જાય ને લેનારને તો ઘણાજ ભવ ખમવું પડે. દેવદ્રવ્યભક્ષણનાં ફલ ઘણા શાસ્ત્રમાં લખ્યાં છે. ઉપદેશપદમાં હરિભદ્રસૂરિ મહારાજે દેવદ્રવ્ય કોઈ ખાતો હોય તેની સંભાલ ન રાખે તો તે શ્રાવકને કેટલા કડવાં ફલ બતાવ્યાં છે ને ખાનારને તો ભવનો પાર નથી. વલી શ્રાવકને ધીરવાનો ધારો હોય તો શેઠીઆ પોતે પણ ઉપાડી લે અને હાલમાં તો ઠેર ઠેર એવા બનાવ બન્યા છે ને એ રીવાજથી ઘણાજ દેવદ્રવ્યનો વિનાશ થયો છે એ સર્વે ભાઈઓના જાણવામાં છે. વલી વર્ધિશતકની ટીકામાં એટલા સુધી કહ્યું છે જે દેવદ્રવ્ય વધારવા સારૂ ઘણું મૂલ આપીને દેરાની વસ્તુ લે છે ને પોતે વાપરે છે તો નરકગામી જીવ કહ્યા છે. માટે દેવદ્રવ્યથી તો જેમ બને તેમ અલગા રહેવું.

વલી જિનપૂજા કરવામાં પણ સર્વે ઉપગરણ શક્તિવાલાને તો પોતાના ઘરનાંજ રાખવાં. ઓરસિયા પ્રમુખ પદાર્થ છે તે પણ શ્રાવકો પોતાના પૈસાથીજ બનાવે. જે વધારે ધનવાન છે તે એવી વસ્તુ બનાવી રાખે. સામાન્યધનવાલાથી એવી ચીજો નહિ બને પણ કેસર ચંદન ફુલ વિગેરે તો પોતાનુંજ વાપરે, પણ દેરાસરનું વાપરવાથી લાભ થાય નહિ. આત્મપ્રબોધમાં કથા છે. તેને પાછલા ભવમાં દેવદ્રવ્યથી નુકસાન થયું છે તેથી આ ભવમાં એવો નિયમ કર્યો જે દેરાસરના જલે હાથ પણ ધોઉં નહિ. વલી શ્રાદ્ધવિધિમાં કથા છે. તેમાં જ એક લક્ષ્મીબાઈએ દેવદ્રવ્ય વધારવાને સારૂ ઘણા ઓચ્છવ કરાવ્યા છે તેમાં દેરાના ઉપગરણમાં વાપર્યાં છે તેનો નકરો પણ આપ્યો છે પણ નકરો ઓછો પડવાથી ભોગ અંતરાય બાંધ્યો જેથી બીજા ભવમાં જન્મી ત્યારથી પીયરમાં શોક પડવા લાગ્યો ને પાણિગ્રહણ કર્યા પછી સાસરે શોક પડવા લાગ્યો. પછી મુનિ મલ્યા ત્યારે પૂછયું જે માહારાજ ! મ્હારે જન્મથી શોક પડે છે તેનુ કારણ ? પછી ગુરૂએ કહ્યું જે દેરાનાં ઉપગરણ વાપર્યા તેનો નકરો ઓછો આપ્યો તેનાં ફલ થયાં. આ ઉપરથી વિચાર કરો જે નકરો આપ્યો પણ ઓછો પડવાથી નુકશાન થયું તો મફત દેરાની ચીજ વાપરીએ તેનું તો તો વધારે નુકશાનજ થાય. દેરાની ચીજ પોતાના ઘરના કામ સારૂ વાપરીએ કહેવુંજ શું ? માટે દેરાસરની તથા સાધારણની તથા જ્ઞાનદ્રવ્યની ચીજોથી ઘણાજ અલગા રહેવું. કોઈ પણ અંશ આપણા ઘરના કામમાં ન આવે એમ કરવું. એ દ્રવ્યની ન્યાયથી વૃદ્ધિ કરવામાં તત્પર રહેવું. ને પૂજા સેવામાં તો પોતાના દ્રવ્ય વિના ચિત્ત પ્રફુલ્લિતજ નહિ થાય, વાસ્તે શુદ્ધ સુંદર દ્રવ્ય પોતાનાં વાપરવાં.

સાકેતપુર નગરે સાગર શેઠ નામે શ્રાવક વસે છે, તેને ધર્મિ જાણી બીજા શ્રાવકોએ દેરાસરનું દ્રવ્ય સોંપ્યું ને કહ્યું જે આ દ્રવ્યમાંથી દેરાસરના કામ કરનાર સૂત્રધાર, સલાટ, મજુરને તેની મહેનતના પૈસા તમે આપજો. આ દ્રવ્ય સાગરશેઠના હાથમાં આપવાથી સાગરશેઠ લોભમાં પડયા તેથી સુથાર પ્રમુખને રોકડું દ્રવ્ય આપે નહિ. તેને બદલે અનાજ ગોલ વસ્ત્ર પ્રમુખ આપે તેમાંથી રૂ ૧ ) ની કાંગણી ૮૦ ) થાય છે. એવી એક હજાર કાંગણી પેદા કરી ને પેદાશ પોતાના ઘરમાં રાખી. તેથી મહા પાપ ઉપાર્જન કર્યું તે આલોવ્યા વિના મરણ પામ્યા, ને સમુદ્રમાં જલ માણસ થયો. તે જલ માણસને ઈંદગોલી થાય છે. તે ઈંદગોલી જે માણસ પાસે રાખી સમુદ્રમાં રત્ન કાઢવા જાય તો ડુબે નહિ તેથી સમુદ્રના ઉપકંઠવાસી વાણીયાએ સાગરશેઠના જીવ જલમાણસને પકડીને ઘંટી નીચે ઘાલ્યા તે છમાસ સુધી ઘંટી નીચે પીલાઇ મરણ પામીને ત્યાંથી ત્રીજી નરકે ગયા. તીહાં નરકનાં દુઃખ ભોગવી આયુષ્ય પુરૂં કરી મરણ પામીને પાંચસે ધનુષ્યના શરીરનો મચ્છ થયો. ત્યાં મ્લેચ્છોએ પકડી અંગોપાંગ કાપ્યાં તેથી મરણ પામી, ચોથી નરકે ગયો ત્યાંથી નીકલી એક એક ભવને આંતરે પાંચમી છઠ્ઠી સાતમી નરકે બબ્બે વાર જઈ આવ્યો. એમ નરકના પરમાધામીની વેદના ક્ષેત્રવેદના સહન કરી પાછા તિર્યંચના ભવ કરી એક હજાર ભવ કુતરાના કર્યા. તથા બીજા પણ એક એક હજાર ભવ નીચે મુજબ કર્યા.

સુવરના, ઓકડવા, ગાડરના, સસલાના, હરણના, સાબરના, સીયાલના, બીલાડાના, ઉંદરના, કોલના, ગીરોલીના, પાટલાગોહના, સાપના, વીંછીના, વિષ્ટાનાકીડાના, શંખપણે, છીપપણે, જલોપણે, કીડીપણે, કીડામાં, પતંગીયામાં, મચ્છરમાં, કાચબામાં, ગદ્ધામાં, ભેંશમાં, બલદમાં, ઉંટમાં, ખચ્ચરમાં, ઘોડામાં, હાથીમાં.

એ સર્વે જાતિમાં હજાર હજાર ભવ કર્યા. તથા પૃથ્વીકાયમાં, અપકાયમાં, તેઉકાયમાં, વાયુકાયમાં, વનસ્પતિકાયમાં, એ સર્વે જાતિમાં લાખો ભવ ભમીને એ સર્વે ભવમાં પ્રાયઃ હથીયાર પ્રમુખ શસ્ત્રના ઘાએ કરીને મોટી પીડા ભોગવી મરણ પામી, દેવદ્રવ્યભક્ષણનું પાપ ઘણું ક્ષય થવાથી વસંતપુર નગરે કોટિ દ્રવ્યનો સ્વામી વસુદત્ત શેઠની વસુમતી રાણીની કુખે પુત્રપણે ઉપન્યો. એ સાગરશેઠનો જીવ ગર્ભમાં આવ્યો ત્યારથીજ વસુદત્તશેઠનું દ્રવ્ય નાશ પામવા લાગ્યું. જે દિવસે જનમ થયો તે દિવસે પિતા મરણ પામ્યો. પાંચમે વરસે માતા મરણ પામી. લોકે નિષ્પુન્નિઓ નામ દીધું. દલદ્રી રાંકનીપરે વધ્યો. તે એકદા મામાએ દીઠો. તે પોતાને ઘેર તેડી ગયો. તેજ રાતે મામાનું ઘર ચોરોએ લુંટયું. ત્યાંથી બીજે ઠેકાણે ગયો. તે જ્યાં જાય તેને ત્યાં ચોર લુંટે અથવા અગ્નિ લાગે, ને આપદા પામે. હરકોઇ વિપત્તિ તેને આવી પડે. આવી સ્થિતિ જોઇ કોઈ ઉભો રાખે નહિ. ને લોક નિંદે કે આતો બલતી ઉપાધિ છે. એવી અનેક પ્રકારે લોક

નિંદા કરે. તે સાંભળી મન ઉદ્વેગતા પામ્યું. તેથી પરદેશ ગયો. તે તામલીસ નગરમાં રહ્યો. ત્યાં વિનયધર શેઠ વસે છે. તેને ત્યાં સેવકપણે રહ્યો. તેજ દિવસે વિનયધર શેઠને ત્યાં આગ લાગી. તેથી ઘરમાંથી હડકાયા કુતરાની પેઠે કાઢયો. તે વારે પશ્ચાતાપ કરવા લાગ્યો. પૂર્વનું કરેલું કર્મ નિંદતો હવો. જે જે કર્મ સ્વવશપણે કરે છે તે કર્મ ઉદય આવે ત્યારે પરવશપણે ભોગવવાં પડે છે એવી નિંદા કરતાં ત્યાંથી બીજે ઠેકાણે જાય છે. એમ કરતો સમુદ્રને કાંઠે ગયો તે દિવસે ધનવાન નામે શેઠ વાહાણે ચડે છે, તેનો સેવક થઇને વાહાણે ચડયો. તે વાહાણુ કુશલે કરી પરદ્વીપે પહોંચ્યું ત્યારે નિષ્પુનિઓ વિચારવા લાગ્યો કે આ અચરીજ જેવું લાગે છે. જે હું ચડયો છતાં વાહાણુ ભાગ્યું નહિ, એવો વિચાર કરે છે. એટલામાં દુષ્ટ દેવે દંડે કરીને વહાણુને ભાગ્યું. નિષ્પુણીઓ સમુદ્રમાં ડુબ્યો ત્યાં પાટીયું જડયું તેને આધારે સમુદ્રને કાંઠે આવ્યો ત્યાં ગામ છે. તે ગામના ઠાકોર પાસે ચાકરપણે રહ્યો, ત્યાં ધાડ પડી, તે ધાડીએ ઠાકોરનો છોકરો જાણી મારી પીટી ધાડમાં પકડી લઇ ગયા ને પોતાની પલ્લીમાં રાખ્યો. ત્યાં બીજા પલ્લીપતિએ આવી પલ્લીનો વિનાશ પમાડયો તેથી પલ્લીપતિએ કાઢી મૂકયો તે બિલાના વૃક્ષ નીચે જઇને બેઠો તો ઉપરથી બિલું પડયું તેથી માથું કુટયું ત્યાંથી બીજે ઠેકાણે ગયો. એમ એક હજાર ઠેકાણે ભમ્યો. જ્યાં જ્યાં જાય ત્યાં ચોરનો, પાણીનો, અગ્નિનો, પરસેનનો, મરણુનો એવા ઉપદ્રવ થાય. તેથી જ્યાં જાય ત્યાંથી કાઢી મૂકે એમ દુઃખ ભોગવતો અટવીને વિષે ગયો. ત્યાં સેલક નામે જક્ષ છે. તે મહા પ્રભાવક છે તે જક્ષને માટે એક ચિત્તે કરી આરાધન કરતો હવો. પોતાનું સર્વ દુઃખ કહીને એકવીસ ઉપવાસ કર્યા તેથી જક્ષ પ્રસન્ન થઇ કહેવા લાગ્યો કે હે ભોલા! સાંજે સાંજે મ્હારી આગલ સોનાના ચાંદલા સહુસે શોભતો મોટો મોર નાટક કરશે તે મોરના પીછાં નિરંતર પડશે તે તું લેજે. તે સાંભળી નિષ્પુણીઓ હરખ પામ્યો. ને નિત્ય સુવર્ણનાં પીછાં ખરે છે તે લે છે. એમ હમેશ લેતાં નવસો પીછાં એકઠાં થયાં.

એક સો લેવાનાં બાકી રહ્યાં ત્યારે નિષ્પુણીયાને દુષ્ટ કર્મે પ્રેર્યો તેથી વિચારે છે કે આ ઉજ્જડ ભૂમિમાં કયાં સુધી બેસી રહીશ? એમ વિચારીને મોરના પીછાં મુઠીવડે લેવા ગયો. એટલે તે ભુંઇ ઉપરથી ઉડી ગયો. ને પીછાં ભેગાં કરેલાં જતા રહ્યાં. દેવની આજ્ઞા ઓલંઘી કાર્ય કરે તે કેમ સફલ થાય? નિષ્પુણીયો પોતાના આત્માને ધિક્કારતો મેં કયાં મૂર્ખતા કરી ઉતાવલ કીધી? જેથી પામેલી વસ્તુ ગઇ. એમ દુઃખી થતાં અટવીમાં ભમતાં એક મુનિ મહારાજને દીઠા, તે મુનિ મહારાજને નમસ્કાર કરી પોતાના પાછલા કર્મનું સ્વરૂપ પૂછતો હવો. મુનિ મહારાજે કહ્યું કે, દેવદ્રવ્યભક્ષણુ એક હજાર કાંકણીનું કીધું તેથી આ ભવમાં તથા પાછલા ભવોમાં જે જે દુઃખ ભોગવ્યાં હતાં તે સ્વરૂપ કીધું.

પછે મુનિ મહારાજ દેવદ્રવ્યભક્ષણના પાપથી મુક્ત થવાનો ઉપાય કહે છે. હજાર કાંકણી ખાધી છે તેથી અધિક દ્રવ્ય આપવું તથા દેવદ્રવ્યનું રક્ષણ કરવું તથા દેવ દ્રવ્યની વૃદ્ધિ કરવી. તેથી દુષ્ટ કર્મ દૂર થશે. એવી રીતે ગુરૂ મુખે સાંભલવાથી એવો નિયમ કર્યો કે એથી હજારગણું દેવદ્રવ્યમાં આપવું. મ્હારે પહેરવાનાં વસ્ત્ર તથા આહારાદિકમાં વાપરતાં જે દ્રવ્ય વધે તે દેવદ્રવ્યમાં આપવું થોડો પણ દ્રવ્યનો સંગ્રહ કરૂં નહિ. એમ મુનિ પાસે નિયમ લીધો. તથા વિશુદ્ધ શ્રાવકનો ધર્મ આદર્યો ત્યારબાદ જે જે વેપાર કરે તેમાં દ્રવ્ય પેદા કરવા લાગ્યો. તેથી પાછલે ભવે હજાર કાંકણી ખાધી હતી, તેને બદલે દશ લાખ કાંકણી દેવદ્રવ્યમાં આપી, તેવારે દેવદ્રવ્યના અનૃણવાલો થયો. તેથી અનુક્રમે ઘણું ધન ઉપાર્જન કર્યું- પછી પોતાનું વ્યાજ ઉપજાવે એમ કરીને ઘણીજ દેવદ્રવ્યની વૃદ્ધિ કરી. તે વૃદ્ધિ કરવાના પુન્યે કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. અવસરે દીક્ષા આદરી ગીતાર્થ થયા. ધર્મ-દેશનાદિકે કરી દેવભક્તિના અતિશયે કરી જિનભક્તિનું પહેલું સ્થાનક આરાધી તીર્થંકર નામકર્મ નિકાચિત કરી કાલ કરી સર્વાર્થસિદ્ધે પહોંચ્યા. ત્યાંથી ચવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદવી ભોગવીને સિદ્ધિને વરશે. આ મુજબની કથા શ્રાદ્ધવિધિમાં પાને ૧૦૧ થી તે પાને ૧૦૩ સુધી છે.

### સાધારણ દ્રવ્ય તથા જ્ઞાનદ્રવ્ય ઉપર કથા.

ભોગપુર નામે નગરને વિષે ધનવા નામે શેઠ વસે છે. તે ચોવીસ કોડી સોનૈઆનો ધણી છે, તેને ધનવંતી નામે સ્રી છે. તે સ્રીને જોડલે બે પુત્ર થયા. એક પુત્રનું નામ કરમસાર ને એક પુત્રનું નામ પુન્યસાર છે. એકદા પિતાએ નિમિત્તિઓને પૂછયું જે એ પુત્રો કેવા થશે ? નિમિત્તિઓ કહે છે કે, કરમસાર જડ પ્રકૃતિનો ઘણો નિર્બુદ્ધિ થશે અને વિપરિત બુદ્ધિએ કરી ઘરનું સર્વ ધન ગુમાવશે. નવું ધન ઉપાર્જન કરશે નહિ, ઘણો કાલ ઘણા દરિદ્રિપણે ચાકરીએ કરી દુઃખવંત થશે. પુણ્યસાર પણ પાછલું સારૂં ધન તથા નવું ઉપાર્જ્યું ધન વારંવાર હીન કરશે, તેમ તેમ દુઃખી થશે, પણ વેપારાદિકની કલાએ ડાહ્યો થશે. બંને જણને વૃદ્ધપણે ધનનું સુખ, પુત્રાદિકનું સુખ થશે. એવી રીતે નિમિત્તિઆએ કહ્યું. પછી પિતાએ બન્ને પુત્રોને ચતુર ઉપાધ્યાયની પાસે ભણવા મૂકયા. પુણ્યસાર તો સુખે કરી સર્વ વિદ્યા ભણ્યો. કર્મસારને ઘણા ઉપાય કરે તો પણ અક્ષર માત્ર નહિ આવડે. શબ્દ લખવાદિક કરવાને પણ સમર્થ નહિ. સર્વથા પશુ જેવો રહ્યો. તથા ઉપાધ્યાયે ભણાવવા મૂકયો. બન્ને ભાઈઓની જવાન અવસ્થા જાણી પિતાએ ધનવંતની કન્યાઓ પરણાવી. પછી પિતાએ બન્ને ભાઈઓને બાર બાર ક્રોડ સોનૈયા આપી જૂદા રાખ્યા. પછી માત પિતા દિક્ષા લઈ દેવલોકે ગયા.

હવે કરમસાર સજ્જનાદિક વારતા થકા પણ પોતાની બુદ્ધિથી વેપાર કરે. ત્યાં ત્યાં ધનની હાનિ હોય, એમ થોડા દિવસમાં પિતાના દીધા બાર ક્રોડ સોનૈઆ ગુમાવ્યા. હવે પુણ્યસારના બાર ક્રોડ સોનૈઆ ખાતર દઈ ચોર લઇ ગયા, બન્ને જણ દરિદ્રિ રહ્યા. સ્વજનાદિકે પણ છાંડયા, સ્ત્રીઓ પણ ભુખે પીડાઇને પોતપોતાને ઘેર ગઇ. ધન વિના ગુણી પણ નિર્ગુણી હોય, સ્વજન ચાકરાદિકની પેરે નિર્ધનને જાણે નહિ. ધનવંતને થોડી પણ ચતુરાઈ હોય તેને ચતુર કહે, તે વારે નિર્બુદ્ધિ નિર્ભાગી એમ લોકે અપમાન દીધું. તે અપમાનથી લાજતા બન્ને ભાઈ દેશાંતરે જઇ જુદા જુદા રહ્યા. કરમસાર કોઇ ધનવંતને ઘેર અવર ઉપાયના અભાવથી ચાકરપણે રહ્યો તે શેઠ જૂઠાબોલો આદત્તનો લેનારો છે. તેની પાસે ચાકરી માગે પણ આપે નહિ. એમ વિટંબના ભોગવી પુણ્યસારે કેટલુંક દ્રવ્ય ઉપાર્જન કર્યું. તેને પ્રયત્ને ગોપવ્યું પણ ધુર્ત્તે છેતરી લીલો. એમ અનેક ઠેકાણે ચાકરીની વૃત્તિથી ધાતુરવાદિથી ખાણ ખોદી સિદ્ધ રસાયન કર્યાં. રોહણાચલ રત્ન લેવાના ને મંત્રસાધના કરી રૂદ્રવતી પ્રમુખ જડી લેવાદિક મહા પરાક્રમ ૧૧–૧૨ વાર કર્યું પણ ધન પ્રાપ્ત થયું તે રહ્યું નહિ. કર્મસારને પણ વિપરીત થવે કરીને ધન ઉપાર્જના થઈ નહિ. પુણ્યસારે પણ ઉપાર્જી અગી-આર વાર ગુમાવ્યું. પછે બન્ને ભાઇઓ ઉદાસ થઈ ઝાઝે ચડી રત્નદ્વીપે ગયા. બન્ને જણ સાંપ્રત રત્નદ્વીપની દેવી થઇ જાણીને મરણ આદરી દેવી આગલ બેઠા. આઠમે ઉપવાસે દેવી પ્રગટ થઇને કર્મસારને કહે છે તારા ભાગ્યમાં ધન નથી. ત્યારે કર્મસાર ઉઠયો.પુણ્યસાર એકવીસ દિવસ ઉપવાસ કરી બેઠો તેથી દેવીએ પ્રસન્ન થઇને ચિં-તામણિ રત્ન આપ્યું. તે જોઇને કરમસાર પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેવારે પુણ્ય સારે કહ્યુ કે વિખવાદ મા કર. આ ચિંતામણિરત્નથી તારૂં પણ કાર્ય થશે. હવે બંને જણ પ્રીતિથી પાછા ઝાઝે ચડયા. હવે રાત્રીએ પૂર્ણિમાનો ચંદ્રમા ઉગ્યો. તેવારે કર્મસાર કહે હે ભાઈ! તારી પાસે ચિંતામણિરત્ન છે. તેનું તેજ વધારે છે કે ચંદ્રમાનું તેજ વધારે છે તે આપણે જોઇએ. પછી પુણ્યસારને પણ પૂર્વ કર્મની પ્રેરણા થકી રત્ન લઈને ઝાઝને છેડે બેઠા હાથમાં રત્ન સ્થાપી દ્રષ્ટિએ જુએ છે એટલે હાથમાંથી રત્ન સમુદ્રમાં પડયું. મનોરથ નિષ્ફલ થયા, બન્ને જણા દુ:ખી થતાં પોતાને નગરે આવ્યા. પછી જ્ઞાની ગુરૂ મલ્યા તેમને વંદન નમસ્કાર કરી પોતાના પુર્વના ભવ પૂછે છે, તે જ્ઞાની માહારાજ કહે છે. ચં-દ્રપુર નગરને વિષે જિનદત્ત અને જિનદાસ નામે શેઠ પરમ અરિહંતના ભક્ત છે. એકદા સર્વે શ્રાવકે મલી ઘણું જ્ઞાનદ્રવ્ય તથા ઘણું સાધારણ દ્રવ્ય બન્ને જણને એકેક દ્રવ્ય રખવાલ કરવાને આપ્યું. બન્ને જણ ભલી રીતે રક્ષા કરે છે. હવે જિનદાસે પોતાને સારૂ પોથી પુસ્તક લખાવ્યું ને પોતાની પાસે બીજા દ્રવ્યનો અભાવ છે તેથી વિચાર્યું જે મારી પોથી લખાવી છે તે પણ

જ્ઞાનનું ઠેકાણું છે. એમ ચિંતવી જ્ઞાન દ્રવ્યમાંથી બાર દામ લેખકને આપ્યા. હવે જિનદાસ સાધારણદ્રવ્યમાંથી પોતાને ઘેર ઘણા પ્રયોજનના કાર્યને વાસ્તે અવર દ્રવ્યના અભાવથી પોતાના કામમાં વાપર્યા તેવારે બન્ને જણ મરીને પહેલી નરકે ગયા. નરકમાંથી નીકલી સર્પ થયા, ત્યાંથી મરી બીજી નરકે ગયા. ત્યાંથી નીકલી ગીધપંખી થયા. ત્યાંથી મરી ત્રીજી નરકે ગયા. એમ એક બે ભવને આંતરે સાતે નરકે ગયા. એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચોરેંદ્રિય, પંચેંદ્રિય, તિર્યંચના બાર બાર હજાર ભવ કરી વારંવાર દુઃખ ભોગવી ઘણાં કર્મ ક્ષીણ થઇ તે દુષ્ટ કર્મથી ઉપરના બન્ને જણાને બાર હજાર ભવ, બાર દામના ભોગવવાથી દુઃખ ભોગવવાં પડયાં. વલી આ ભવમાં બાર કરોડ સોનૈયા ગુમાવ્યા, વારે વારે ઘણા ઉપાયથી ધન ઉપજ્યું તે પણ નાશ પામ્યું. પરાયા ઘરની ચાકરી કરી દુઃખ ભોગવ્યાં, કર્મસારના જીવે જ્ઞાનદ્રવ્યનું ભક્ષણ કર્યું તેથી ઘણો નિર્બુદ્ધિ થયો. બુદ્ધિ ભ્રષ્ટ થયો. એમ ઘણાં દુઃખ પામ્યા. પુણ્યસારે સાધારણ દ્રવ્યના ભક્ષણથી વારંવાર ધન ગુમાવ્યું, આ રીતનું મુનિ મહારાજ પાસે પાછલા ભવનું ચરિત્ર સાંભલી બન્ને ભાઇઓએ શ્રાવક ધર્મ અંગીકાર કર્યો, ને પ્રાયશ્ચિત્તના બદલામાં બાર હજાર દામ જ્ઞાનદ્રવ્યમાં તથા સાધારણ દ્રવ્યમાં આપવા એવો નિયમ લીધો. તેવાર પછી બન્ને જણાએ પૂર્વ કર્મ ક્ષય થવાથી ઘણું ધન ઉપાર્જન કર્યું. જ્ઞાનદ્રવ્ય તથા સાધારણ દ્રવ્ય હજાર ગુણા આપ્યા ને બાર બાર કરોડ સોનૈઆના ધણી થયા ને ભલા શ્રાવક થયા. ભલી જ્ઞાનદ્રવ્યની તથા સાધારણ દ્રવ્યની રક્ષા કીધી. તથા ઇચ્છાએ કરી જ્ઞાનદ્રવ્ય તથા સાધારણ દ્રવ્યની વૃદ્ધિ કરી. શ્રાવકનો ધર્મ રૂડી રીતે આરાધી દીક્ષા લઇ મુક્તિએ પહોંચ્યા.

આ કથા સાંભલી જ્ઞાનદ્રવ્ય દેવદ્રવ્યની પેરે શ્રાવકને નહિ કલ્પે. સાધારણ દ્રવ્ય પણ સંઘનું દીધું કલ્પે, પોતાને હાથે લેવું નહિ. સંઘને પણ સાતક્ષેત્રના કાર્યમાં વાપરવું કલ્પે, પણ માગણ લોકોને દેવું કલ્પે નહિ. જ્ઞાન સંબંધી દ્રવ્ય તથા કાગલ પ્રમુખ સાધુને આપેલા શ્રાવકે પોતાના કાર્યમાં વાપરવા નહિ. પોતાનું પુસ્તક પણ લખવું નહિ. ગુરૂની આજ્ઞા વિના ગુરૂના લહીયા પાસે લખાવવું પણ કલ્પે નહિ. થોડા જીવવા ભણી પ્રમાણથી અધિક કઠોર પાપ જાણી વિવેકીએ થોડું પણ દેવદ્રવ્ય તથા જ્ઞાનદ્રવ્ય વાપરવું નહિ. એ જ્ઞાનદ્રવ્ય તથા સાધારણ દ્રવ્ય તથા દેવદ્રવ્ય આપવું કહ્યું હોય તે આપવામાં ઢીલ કરવી નહિ, તરત આપવાથી અધિક લાભ થાય અને ઢીલ કરવાથી કદાપિ દુષ્ટ ભાગ્યોદયથી સર્વ દ્રવ્યનો નાશ થાય વા, મરણ થાય ને દેવું રહી જાય તો ભલો શ્રાવક પણ દુર્ગતિને પામે. તે કથા કહીએ છીએ. મહાપુર નામે નગરને વિષે ધનવંત એવો ઋષભદત્ત નામે શેઠ વસે છે. તે અરિહંતનો પરમ ભક્ત છે. તે પર્વને દિવસે દેહેરે ગયો ત્યાં પોતાની પાસે તે વખતે દ્રવ્ય નથી, તેથી ઉધારે દ્રવ્ય લઇ ચડાવ્યું. તે દ્રવ્ય

તત્કાલ આપ્યું નહિ. બીજા કાર્યમાં વ્યગ્ર ચિત્તે કરી અપાયું નહિ. કેટલાએક દિવસ વ્યતિત થયા. એવા અવસરમાં ધાડ પડીને સર્વ ધન લુંટાઇ ગયું ને શેઠને પણ તે લુટારાઓએ શસ્ત્રે કરી હણ્યો. તેથી મરણ પામીને તેજ નગરે નિર્દય દરિદ્રી ભેંસાવાલા પખાલીને ત્યાં પાડો થયો. તે હમેશ પાણીની પખાલો ઉઠાવે છે. તે નગરને કાંઠે નદી નીચી છે ને નગર ઉંચું છે. તે ટેકરા હમેશ ચડવા પડે છે. રાત્રી દિવસ ભાર વહેવરાવે છે. નિર્દય થકો નાડીના માર મારે છે. ભુખ તરસ સહન કરે છે. એમ અહર્નિશ દુઃખ ભોગવે છે. એક દિવસે દેરાસરનો નવો કોટ બને છે. તેને સારૂ પાણી વહન કરે છે. તે દેરાસરની શ્રાવકો પૂજા કરે છે તે જોઇને ભેંસાને જાતિસ્મરણ જ્ઞાન થયું તેવારે પાછલા ભવનું સ્વરૂપ જાણવામાં આવ્યું, દેહેરાનું દ્રવ્ય આપવું રહી ગયું હતું તેથી હું પાડો થયો. એમ જાણવામાં આવ્યું તેથી દેહેરા આગલથી ખસતો નથી. એવા અવસરમાં જ્ઞાની ગુરૂ પધાર્યા તેમણે ભેંસાનું પાછલા ભવનું સ્વરૂપ પ્રકાસ્યું. તેથી શેઠના પુત્રે એક હજારગણું દ્રવ્ય દેવદ્રવ્યના દેવામાં આપ્યું. ભેંસાના ધણીને પૈસા આપીને ભેંસાને છોડાવ્યો. પછી તે ભેંસાએ અનશન કીધું તે અનશન આરાધીને દેવલોકે ગયો. અનુક્રમે મોક્ષે જશે. આ કથા સાંભલીને દેહેરાનું સાધારણનું જે જે આપવું કહ્યું હોય તે તત્કાલ આપવું. દેહેરાના ઉપગરણો ઉજમણા ઓચ્છવાદિક કારણમાં વાપરી તેનું ભાડું બરાબર નહિ આપવાથી લક્ષ્મીવતીને જે હાનિ થઇ તે કથા.

લક્ષ્મીવતી નામે એક બાઇ મહા ઋદ્ધિવંત ને ધર્મવંતી હતી. તે બાઇ દેવદ્રવ્ય વધારવાને ઉજમણાદિક પુણ્યકાર્ય ઘણા આડંબરથી નિરંતર કરે, પણ દેહેરાના ઉપગરણનું ભાડું થોડું મુકયું, શ્રાવક ધર્મ ઉચ્છાહવંતપણે આરાધી મરીને દેવલોકે ગઇ, પણ હીન બુદ્ધિએ કરી ભાડું ઓછું આપ્યું તેથી હીન જાતિની દેવાંગનાપણે ઉપની. અનુક્રમે ત્યાંથી ચવી ધનવંત અપુત્રીઆ શેઠને ત્યાં પુત્રીપણે ઉપની. તેનો ગર્ભ રહ્યો તેથી માતાના શ્રીમંત ઓચ્છવમાં પરચક્રનો ભય ઉત્પન્ન થયો. તેથી ઓચ્છવ બરાબર થયો નહિ. વલી જન્મ ઓચ્છવાદિકને વિષે રાજાને ઘેર શોકની ઉત્પત્તિ થઇ. પિતાએ ઘણા ઘણા આડંબરે કામ આરંભ્યાં તે નિષ્ફલ ગયાં. વલી મણિરત્ન સુવર્ણના ઘરેણાં કરાવ્યાં પણ પહેરવાને સમર્થ થઇ નહિ. કારણ કે, ચોરાદિકના ભય ઉત્પન્ન થયા. વલી ભોજન વસ્ત્રાદિક પણ ભોગવવા વખત આવ્યો નહિ. કારણ જે પૂર્વલા કર્મના યોગે શોક આવીને પડયો. એવી રીતે કોઇ પણ કામમાં ઉચ્છાહ પૂરો થયો નહિ. ત્યારે પિતાએ પુત્રીના વિવાહ મહોચ્છવમાં મોટા આડંબરે લગ્ન કરવા આરંભ કર્યો તો લગ્નના નિકટ દિવસે માતા મુઇ. તેથી લગ્ન પણ ઉચ્છાહ રહિત થયાં. પછી સાસરે ગઇ, ત્યાં પણ ગઇ ત્યારથી પૂર્વલી પેરે નવા નવા ભય, શોક ઉત્પન્ન

થયા, તેથી સાસરે પણ મનોવાંછિત ભોગ સુખ ભોગવવામાં નહિ. તેથી બાઇ ઘણી ઉદાસ થઈને સંવેગ પામી તેણે કેવલજ્ઞાની મહારાજને પૂછયું. કેવલજ્ઞાની મહારાજે કહ્યું જે પુર્વલે ભવે ઉજમણાદિકને વિષે દેહેરાના ઉપગરણનું ભાડું ઓછું આપ્યું ને ઘણો આડંબર દેખાડયો તેથી એ દુષ્કર્મ ભોગ અંતરાય ઉપાર્જ્યું. કેવલજ્ઞાની ભગવાનનો ઉપદેશ સાંભલી દિક્ષા લીધી. અનુક્રમે મુક્તિએ પહોતી. આ મુજબની કથા શ્રાદ્ધવિધિમાં પાને ૧૧૦ મે છે. માટે હરેક ઉપગરણ પોતાના ઘરનાં રાખવાં ને કદાપિ દેહેરાનાં વાપરવાં તો તેનો નકરો પૂરો આપવો.

દેહેરે દીવો કરી તે દીવો ઘેર લાવી ઘરનાં કામમાં વાપરવો નહિ. તથા દેહેરાને દીવે કાગલ વાંચવો નહિ. તથા નાણું પરખવું નહિ. તથા દેહેરે ધુપ કરે તે અંગારા ઘેર લાવી વાપરવા નહિ. તેના ઉપર શ્રાદ્ધવિધિમાં કથા કહી છે.

ઇંદ્રપુર નગરે દેવસેન નામે વેપારી છે. તેને ત્યાં ધનસેન નામે ઉંટવાલો આકર છે. તેના ઘરની એક ઉંટણી હમેશ દેવસેનને ત્યાં આવે છે, ઉંટણીને મારી કુટીને ધનસેન ઘેર લઇ ગયો તો પણ પાછી દેવસેનને ઘેર જાય છે. પછી દેવસેને ધનસેનને મૂલ આપી ઉંટણી રાખી તે ઉંટણી ઉપર દેવસેનનો સ્નેહ વર્તે છે. ને દેવસેન ઉપર ઉંટણીનો સ્નેહ વર્તે છે. એવામાં જ્ઞાની મુનિ સમોસર્યા. તે જ્ઞાનીને દેવસેને સ્નેહનું કારણ પૂછયું. જ્ઞાની કહે છે જે આ ઉંટણી પૂર્વે ભવે તારી માતા હતી. તેણે પ્રભુ આગલ દીવો કરી તે દીવો ઘર કાર્યમાં વાપર્યો ને પ્રભુ આગલ ધુપ કર્યો તે ધુપના અંગારાવડે ઘરનો ચુલો સલગાવ્યો તે કર્મે કરી ઉંટણી થઇ. તે પૂર્વના સ્નેહથી તેને સ્નેહ ઉપજ્યો. એ મુજબ વૃત્તાંત કહીને કહ્યું જે દેરાના ચંદને કરી તિલક કરીએ નહિ. તથા દેરાને જલે હાથ પણ પખાલીએ નહિ. દેવ સંબંધી શેષ પણ લઇએ નહિ. દેવ સંબંધી ઝાલર પ્રમુખ ગુરૂ આગલ પણ વગાડીએ નહિ. આ મુજબ શ્રાદ્ધવિધિમાં પાને ૧૦૮ મે છે. તથા પાને ૮૦ મે પુષ્પની કાચી કળી છેદવી નહિ. વલી માલી પણ કાચી કળી તોડતા નથી, તો આપણે ચડાવવી તે કેમ યોગ્ય હોય ? માટે કાચી કળીઓ ચડાવવી ઉચિત નથી.

૧૦૨ પ્રશ્ન:—ઘર દેરાસરમાં નૈવેદ્ય ફૂલ અક્ષત વિગેરે મૂકે તેનું શી રીતે કરવું ?

ઉત્તર:—ઘર દેરાસરમાં જે ચીજ ચડાવે તે મ્હોટા દેરાસરે મોકલી આપે, વલી નૈવેદ્ય માલી પ્રમુખને આપે તેને બદલે માલી ફૂલ આપે તો બીજાને કહી મોટે દેરે ચડાવે જે આ મહારા પૈસાનાં ફૂલ નથી. નૈવેદ્ય બદલે આવ્યાં છે તે છે. ઘર દેરાસરમાં પોતાના દ્રવ્યથી ભક્તિ કરવી. એ અધિકાર શ્રાદ્ધવિધિમાં પાને ૧૧૨ મે છે. ને ત્યાં વિસ્તારે વ્યાખ્યા કરી છે.

**૧૦૩ પ્રશ્ન:**—સચિત્ત, અચિત્ત, મિશ્ર શું શું સમજવું ?

**ઉત્તર:**—શ્રાદ્ધવિધિમાં પાને ૫૨ મે નીચે મુજબ છે. સચિત્ત તે સર્વ જાતિનાં ધાન, જીરૂ, અજમો, વરિયાલી, સૂવા, રાઇ, ખસખસ, સર્વ જાતિનાં ફલ પાનડાં, લુણ, ખારી, ખારો રાતો સિંધવ, ખાણમાંથી નિકલેલો સંચલ. બનાવેલો, સચિત્ત નહિ. ખારી માટી, હિરમજી, દાતણ લીલું. હવે મિશ્ર કહ્યા છે તે નીચે પ્રમાણે. પાણીએ પળાલેલા ચણા, ઘઉં પ્રમુખ ધાન્ય તથા ચણા, તથા તુવેર વિગેરેની દાલ પલાલેલી હોય તેમાં પણ કોઇ નહિયું રહી જાય તેથી મિશ્ર કહિએ. શેકેલું ધાન તે રેતીમાં શેકેલું તો અચિત્ત થાય તથા ખાર દઇ શેકેલું અચિત્ત થાય, પણ રેતી વિના શેકેલા ચણા પ્રમુખ મિશ્ર કહીએ. લોલેલ ( શેકેલા ) તલ, ઓલા, પોંક, શેકેલી ફલી, પાપડીનું ઉંઢીયું, એ મિશ્ર તથા ચીભડા પ્રમુખ કાચા ને હિંગ વઘાર માત્ર રાંધેલા તે મિશ્ર. કેરી કાચીમાં મીઠું દીધેલું પણ નરમાશ થઇ નથી ત્યાં સુધી મિશ્ર. બીજ સહિત પાકેલાં ફલ મિશ્ર ને બીજ ગોટલા જુદા પડયા પછી બે ઘડી પછી અચિત્ત થાય. તિલવટી તે દિવસે મિશ્ર, માલવા દેશે દક્ષિણ દેશે ગોળ બહુ નાંખે છે તેથી તેજ દિવસે અચિત્ત થાય છે. ઝાડથી તતકાલ ઉખાડેલો ગુંદર તથા નાલિએરનું પાણી, આંબાનો રસ, શેલડી પ્રમુખ :વનસ્પતિનો રસ તથા તતકાલ ઘાણીથી કાઢેલું તેલ, તથા અલશીનું તથા એરંડીનું તેલ તથા બીજ કાઢી નાખ્યાં એનાં નાલિએર, શિંગોડાં, સોપારી, ફલ, પ્રમુખ તથા પાકા, ઘણું મરદન કરેલા કણિઆ કાઢેલા એવા જીરૂ અજમા પ્રમુખ એક મુહૂર્ત્ત સુધી મિશ્ર જાણવા ને મુહૂર્ત્ત પછી અચિત્ત થાય. પાણી તેમજ કાચાં ફલ, કાચાં ધાન આકરૂં લુણ પ્રમુખ તે અગ્નિ પાણીના આકરાં શસ્ત્ર લાગ્યા વિના અચિત્ત થાય નહિ, કારણ જે ભગવતીમાં કહ્યું છે કે વજ્રમય પાષાણના ખરલમાં વજ્રના દસ્તાવડે મીઠા પ્રમુખને એકવીસ વાર વાટે, તો પણ કેટલાએક જીવને શસ્ત્ર પણ ફરસતું નથી. વાસ્તે અગ્નિ પાણીના ફરસ વિના અચિત્ત થાય નહિ. હવે અચિત્ત નીચે મુજબ.

સો જોજન જલવાટે વહાણમાં આવેલી વસ્તુ અચિત્ત થાય. કરીઆતું, હરડે, ખારેક, નાની દ્રાક્ષ, મોટી દ્રાક્ષ, ખજૂર, મરી, પીંપર, જાયફલ, બદામ, અખોડ, નીમજાં, જરણો, પસ્તાં, કબાબચીની, એ અચિત્ત છે ને ફટક સરીખો ઉજલો સિંધવ, સાજી, ભઠ્ઠીમાં પાકેલું લણ પ્રમુખ, કરેલો ખાર, શોધેલી માટી પ્રમુખ એલચી, લવિંગ, જાવંત્રી, સૂકી મોથ, કોંકણ પ્રમુખનાં પાકેલાં કેલાં, ઉકાલેલા શીગોડાં, સોપારી પ્રમુખ એ અચિત્ત હોય. વલી આદિ શબ્દથી હરતાલ, મનશીલ, પીંપર, ખજૂર, દ્રાક્ષ, હરડે, એ પણ સો સો જોજન આવવાથી અચિત્ત થાય, પણ આચરવા યોગ્ય નથી. આ મુજબ શ્રાદ્ધવિધિમાં છે. વલી બીજા કાલ પાને ૫૫ મે છે તે નીચે મુજબ. આટો વગર ચાલેલો મિશ્ર.

શ્રાવણ માસે તથા ભાદરવા માસે ચાર દિવસ મિશ્ર.
કારતક, માગશર, પોષમાં ત્રણ દિવસ મિશ્ર.
માહા, તથા ફાગણ માસે ચાર પહોરે મિશ્ર.
ચૈતર, વૈશાખ, જેઠ માસે ત્રણ પહોરે મિશ્ર.

આટલો કાલ વિત્યા પછી અચિત્ત થાય. ચાલેલો આટો મુહૂર્ત એટલે બે ઘડી અચિત્ત થાય. ચાલેલો આટો પણ વર્ણ, ગંધ, રસ પલટાય એટલે અભક્ષ થાય. ચોમાસામાં પંદર દિવસ, શિઆલામાં એક માસ એ રીતની મર્યાદા છે. ત્યાર બાદ ગ્રહણ કરવા યોગ્ય નથી. પકવાનાદિકનો કાલ ચોમાસામાં પંદર દિવસ, ઉનાલામાં વીસ દિવસ, શીઆલે એક માસ, એ ઉપરાંત ગ્રહણ કરવું નહિ. પણ એની અગાઉ વર્ણ, ગંધ, રસ, ફરસ, બદલાય તો ગ્રહણ કરવા યોગ્ય નથી. દહીં બે દિવસ ઉપરાંતનું કલ્પે નહી. કાચું દૂધ તથા દહી તથા છાશ સાથે કઠોલ ખાવાથી બેઇંદ્રિય જીવ ઉપજે, વાસ્તે એ વર્જવું. વાશી નરમ પૂરી પ્રમુખ બીજે દિવસે કલ્પે નહિ. ઉકાળેલું ત્રણ ઉભરાનું પાણી ચોમાસામાં ત્રણ પહોર અચિત્ત રહે પછી કલ્પે નહિ. ઉનાલે પાંચ પહોર સુધી કલ્પે, પછી સચિત્ત થાય. આ મુજબ શ્રાદ્ધવિધિમાં છે.

૧૦૪ પ્રશ્ન:—બકુશ કુશીલ બે નિયંઠા આ કાલમાં કહ્યા છે, તેમાં કુશીલ તો, ભગવતીના પચીસમાં શતકમાં મૂલગુણમાં પ્રતિસેવી કહ્યા છે. જ્યારે મૂલગુણમાં દૂષણ લાગે ત્યારે સંયમ ગુણઠાણું કેમ રહે ?

ઉત્તર:—હરીભદ્રસૂરિ મહારાજે આવશ્યકની ટીકા કરી છે. તેમાં કહ્યું છે જે, મૂલગુણ પ્રતિસેવીને સંજલના કષાય હોય ને તે અતિક્રમ વ્યતિક્રમ ને અતિચાર એ ત્રણ ભાંગાં સુધી હોય, અનાચાર હોય નહિ. તેથી સમજાય છે જે આલોવી પડિક્કમી શુદ્ધ થાય. અનાચાર સેવીને સંજલના કષાય વિના બીજા કષાય વર્તે ત્યારે ગુણસ્થાન જાય.

૧૦૫ પ્રશ્ન:—અઢાર ભાવદિશા કેવી રીતે ?

ઉત્તર:—આચારાંગજીમાં પાને ૯ મે છાપેલી પ્રતમાં છે. ૧ સમુર્છિમ મનુષ્ય, ૨ કર્મભૂમિના મનુષ્ય; ૩ અકર્મભૂમિના મનુષ્ય, ૪ અંતરદ્વીપના મનુષ્ય, ૫ બેઇંદ્રિય, ૬ તેઇંદ્રિય, ૭ ચૌરેંદ્રિય, ૮ પંચેંદ્રિય, ૯ પૃથ્વીકાય, ૧૦ અપકાય, ૧૧ તેઉકાય, ૧૨ વાયુકાય, ૧૩ વનસ્પતિ તે મૂલ બીજ, ૧૪ સ્કંધ બીજ, ૧૫ પર્વ બીજ, ૧૬ અગ્ર બીજ, ૧૭ દેવતા, ૧૮ નારકી એ અઢાર ભાવદિશા કહી. તેનું કારણ જે જીવ એટલી જગ્યાએ સંસારમાં રોલાય છે માટે પોતે વિચારે જે હું કઇ દિશાએથી આવ્યો ? એટલે કઈ ગતિથી આવ્યો ? આદિ વિચારે ને સંસારથી વિમુખ થાય,

૧૦૬ પ્રશ્નઃ—નવ પ્રકારે પુણ્ય બાંધે તે શેમાં છે ?

ઉત્તરઃ—ઠાણાંગજી છાપેલામાં પાને ૫૧૪ મે નવ પ્રકારે પુણ્ય બાંધવાનાં કહ્યાં છે.

અન્ન પુણ્ય તે અન્ન આપવાથી થાય છે.
પાણુ પુણ્ય તે પાણી આપવાથી હોય.
વસ્ત્ર પુણ્ય તે વસ્ત્ર આપવાથી થાય.
શયન પુણ્ય તે મુનિને સંથારો આપવાથી થાય.
લેણુ પુણ્ય તે મુનિને જગ્યા વિગેરે ઉતરવા આપવી તે.
મન પુણ્ય તે મન શુભ પ્રવર્ત્તાવાથી લાગે તે.
વચન પુણ્ય તે ગુણી પુરૂષના ગુણ ગાવાથી થાય.
કાય પુણ્ય તે કાયાએ દેવ ગુરૂની ભક્તિ કરવાથી પુણ્ય બંધાય તે.
નમસ્કાર પુણ્ય તે દેવ ગુરૂ સ્વામિભાઇને નમસ્કાર કરવાથી બંધાય તે.

આ મુજબ નવ પ્રકારે છે. ઇહાં કોઇને શંકા થશે કે શ્રીજિનપ્રતિમાની પૂજા શેમાં આવી ? તે વિષે જાણવું જે મન વચન કાયાએ કરી ભક્તિ કરવી તેમાંજ સમાસ થાય. તથા જીવદયા પણ મન વચન કાયાના પુણ્યમાં આવી જાય. કારણ જે કોઇ જીવને દુઃખ ન દેવું ને સર્વ જીવને સુખ કરવું તથા દેવ ગુરૂ ઉપકારીની ભક્તિ કરવી એમાં શુભ મન વચન કાયાથી પુણ્ય બંધાય છે; તેથી એમાં સર્વે સમાસ થાય છે.

૧૦૭ પ્રશ્નઃ—વ્યાખ્યાન કરવાને યોગ્ય કોણ ?

ઉત્તરઃ—આચારાંગજીમાં છાપેલી પ્રતમાં પાને ૧૯૪ મે સોલ વચન જાણે તે ઉપદેશ દેવાને યોગ્ય હોય. તે સોલ વચન નીચે મુજબ.

૧ એક વચનના શબ્દોઃ—વૃક્ષ, ઘટ, પટ, નર, સુર, એ સંસ્કૃત. રૂરકો, ઘડો, પડો, નરો, સૂરો એ પ્રાકૃતભાષા. જે જે એક વચન હોય તે એક વચન જાણે.

૨ દ્વિવચન જાણે, વૃક્ષૌ, ઘટૌ, પટૌ, સુરૌ, એ સંસ્કૃત ભાષામાં. રૂરકા; ઘડા, પડા, નરા, સૂરા, એ પ્રાકૃતભાષા.

૩ બહુ વચન જાણે, વૃક્ષા, ઘટા, પટા, નરા, શુરા, એ સંસ્કૃત, ઘડા રૂરકા, પડા, નરા, સુરા એ પ્રાકૃતભાષામાં બહુવચન. એ દ્વિવચન સાથે મલતા છે, પ્રાકૃતમાં બહુવચનના શબ્દ જુદા નથી આવતા.

૪ સ્ત્રી લિંગ શબ્દ.

૫ પુરૂષ લિંગ શબ્દ.

૬ નપુંસક લિંગના શબ્દ,

૭ અધ્યાત્મ વચન તે અંતરંગનું વચન.
૮ ઉપનીત વચન તે પ્રશંસાકારી વચન.
૯ અપનીત વચન તે પરની નિંદાનું વચન.
૧૦ ઉપનિત અપનિત વચન તે પહેલાં પ્રશંસી પછી નિંદીએ.
૧૧ અપનિત ઉપનિત તે પહેલાં નિંદિ પછી પ્રશંસા કરવી.
૧૨ અતિત વચન તે ગયા કાલનું વચન. જેમ ગયે કાલે અનંતા તીર્થંકર થયા.
૧૩ વર્ત્તમાન વચન તે વર્ત્તતા કાલની વ્યાખ્યા.
૧૪ અનાગત વચન તે આવતા કાલનું વચન, જેમ આવતે કાલે તીર્થંકર થશે.
૧૫ પ્રત્યક્ષ વચન તે એણે મને કહ્યું છે.
૧૬ પરોક્ષ વચન તે ભગવાન્ કહી ગયા છે.

એ રૂપનાં સોલે વચન જાણે તે ઉપદેશ શુદ્ધ દઈ શકે, એ જ્ઞાન વિના શુદ્ધ પરૂપણા બને નહિ.

૧૦૮ પ્રશ્ન:—સિદ્ધ ભગવાન્ કયે અનંતે છે ?

ઉત્તર:—સમકિત વિચાર ગર્ભિત મહાવીરસ્વામિના સ્તવનના છાપેલા ભાગ બીજામાં પાને ૭૪૯ મે બીજા શાસ્ત્રની ગાથા મૂકી છે, તેમાં અભવિ ચોથે અનંતે તથા પડવાઇ પાંચમે અનંતે તથા સિદ્ધાદિક આઠમે અનંતે કહ્યા છે. તથા મતાંતરે સિદ્ધ પાંચમે અનંતે કહ્યા છે. પણ વિજયાનંદસૂરિ મહારાજના કહેવામાં એમ હતું જે આઠમે અનંતે સમજવું સુગમ પડે છે. દિગંબરના શાસ્ત્રમાં પણ આઠમે અનંતે સિદ્ધ કહ્યા છે.

૧૦૯ પ્રશ્ન:—પૌષધ ક્યારે લેવા ? અને તેનો કાલ શી રીતે ?

ઉત્તર—શ્રાદ્ધવિધિમાં એકલા દિવસના ચાર પ્રહરનો કાલ કહ્યો તથા અહો રાત્રિના પૌષધનો આઠ પ્રહરનો કાલ કહ્યો છે. પૌષધ લેવાની વિધિ પાને ૨૪૫ મે બતાવી છે. તે પ્રથમ પૌષધ લઇ, પછી રાઈ પડિકમણું પાડલેહણ કરે એ રીતે છે. ને એ રીતે કરે તોજ પૌષધનો ચાર પ્રહરનો કાલ પૂરો થાય. ને મોડો લે ને મોડો પારે તે વાત પાઠમાં નથી. વાસ્તે સૂર્ય ઉદય અગાઉ પૌષધ લેવો તેજ યોગ્ય છે ને પંચાશકમાં પૌષધ પારી પૂજા કરી પછી પૌષધ લેવાની મર્યાદા બતાવી છે, પણ તે પડિમાધર શ્રાવકના સંબંધમાં છે, કારણ જે પડિમાધરને પાછલી પડિમા સહિત છે. વાસ્તે તે પડિમા સાચવવી તેથી તેમ વિધિ દર્શાવી છે. પડિમાધર શિવાયના શ્રાવકને સારૂ તો શ્રાદ્ધવિધિમાં કહ્યું છે એજ રીતે છે.

૧૧૦ પ્રશ્ન:—પૌષધમાં ચોમાસામાં શ્રાવક ભૂમિ ઉપર સંથારો કરે કે પાટ ઉપર ?

ઉત્તર:—ચોમાસામાં તો પાટ ઉપરજ સંથારો કરવો કહ્યો છે. વિચાર-રત્નાકર ગ્રંથ કીર્તિવિજયજી મહારાજનો કરેલો છે, તેમાં આવશ્યકની ચૂર્ણિનો પાઠ લખ્યો છે. તેમાં કાષ્ટ આસનના આદેશ લેવાના કહ્યા છે. તેમ શ્રાદ્ધવિધિમાં પણ કહ્યું છે. વલી શ્રાવકને સારૂ પાટ પાટલા કરાવીને ઉપાશરે શ્રાવકે મૂકવા એમ પણ અધિકાર શ્રાદ્ધવિધિમાં છે. વલી હુંડી પત્ર કરીને પ્રશ્ન રૂપ ગ્રંથ છે તેમાં ચોમાસામાં પાટ પાટલા ન વાપરે તેને પાસત્થો કહ્યો છે.

૧૧૧ પ્રશ્ન:—સાધુજી પુસ્તક રાખે કે નહિ ?

ઉત્તર:—આ કાલમાં સાધુજી પુસ્તક રાખે એ અધિકાર તત્ત્વાર્થમાં પાને ૨૮૫ મે છે. તેમાં જણાવ્યું છે જે દુષમ કાલે ધારણાની ખામી તેથી આજ્ઞા કરી છે. વાસ્તે પુસ્તક રાખવાને હરકત નથી, પણ પોતાના શિષ્ય સારા ન હોય તે છતાં તે પુસ્તક શિષ્યને આપી જવું ને તે વેચી ખાય એ યોગ્ય નથી. એ પુસ્તક સંઘના રૂપિયાથી લીધું છે તેથી પુસ્તક ઉપર માલકી સંઘની રાખવી કે જેથી બગાડ થાય નહિ. શિષ્યને ભણવા જોઇએ તો શ્રાવક આપે, પણ વેચી ખાય એવા શિષ્ય હોય તો શ્રાવક તેને પણ પુસ્તક આપે નહિ. આવી રીતી સાધુજીએ રાખવી જોઇએ.

૧૧૨ પ્રશ્ન:—દેવતાને દેવી સાથે કામભોગ કેવી રીતે હોય ?

ઉત્તર:—ભવનપતિ, વ્યંતર, જ્યોતસિ તથા સુધર્મ દેવલોક તથા ઈશાન દેવલોક સુધીના દેવતાને તો મનુષ્યની પેઠે ભોગ છે, ને સનત્કુમાર, માહેંદ્ર દેવલોકવાલાને માત્ર સ્પર્શ કરવાનો છે. તથા બ્રહ્મ દેવલોક તથા લાંતક દેવલોકવાલાને રૂપ જુએ એટલોજ કામ છે. શુક્ર તથા સહસ્રાર દેવલોકના દેવતાને શબ્દ સાંભલવાનો વિષય છે. આનત, પ્રાણત, આરણ, અચ્યુત એ ચાર દેવલોકવાલાને એક બીજાનું મન મલવાનો વિષય છે. બીજા દેવલોક ઉપર સ્ત્રી નથી તેથી ત્યાંથી પોતાનું મન કરે, તેમ સ્ત્રી પણ મન કરે એટલે સંતોષ થાય છે, કારણ જે જેમ જેમ બીજા દેવલોકથી ઉપર ચડતા જાય, તેમ તેમ વિષય-કામના ઓછી થાય છે ને બારમા દેવલોક પછી નવ ગ્રૈવેયક તથા પાંચ અનુસાર વિમાનના દેવતાને તો સમુલગી કામની ઇચ્છાજ નથી. આ અધિકાર પન્નવણા સૂત્રની છાપેલી પ્રતમાં પાને ૭૭૮ મે છે.

૧૧૩ પ્રશ્ન:—દેવતા મનુષ્ય સાથે ભોગ કરે ? તથા મૂલ શરીરે આવે ?

ઉત્તર—પન્નવણાજીમાં છાપેલી પ્રતમાં પાને ૬૨૫ મે તેજસ શરીરની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની કહી છે. તેનું કારણ એ જાણવું કે, પૂર્વભવ સંબંધી મનુષ્યની સ્ત્રી ઉપર ગાઢ અનુરાગ હોય તો દેવતા દેવલોકથી આવીને તે સ્ત્રી સાથે ભોગ કરે, ને ભોગ કરતાં કાલ કરીને તે જ સ્ત્રીને પેટે તરત ઉત્પન્ન થાય. આ રીતનો અધિકાર છે. તેથી સમજાય છે કે મૂલ શરીરે આવે

તો તેજસ શરીરની અવગાહના અંગુલના અસંખ્યાતમાં ભાગની હોય ને લોગની વાત પણ એમાંજ છે.

૧૧૪ **પ્રશ્નઃ**—ચંદ્રમા પૂનમ પછી થોડો ઢંકાતો જાય છે, ને શુદ ૧ થી ઉઘાડો થતો જણાય છે તેનું શું કારણ ?

**ઉત્તરઃ**—જીવાભિગમસૂત્રમાં છાપેલી પ્રતમાં પાને ૭૮૫ મે એ અધિકાર છે ત્યાં એવું કહ્યું છે જે, નિત્યરાહુ ને પર્વરાહુ એ બે પ્રકારના રાહુનાં વિમાન છે, તેમાં નિત્યરાહુ છે તે ચંદ્રમાના વિમાન નીચો છે ને એની ચાલવાની ગતિ એવી છે જે વદ ૧ થી ચંદ્રમાના વિમાનની નીચે થોડો થોડો આવતો જાય તેમ ચંદ્રમા ઢંકાતો જાય. અમાસને દિવસે સર્વ પ્રકારે નીચો આવે છે તેથી બિલકુલ ચંદ્ર દેખાતો નથી. શુદ ૧ થી નિત્ય દૂર ખસતો જાય છે તે શુદ ૧૫ મે સર્વથા ચંદ્ર નીચેથી ખશી જાય છે તેથી સર્વથા ચંદ્રમા દેખાય છે. ને પર્વ-રાહુ છે તે કોઈ વખત નીચે આવી જાય છે ત્યારે ગ્રહણ થયું કહેવાય છે એ ગ્રહણ થયું હોય તે વખત જમવું નહિ. એવી રીતે શ્રાદ્ધવિધિમાં કહ્યું છે. એ નિમિત્ત સારૂં નથી. એ કારણે મના કરી છે.

૧૧૫ **પ્રશ્નઃ**— આચાર્ય પંચ મહાવ્રત રહિત હોય તો તે આચાર્ય ગણાય કે નહિ ?

**ઉત્તરઃ**—પંચ મહાવ્રત રહિત આચાર્ય હોય જ નહિ. પંચ મહાવ્રત રહિતને આચાર્ય પદવી આપવાની આજ્ઞા કોઇ ઠેકાણે નથી. વ્યવહારસૂત્રમાં મૂલમાં પાને ૨૭ મે એવું કહેલું છે જે બહુશ્રુત હોય ને માયામૃષા બોલે, ઉત્સૂત્ર બોલે, પાપકર્મ કરી આજીવિકા કરે એવાને આચાર્ય પદવી, ઉપાધ્યાય પદવી, પ્રવર્ત્તકપણું સ્થવિરપણું, ગણીપણું કોઇ પણ પદવી આપવી નહિ. તે જાવજીવ સુધી આપવી નહિ. આ રીતની મર્યાદા છે. વલી પંચ મહાવ્રત રહિતને સાધુ ગણાય નહિ તો આચાર્ય તો કેમજ ગણાય ?

૧૧૬ **પ્રશ્નઃ**—એવા ગુણવંત આચાર્ય ન હોય તો કેમ કરે ?

**ઉત્તરઃ**—ઘણા ગુણી પુરૂષો ક્રિયાઉદ્ધાર કરી શુદ્ધ રીતે પોતે પ્રવર્તે છે. જેમ કે સર્વદેવસૂરિ મહારાજ ચૈત્યવાસી હતા. તેમણે પોતે ક્રિયાઉદ્ધાર કરી શુદ્ધ માર્ગ પ્રવર્ત્તાવ્યો. વલી આનંદવિમલસૂરિ મહારાજના વખતમાં પણ શિથિલ માર્ગ થયો હતો, તેમણે પોતે ક્રિયાઉદ્ધાર કરી શુદ્ધ માર્ગ પ્રવર્ત્તાવ્યો. વલી વ્યવહાર સૂત્રમાં એમ પણ કહેલું છે જે આચાર્ય પદવીને યોગ્ય પુરૂષ ન હોય, તો જે ગચ્છમાં સાધુ હોય તેમાંથી બીજા યોગ્ય આચાર્ય નહિ મલે ત્યાં સુધી તેમને આચાર્ય સ્થાપીને માર્ગ ચલાવે. પછી યોગ્ય મલે તે વખતે યોગ્ય પુરૂષને આચાર્ય સ્થાપે ને તે વખતે પેલા ન ઉઠે તો તેને મચ્છ

બહાર કરે. એ અધિકાર પણ વ્યવહાર સૂત્રમાં પાને ૩૧ મે છે. વાસ્તે ગુણવાનને આચાર્ય પદવી આપવી. હાલમાં પણ સં૦ ૧૯૪૨ ના કારતક વદ ૫ મે મુનિ મહારાજ શ્રી આત્મારામજી મહારાજને શ્રી સિદ્ધાચલજી ઉપર ઘણા દેશના શ્રાવકો તથા સાધુજીએ મલી ગુણવાન્ જાણી આચાર્ય પદવી આપી છે. તે વખતે હું પણ હાજર હતો. પચીસ હજાર માણસ સિદ્ધાચલજી ઉપર હતા, તેમાં મુખ્ય મુખ્ય શેહેરના વિદ્વાન્ શ્રાવકો પણ હતા. કોઈ પણ મુખ્ય શેહેરના માણસ નહિ હતા એમ નહોતું. તે વખતે વિજયાનંદસૂરિ મહારાજ એ નામ સંઘે આપી સ્થાપ્યા છે. એમ યોગ્ય પુરૂષને આચાર્ય સ્થાપ્યા વિના સાધુ વિહાર કરી શકે નહિ. એ અધિકાર પણ વ્યવહાર સૂત્રમાં છે. વાસ્તે સર્વ સાધુના સમુદાયમાંથી જે પુરૂષ ઉત્તમ હોય, ત્યાગી, વૈરાગી જ્ઞાનવાન હોય તેમને આચાર્ય સ્થાપી તેમની આજ્ઞાએ માર્ગ ચાલે. આ પંચમકાલમાં શુદ્ધ-પરંપરા ચાલવી તો દુષ્કર છે. શ્રીમહાનિશીથજી સૂત્રમાં યુગપ્રધાન સ્વામી થવાનો અધિકાર ચાલ્યો છે, ત્યાં પણ એમ કહેલું છે જે યુગપ્રધાન સ્વામી શુદ્ધ માર્ગ ચલાવશે ને મ્હારી આજ્ઞાનું હાયમાનપણું ટાલશે. વલી યુગપ્રધાન સ્વામિ નિર્વાણ પામ્યા પછી મ્હારી આજ્ઞાનું હાયમાનપણું થશે. એવી રીતે કહેલું છે. માટે જે વખત જે ઉત્તમ પુરૂષ હોય તેને આચાર્ય સ્થાપી માર્ગ ચાલે. કારણ જે શાસન એકવીશ હજાર વર્ષ સુધી જયવંતુ રહેશે એવી રીતે અમારૂં સમજવું છે.

૧૧૭ **પ્રશ્નઃ**—એક પરમાણુમાં કેટલા વર્ણ હોય ?

**ઉત્તરઃ**—એક પરમાણુમાં એક વર્ણ, એક ગંધ, એક રસ, બે સ્પર્શ હોય. એ અધિકાર અનુયોગદ્વાર સૂત્રમાં છાપેલી પ્રતમાં પાને ૨૭૦ મે છે. પર્યાયના પલટણપણે પાંચ વર્ણનો થાય. કારણ જે સત્તાને વિષે પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ ને આઠ સ્પર્શ રહ્યા છે. એ દ્વાદશસાર નયચક્રમાં કહ્યું છે માટે સત્તામાં હોય તેથી પુનરાવૃત્તિમાં પાંચે વર્ણમાંથી એક વર્ણ, એક ગંધ, એક રસ, બે સ્પર્શ હોય તે પર્યાયના પલટણપણે હોય.

૧૧૮ **પ્રશ્નઃ**—ગૌતમ પડઘો તપ કરે છે તથા ચંદનબાલાના અઠ્ઠમ કરે છે ને ગોરજીને આપે છે તે કેમ ?

**ઉત્તરઃ**—ગચ્છાચાર પયન્નાના બાલાવબોધમાં કુગચ્છના લક્ષણમાં કહ્યું જે વિપ્રતારવાને લોક પાસે એવી રીતના તપ કરાવી પૈસા લે છે તે કુગચ્છ છે.

૧૧૯ **પ્રશ્નઃ**—એક સ્થિતિ સ્થાનકમાં અધ્યવસાય સ્થાનક કેટલાં હોય ?

**ઉત્તરઃ**—કમ્મપયડીમાં ૫૨ ગાથાની ટીકામાં અધ્યવસાય અસંખ્યાતા કહ્યા છે. તીવ્ર, તીવ્રતર, મંદ, મંદતર આદિ હોય.

૧૨૦ પ્રશ્ન:—જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય, તે કાયમ રહે કે ફેર-ફાર થાય ?

ઉત્તર:—ભગવતીજીની ટીકામાં અપવર્તનનો અધિકાર ચાલ્યો છે તેમાં કહેલું છે જે સાતમી નરકનું આયુષ્ય બાંધ્યું છે પણ અધ્યવસાયના ફેરફારથી નરક ઓછી વધારે થાય છે. જેમ કૃષ્ણ વાસુદેવે સાતમી નરકનું આયુષ્ય બાંધ્યું હતું, તે અઢાર હજાર મુનિને વંદન કરવાથી ત્રીજીનું કર્યું, તેમ ચારે ગતિમાં ફેરફાર થાય પણ અટલો વિશેષ જે દેવલોકનું ફરીને મનુષ્યનું ન થાય. તથા નરક ફીટીને બીજી ત્રણ ગતિનું ન થાય.

૧૨૧ પ્રશ્ન:—વર્ત્તમાનકાલે આયુષ્ય કેટલું હોય ?

ઉત્તર:—જંબૂદ્વીપપન્નત્તિમાં તો મુખ્ય વૃત્તિયે ઉત્કૃષ્ટ એકસો વીસ વર્ષનું કહ્યું છે. તેમ ઘણા જીવને તો તેમજ આયુષ્ય હોય, ને તે પ્રમાણે જણાય છે ને કોઇક જીવનું વધારે પણ સાંભલવામાં આવે છે. તેવીશ ઉદયના યંત્રમાં પહેલા ઉદયમાં છેલ્લા યુગપ્રધાન સ્વામીનું આયુષ્ય એકસો અઠ્ઠાવીશ વર્ષનું કહ્યું છે. તેથી એમ જણાય છે કે, કોઇક પુરૂષનું એકસો વીશ વર્ષ કરતાં અધિક વર્ષનું પણ હોય. આવશ્યકની બાવીશ હજારી ટીકામાં આર્યરક્ષિતસૂરિ મહારાજે ઇંદ્રનો હાથ જોયો તેમાં બસે ત્રણશે વર્ષ સુધી જોઇ પછી કહ્યું જે, આ તો ઇંદ્ર છે માટે વિશેષ પણ થઈ જાય તો કંઈ વિરૂદ્ધ નથી. પરમાત્માનાં વચન કેટલાંએક બહુ જીવ આશ્રિત છે. કેટલાએક જીવ અપેક્ષિત છે તે ગુરૂ પરંપરાગત જ્ઞાનવાલા પુરૂષ જાણે, તે વર્ત્તમાનકાલમાં પરંપરાનું યથાર્થપણું રહ્યું નથી. આત્માર્થિ પુરૂષને પરંપરાગત જ્ઞાન જાણનાર ગુરૂનો યોગ મલતો નથી. પછી શાસ્ત્રમાં જે ટીકાકારોએ દર્શાવ કર્યો હોય તે જાણી શકે છે. બીજો ઇલાજ નથી. એ પંચમ કાલનો પ્રભાવ છે. વાસ્તે એ શાસ્ત્રમાં જૂદો જૂદો અધિકાર જોઇ શ્રદ્ધાભ્રષ્ટ થવું નહિ. તે બન્નેના આશય ખોલવાની મહેનત કરવી. તેમ કરવાથી કોઈ શાસ્ત્રમાંથી અથવા કોઈક પંડિતથી ખુલાસો મલી જશે.

૧૨૨ પ્રશ્ન:—શુદ્ધ અશુદ્ધ ક્ષાયક સમકિતના ભેદ કોઇ ઠેકાણે છે ?

ઉત્તર:—તત્ત્વાર્થની ટીકામાં પાને ૨૮ મે તથા નવપદ પ્રકરણની ટીકામાં કેવલજ્ઞાની મહારાજનું શુદ્ધ ક્ષાયક સમકિત કહ્યું છે, ને છદ્મસ્થ શ્રેણિકાદિકનું અશુદ્ધ કહ્યું છે.

૧૨૩ પ્રશ્ન:—ચાર અનુયોગ છે તેમાં નિશ્ચય કયા ? ને વ્યવહાર કયા ?

ઉત્તર:—આગમસાર તથા નયચક્રમાં તથા દ્રવ્યગુણપર્યાયનારાસમાં ચરણ કરણ અનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથા અનુયોગ એ ત્રણ વ્યવહારમાં

કહ્યા છે. ને એક દ્રવ્યાનુયોગ તે નિશ્ચયમાં કહ્યો છે. અને આચારાંગજીની શિલાંગાચાર્યકૃત ટીકામાં તો ચરણકરણાનુયોગને નિશ્ચયમાં કહ્યો છે ને બીજા ત્રણ અનુયોગ વ્યવહારમાં ગણ્યા છે. હવે એ બન્નેની મતલબ અપેક્ષિત સમજાય છે. આચારાંગજીનું કહેવું છે જે દ્રવ્ય અનુયોગથી છે. તે પરપ્રવૃત્તિ છાંડે તોજ આત્મપ્રવૃત્તિ થાય. ને તેજ આત્મધર્મ છે વાસ્તે એ નિશ્ચય છે. વલી આગમસાર પ્રમુખનું કહેવું છે જે દ્રવ્યાનુયોગનું જાણપણું કર્યું નથી ને દ્રવ્ય ચારિત્ર પાલે છે, તો તે સ્વપરનું જ્ઞાન નથી તેથી આત્મા નિર્મલ શી રીતે થશે? માટે દ્રવ્યાનુયોગનું જ્ઞાન થયાથી સ્વધર્મ પરધર્મ જાણે છે, તેથી તે નિશ્ચય છે. એ અપેક્ષાએ છે. બાકી વસ્તુપણે તો આંધલો તથા પાંગલો બે જૂદા જૂદા કામ કરવાની ઇચ્છા કરે તે સફલ થાય નહિ. જેમ કે પાંગલો આંખે જૂએ છે ને આગ લાગે છે પણ પગ નથી તેથી તે ચાલી શકતો નથી. તેથી તે પણ આગમાં બલી મરે. વલી આંધલો છે તે આગ જોઇ શકતો નથી, તેથી તેને પગ છે પણ ચાલી શકવાનું તેના મનમાં આવે નહિ. તેથી તે પણ બલી મરે. તેમ એકલા જ્ઞાનવાલો પાંગલા જેવો છે. જેમ પાંગલો આંધલાને કહે જે આગ લાગે છે માટે તું મને ઉપાડી લે તો હું રસ્તો બતાવું, ને આપણે બન્ને બચી જઇયે, તેમ કરે તો બન્ને બચે. એવી રીતે દ્રવ્યાનુયોગ તથા ચરણકરણાનુયોગ એ બન્નેનો યોગ મલવાથી શીઘ્ર મુક્તિ ફલ મલે.

**૧૨૪ પ્રશ્નઃ—નવકારશીનો કાલ સૂર્ય ઉદયથી બે ઘડી? કે હથેલીની રેખા સૂઝવાથી બે ઘડી?**

**ઉત્તરઃ**—ધર્મ સંગ્રહ ગ્રંથ માનવિજયજી મહારાજનો કરેલો છે, ને તે ઉપાધ્યાયજી શ્રી યશવિજય મહારાજે શોધ્યો છે તેમાં કહ્યું છે જે ચોવિહાર વાલો સાંજનો બે ઘડી પછી કરે ને કદાપિ તેમ ન બને તે નવકારશી ન કરે તો પણ સૂર્યનો તડકો દીઠા વિના દાતણ કરે તો રાત્રિભોજનના નિયમના ભંગનો દોષ લાગે. એ ઉપરથી સમજવાનું છે જે સૂર્યનો તડકો દેખાય ત્યાં સુધીમાં તો નોકારશીનો કાલ થતોજ નથી, ત્યારે સૂર્ય ઉદયથીજ બે ઘડી રહી વલી શેનપ્રશ્નમાં પાને ૫૬ મે પ્રશ્ન ૯૧ મું છે ત્યાં પણ સૂર્યોદયથી બે ઘડી કહી છે. તે ઉપર શેનપ્રશ્નમાં યોગશાસ્ત્રની સાક્ષી આપી છે. વલી તેજ પ્રમાણે પ્રવચનસારોદ્ધારની ટીકામાં તથા પંચાશકની ટીકામાં તથા શ્રાદ્ધવિધિમાં પણ સૂર્યોદયથી બે ઘડીએ નવકારશી થાય એમ અર્થ જણાય છે. માટે નવકારશી કરીને વહેલું દાતણ કરવું તે યોગ્ય નથી.

**૧૨૫ પ્રશ્નઃ—પ્રભુને વસ્ત્ર પહેરાવવાનો અધિકાર શાસ્ત્રમાં આવે છે ને પહેરાવતા નથી તેનું શું કારણ?**

ઉત્તરઃ—સેનપ્રશ્નમાં એ બાબતનું પ્રશ્ન ૨૪ પાને ૧૭ મે છે તેમાં કહ્યું છે જે જિનબિંબને વસ્ત્ર પહેરાવવાં કહ્યાં છે. પરંતુ પ્રધાન વસ્ત્ર આંગી પ્રમુખમાં આભરણની પેઠે ઉચિત કરવું યોગ્ય છે, પણ મસ્તક ઉપર મૂકવું તે યોગ્ય નથી. આ મુજબ ખુલાસો છે. એથી સમજાય છે કે કેટલાએક વર્ષ થયાં પ્રવૃત્તિ બંધ થઇ ગઈ છે પણ આંગી પ્રમુખમાં વપરાય છે. વલી શાસ્ત્રમાં કોઇ આચાર્યે બંધ કર્યો એવો અધિકાર જણાતો નથી.

૧૨૬ પ્રશ્નઃ—દેવતાને અવધિજ્ઞાન ક્યાં સુધીનું હોય ?

ઉત્તરઃ—સુધર્મ દેવલોક તથા ઈશાન દેવલોકના દેવતાને નીચું પહેલી રત્નપ્રભા નરક સુધી હોય. સનત્કુમાર ને માહેંદ્રના દેવતાને બીજી શર્કપ્રભા નરક સુધી હોય. બ્રહ્મ ને લાંતકના દેવતાને નીચું ત્રીજી વાલુપ્રભા નરક સુધી હોય. શુક્ર ને સહસાર દેવલોકને નીચું ચોથી પંકપ્રભા નરક સુધી હોય. આણુત ને પ્રાણુત એ બેના દેવતાને પાંચમી ધુમપ્રભા સુધીનું જ્ઞાન હોય. આરણુ ને અચ્યુત દેવલોકના દેવતાને છઠી તમપ્રભા નરક સુધી હોય, તથા પહેલેથી છઠા ગ્રેવેયકના દેવતા પણ ધુમપ્રભા સુધી દેખે, પણ તે બારમા દેવલોકના દેવતા કરતાં વિશુદ્ધ વિશુદ્ધ દેખે. સાતમા આઠમા ને નવમા ગ્રેવેયકના દેવતા સાતમી તમતમા નરક સુધી દેખે. અનુત્તર વિમાનના દેવતા ભિન્ન ચૌદરાજલોક દેખે; એટલે ચૌદરાજ લોકમાં કંઇક ઓછું દેખે. એ દેવતાઓ તિર્છું અસંખ્યાત દ્વીપ સમુદ્ર સુધી દેખે. ઉંચું પોતાના વિમાનની ધ્વજા સુધી દેખે. ભુવનપતિ વ્યંતર દેવતાઓમાં અર્ધા સાગરોપમમાં કંઇ ઓછા આયુષ્યવાલાને તિર્છું સંખ્યાતા યોજનનું જ્ઞાન હોય. અર્ધા સાગરોપમ ઉપરનું આયુષ્ય હોય તેને તિર્છું અસંખ્યાતા યોજનનું જ્ઞાન હોય. જેનું દશહજાર વર્ષનું આયુષ્ય છે તેને પચીસ જોજનનું જ્ઞાન છે. અસંખ્યાતા વર્ષનું આયુષ્ય છે તેને અસંખ્યાતા યોજનનું તિર્છું જ્ઞાન હોય. આ મુજબ નંદીસૂત્રની ટીકામાં પાને ૧૭૮ મે છાપેલી પ્રતમાં તથા આવશ્યકજીમાં કહેલું છે.

૧૨૭ પ્રશ્નઃ—તીર્થંકર ક્યા આરામાં થાય ? ને ક્યા આરામાં સિદ્ધિ વરે ?

ઉત્તરઃ—નંદીસૂત્રની છાપેલી પ્રતમાં પાને ૨૦૮ મે કહ્યું છે કે ઋષભદેવસ્વામી અવસર્પિણી કાલના ત્રીજા આરાનાં ત્રણ વર્ષ સાડા આઠ મહિના બાકી હતા, તે વખતે મોક્ષ ગયા. ત્યાર પછી બીજા સર્વે તીર્થંકર ચોથા આરામાં થયા. છેલ્લા મહાવીરસ્વામી ચોથા આરાના ત્રણ વર્ષ સાડા આઠ મહિના બાકી હતા ત્યારે નિર્વાણ પામ્યા. તેમજ આવતી ચોવીશીમાં ત્રીજો આરો ત્રણ વર્ષ સાડા આઠ માસ ગયે થકે તીર્થંકરનો જન્મ થશે ને આખા ત્રીજા આરામાં ત્રેવીશ તીર્થંકરનો જન્મ થશે ને આખા ત્રીજા આરામાં ત્રેવીશ તીર્થંકર થશે ને ચોથા

આરામાં ચોવીશમા તીર્થંકરનો જન્મ થશે તથા નિર્વાણ પામશે. ને બીજા સામાન્ય કેવલી બીજા આરાના જન્મેલા ત્રીજા આરામાં કેવલજ્ઞાન પામે, તે વર્ત્તમાનકાલે ચોથા આરાના જન્મેલા પાંચમા આરામાં કેવલજ્ઞાન પામ્યા આ મર્યાદા છે.

૧૨૮ પ્રશ્ન:—મનુષ્ય ગર્ભજની સંખ્યા કેટલી કહી છે ? ને સામાન્ય મનુષ્યની કેટલી ?

ઉત્તર:—અનુયોગદ્વાર સૂત્રની ટીકામાં પાને ૪૮૮ મે મનુષ્ય ગર્ભજની સંખ્યા છ વર્ગ કરતાં જે રકમ થાય તેટલી કહી છે. તે વર્ગનું સમજવું જે એકનો વર્ગ તો થાય નહિ તેથી બેનો વર્ગ તે ચાર થાય એ પહેલો વર્ગ. ચારનો વર્ગ તે સોલ થાય એ બીજો વર્ગ. સોલનો વર્ગ તે બસે છપ્પનનો વર્ગ ૬૫૫૩૬ થાય એ ચોથો વર્ગ. એનો પાંચમો વર્ગ કરતાં ૪૨૯૪૯૬૭૨૯૬ થાય. એ પાંચમાનો વર્ગ કરતાં ૧૮૪૪૬૭૪૪૦ ૭૩૮૦૯૫૫૧૬૧૬ થાય એ છઠો વર્ગ. એની સાથે પાંચમા વર્ગમાંનો વર્ગ કરતાં આંક થાય તે ( ૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬ ) આ સંખ્યાએ ઉત્કૃષ્ટ પદે સમૂર્છિમ ગર્ભજ એકઠા ગણતાં અસંખ્યાતા કહ્યા છે. આ મનુષ્ય અઢીદ્વીપમાં મળીને થાય.

૧૨૯ પ્રશ્ન:—અઢીદ્વીપ શી રીતે કહ્યા છે ?

ઉત્તર:—આ આપણે રહીયે છીયે તે જંબૂદ્વીપ છે. તે વચમાંથી ભરો તો લાખયોજન થાય. એ ગોલ આકારે છે. એની પાછલ ફરતો લવણ સમુદ્ર છે તે બે લાખ યોજનનો છે. તેની પાછલ ધાતકીખંડ નામે દ્વીપ છે તે ચારલાખ યોજન પહોલો છે. તેમાં મનુષ્ય છે. તેની પાછલ કાલોદધિ સમુદ્ર છે તે આઠ લાખ યોજનનો છે. તેની પાછલ પુષ્કરાવર્ત્ત દ્વીપ છે તે સોલલાખ યોજનનો છે. તેમાં અડધા દ્વીપમાં મનુષ્યની વસ્તી છે. અડધામાં મનુષ્યની વસ્તી નથી. તેથી અઢીદ્વીપને શાસ્ત્રમાં મનુષ્યક્ષેત્ર કહ્યું છે. તેની આગલના દ્વીપ સમુદ્ર તો અસંખ્યાતા છે પણ ત્યાં મનુષ્ય નથી.

૧૩૦ પ્રશ્ન:—દેરાસરમાં દીવા ઉઘાડા મૂકાય છે તે યોગ્ય છે કે કેમ ?

ઉત્તર:—એકવીશ પ્રકારી પૂજામાં સકલચંદ ઉપાધ્યાયજીએ કહ્યું છે જે ફાનસમાં દીવો મૂકવો. વલી પૂજાપ્રકરણ ભદ્રબાહુસ્વામિનું કરેલું છે તેમાં કહેલું છે જે દીવા મૂકવા તે પ્રભુને તાપ ન લાગે એવી રીતે મૂકવા. જેમ પોતાને તાપ લાગે છે તેમજ ગણી પ્રભુને તાપ ન લાગે એમ મૂકવા. એવી રીતે દીપકપૂજા કરવી, ઉઘાડા દીવા ગૃહસ્થ પોતાને ઘેર મૂકતા નથી, ને જિનમંદીરમાં મૂકે તો અન્યદર્શની પણ કહે જે શ્રાવક લોક, દેવ આગલ તો દીવા ઉઘાડા

મૂકે છે ને ઘર આગલ ઢાંકે છે ! એ શું ? એ પણ લઘુતાનું કારણ છે. વલી પંચાશકજીમાં કહ્યું છે જે જિનપૂજામાં જેટલી યતના થાય તેટલી કરવી. તેમાં પ્રમાદ કરે તો અયોગ્ય છે. એ ઉપરથી કોઇના મનમાં એમ આવશે જે સમૂલગા દીવા કરવા નહિ, પાણી ફૂલ ચડાવવાં નહિ. એ સમજવું ભૂલ ભરેલું છે. કારણ જે સ્થાવરની હિંસાનો કંઇ શ્રાવકને ત્યાગ નથી. ત્રસની હિંસાનો ત્યાગ છે. વલી પ્રમાદ કરે તો ત્રસની હિંસા થાય ને તે પ્રમાદ છોડે તો પ્રભુ ભક્તિમાં ત્રસ જીવની હિંસા થાય નહિ ને સ્થાવર વિના તો ભક્તિ બનતી નથી. વલી શ્રાવકને અષ્ટ દ્રવ્યે ભક્તિ કરવી મહાનિશીથજીમાં તથા આવશ્યક સૂત્ર વિગેરેમાં યોગ્ય કહી છે. વાસ્તે વિસ્તારે ભક્તિ કરે તે ઘણો લાભ ઉપાર્જન કરે. માટે પ્રમાદ છોડીને ભક્તિ કરવી.

૧૩૧ પ્રશ્નઃ—દેરાસરનાં ખાતમૂહૂર્ત કરવાની જગ્યા જોવાની રીત જૈનની ને અન્યદર્શનની સરખી છે કે કેમ ?

ઉત્તરઃ—કાલીદાસ પંડિત વિક્રમરાજાના અવતારમાં થયા છે. તેમણે જ્યોતિર્વિદાભરણ નામનો જ્યોતિષ શાસ્ત્રનો ગ્રંથ કર્યો છે તેની ટીકા જૈની આચાર્યની કરેલી છે. તેમાં જૈનની રીતી જૂદી બતાવી છે તેમજ આરંભસિદ્ધિ નામે જૈનગ્રંથમાં પણ છે. વલી જ્યોતિર્વિદાભરણ ગ્રંથમાં પ્રતિષ્ઠાના નક્ષત્રમાં પણ જૈનનાં નક્ષત્ર જૂદાં કહ્યાં છે. તેથી ઢુંઢીયાને પણ સમજવું જોઈએ છીયે કે અન્યદર્શની પણ બે હજાર વર્ષના આશરા ઉપર જિનચૈત્ય સિદ્ધ કરે છે.

૧૩૨ પ્રશ્નઃ—સામાયકમાં ઘડી રાખે છે તે આજ્ઞા છે ?

ઉત્તરઃ—વૃંદારવૃત્તિમાં ઘડી રાખવાની કહી છે ને તેમાં નીશીથજીની ચૂર્ણિની સાક્ષી આપી છે.

૧૩૩ પ્રશ્નઃ—શ્રાવકને ચરવલો મુહપત્તી રાખવાની મર્યાદા શાસ્ત્રમાં છે ?

ઉત્તરઃ—આવશ્યકનો બાલાવબોધ યશવિજયજીકૃત છે તેમાં તથા અનુયોગદ્વારની છાપેલી ટીકામાં પાને ૭૮ મે છે. વલી શ્રાદ્ધવિધિ નિશ્ચય ગ્રંથમાં અચલગચ્છની ચર્ચામાં પણ સારી પેઠે સ્થાપના કરી છે.

૧૩૪ પ્રશ્નઃ—શ્રાવકને સૂત્ર વાંચવાની આજ્ઞા છે કે નહિ ?

ઉત્તરઃ—શ્રાવક અથવા સાધુએ દરેક ચીજ ગુરૂ પાસે ભણવી પણ પોતાની મેલે ભણવી નહિ. તે સારૂ વિશેષાવશ્યકમાં કહ્યું છે જે સામાયક અધ્યયન ભણવું તે ગુરૂ પાસે, પણ પુસ્તક ચોરીને નહિ. માટે પોતાની મેલે તો વંચાય નહિ, ને સૂત્ર વાંચે તેનો આશય બરાબર બેસે નહિ તો ઉત્સૂત્રનો દોષ લાગે ને વલી શ્રાવકને આવશ્યકસૂત્ર તથા દશવૈકાલીકનાં ચાર અધ્યયન સુધી તથા

આવશ્યકસૂત્ર ભણવાની આજ્ઞા પ્રભુએ કરી છે, વલી શ્રાવકને અર્થના ગ્રહણ કરનાર કહ્યા છે. એટલે ગુરૂ અર્થ સંભલાવે તે સાંભલે એટલે શ્રાવકને સૂત્ર વાંચવાની આજ્ઞા સંભવતી નથી, પ્રકરણ ગ્રંથ ઘણા છે તેમાં પૂર્વાચાર્યે સર્વ રચના લાવી મૂકી છે તે ભણે પણ છે. ઈહાં કોઇને શંકા થશે જે આનંદાદિક શ્રાવક શું ભણતા હશે? તે વિષે વિશેષાવસ્યકમાં શ્રુત જ્ઞાનના ભેદ ચાલ્યા છે. તેમાં ઉપાંગસૂત્રનો અધિકાર પાને ૧૭૧ મે છે તેમાં પ્રશ્ન થયું છે જે ઉપાંગાદિકની રચના શું કરવા કરી? તેના ઉત્તરમાં કહ્યું છે જે સાધ્વીને દૃષ્ટિવાદ ભણાવવું નહિ ને તે દૃષ્ટિવાદના ભાવ જાણ્યા વિના બોધ કેમ થાય? તે સારૂ સાધ્વી શ્રાવકને અર્થે ઉપાંગાદિકની રચના કરી છે. ઉપાંગ, છેદ સૂત્ર વિગેરે ભણાવવા સારૂ વ્યવહાર સૂત્રમાં મુનિને કેટલા કેટલા વર્ષની દીક્ષાપર્યાય થાય ત્યારે ભણાવવાં કહ્યા છે તેથી ઉપાંગની પણ શ્રાવકને આજ્ઞા નથી પણ શ્રાવક પયન્ના ભણતા હશે એમ જણાય છે. હાલમાં પણ ચઉસરણ પયન્નાદિક શ્રાવક ભણે છે. તેમ તે ભણતા હશે એમ લાગે છે. ઇહાં કોઇ એમ કહેશે જે તમોએ સૂત્રની સાખ્યો નાંખી છે તે કેમ જાણી? તે વિષે જાણવું જે મ્હારી બાલબુદ્ધિના વખતમાં મારા મનમાં એમ આવ્યું હતું જે અર્થના ગ્રહણ કરનાર કહ્યા છે, માટે આપણે મૂલસૂત્ર ન વાંચવાં. અર્થ જોવાને શું હરકત છે? એમ જાણી સૂત્રો વાંચ્યાં હતાં. પણ સૂત્રના ગહન અર્થ જોઇ હવે મ્હારા મનમાં આવે છે કે વીતરાગના આગમની ગહન શૈલિ મલીન આરંભી સંસાર મૂર્ચ્છિત શ્રાવક શી રીતે જાણે? તો કંઇનું કંઇ ધારણ કરે તો શ્રદ્ધા ભ્રષ્ટ થાય. માટે પ્રભુજીએ નિષેધ કર્યો છે તેજ યોગ્ય છે. એક આવશ્યક ભણે તો તેમાં બહુ પ્રકારનું જ્ઞાન થઇ જાય વાસ્તે પ્રભુની આજ્ઞા બહાર કામ કરવું નહિ. તેમ સભા સમક્ષ તો મેં સૂત્ર વાંચી સંભલાવ્યું નથી. તે તો ગ્રંથોજ વાંચું છું. ને તે તો આજ્ઞા શાસ્ત્રમાં છે પણ તેમાં આજ્ઞા વિરૂદ્ધપણું એટલું છે જે ગુરૂ પાસે ભણેલાં વાંચવાં જોઇયે. પણ પંચમ કાલના પ્રભાવે ગુરૂની જોગવાઇની ખામીને લીધે વાંચવું થાય છે તે પ્રભુ સ્વીકારે તો સત્ય છે. કારણ જે ઉદ્યમ છોડવાથી અજ્ઞાનતા ટલતી નથી તેથી ન ચાલે કરવું પડે છે ને જે પુરૂષ ગુરૂ પાસે ધારીને ઉપદેશ વિગેરે દે છે તેમને ધન્ય છે. મ્હારો એવો ભાગ્યોદય થશે તે દિવસ ધન્ય માનીશ. હાલ પણ કોઇ કોઇ ઉત્તમ પુરૂષ મલે છે તેમની સમીપમાં જે જે ધારણ થાય છે તે કલ્યાણકારી માનું છું તેમાં પ્રભુ આજ્ઞા વિરૂદ્ધ થતું હોય તે ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિદુક્કડં દઉં છું. વલી યોગશાસ્ત્રની ટીકામાં પાને ૧૦૭ મે સામાયકના અતિચારમાં કહ્યું છે ને શાસ્ત્રની ગાથા મૂકી છે તે ગાથામાં કહ્યું છે જે ન કરવું તે કરતાં અવિધિયે કરવું શ્રેષ્ઠ છે. એ આધારે ગુરૂ પાસે વાંચ્યા વિના બેસી રહેવું, પ્રમાદ કરવો તે કરતાં

ગુરૂ મહારાજની પાસે વાંચવાની ઇચ્છા રાખી યોગ ન મલે ત્યાં સુધી પ્રમાદમાં કાલ ન જાય તે સારૂં વાંચુ છું ને હિતકારી માનું છું.

૧૩૫ પ્ર્શ્નઃ—જૈનમાં લાખો રૂપીયા બીજા શુભ માર્ગે વપરાય છે તેવા જ્ઞાનમાં નથી વપરાતા તેનું શું કારણ ?

ઉત્તરઃ—જૈનધર્મનું મૂલ સ્વરૂપ જાણ્યું નથી તે પુરૂષે એમ સમજવું. જૈનમાર્ગ જાણ્યો હોય વા જૈનધર્મનું જાણપણું થવાનું નજીકમાં હોય, વા થોડા ભવમાં પાર પામવાનો હોય તેને તો અવશ્ય જ્ઞાન ઉપરજ લક્ષ થાય. કારણ જે આત્માનું કેવલજ્ઞાન અવરાયું છે તે પ્રગટ કરવું. તેનું મુખ્ય સાધન શ્રુતજ્ઞાન છે. કેમકે કેવલ જ્ઞાન પામતાં પહેલાં ક્ષપકશ્રેણિ માંડે છે તે ક્ષપકશ્રેણિમાં પ્રથમ શ્રુતજ્ઞાનથી ચિંતવન કરે છે પછી અપૂર્વ ભાવ પ્રગટ થાય છે ને સ્વાભાવિક ધ્યાન થાય છે માટે એ સર્વ થવાનું કારણ શ્રુતજ્ઞાન છે ને તે શ્રુતજ્ઞાન જ્ઞાનાવર્ણી કર્મના ક્ષયોપશમથી થાય છે, જ્ઞાનાવર્ણી, કર્મનો ક્ષયોપશમ જ્ઞાન ભણવાથી, જ્ઞાન ભણાવવાથી, જ્ઞાનનો પાઠ કરવાથી, જ્ઞાનવાનનો તથા જ્ઞાન જે પુસ્તકો, વા જ્ઞાનના ઉપગરણો તેનો વિનય કરવાથી, વા પુસ્તકો લખાવવાથી તથા વિદ્યાશાલાઓ કાઢવી ને શ્રાવકોને ભણાવવા, તન, મન અને ધન એ ત્રણે પ્રકારે શક્તિ હોય તે પ્રમાણે જ્ઞાનની પોતાને તથા પરને વૃદ્ધિ થાય એવી પ્રવર્ત્તના કરવી. તેથી જ્ઞાનાવર્ણી કર્મનો ક્ષયોપશમ થાય ને જ્ઞાન પ્રગટ થાય. જેને ધનની શક્તિ હોય તે ધન જ્ઞાનના કામમાં વાપરે. જેને શરીરની શક્તિ હોય તે શરીરથી જ્ઞાનની સંભાલ રાખે. જેટલી જેટલી બને એટલી શરીરથી સેવા ભક્તિ કરે. જે જે જ્ઞાન સંબંધીના કામની મહેનત કરવાની હોય તે કરે. વલી મનની શક્તિવાલા એટલે ભણેલા હોય તે બીજાઓને ભણાવે. દૃષ્ટાંત યુક્તિયે કરી જેમ સમજે તેમ સમજાવવાનો ઉદ્યમ કરે. પોતાનું કામ છોડીને પણ પરને જ્ઞાનનો લાભ થતો હોય તે ઉદ્યમ કરે. પણ સ્વાર્થજ કર્યા કરે નહિ. આ લક્ષણો જ્ઞાન નિકટ થવાનાં છે. માટે નજીકમાં જ્ઞાન થવાવાલા તો આ રીતે વર્ત્તે એટલે જ્ઞાનના કામમાં જરૂર પૈસા વાપરે પણ જેને જ્ઞાન પ્રગટ થવું દૂર છે તે જીવો તો વિચિત્ર કામ કરે છે. કેટલાએકને મેં સમજાવ્યા છે તેમણે મને જવાબ દીધો કે શાસ્ત્ર તો ઘણાંજ છે તેને આ દુનિયામાં વાંચનાર કોણ છે ? ઘણાંએ પુસ્તકો સડી જાય છે; વલી કોઇ કહે છે જે અમને કંઈ ભણતાં આવડતું નથી એટલે પુસ્તકને શું કરીએ ? આવા અનેક પ્રકારના જવાબ અજ્ઞાનપણે આપે છે. વલી શાસનમાં કેટલાએક કારભારી હોય છે તેમના લાંબામાં પૈસા હોય છે તે પૈસા એકઠા કરી વધારે જાય છે પણ તે પૈસામાંથી જ્ઞાનના કામમાં ખરચતા નથી. વ્યાજ ઉપજાવી પુંજી વધારે જાય છે. કોઇ જ્ઞાનમાં ખરચવાની પ્રેરણા કરે છે તો પણ પોતાને જ્ઞાનાવર્ણી કર્મનો ઉદય છે તેના પ્રભાવે પારકા પૈસા પણ

જ્ઞાનમાં ખરચતા નથી ને વગર કારણે જીવ જ્ઞાનાવર્ણી કર્મ બાંધે છે. એ જીવ ઉપર પણ જ્ઞાનવાને તો કરૂણા લાવવી, પણ દ્વેષ લાવવો નહિ. કારણ જે એ જીવ શું કરે ! કર્મરાજા માર્ગ આપે નહિ ને આ ભવમાં તો સમકિત વિના બુદ્ધિવાન ગણાયા છે પણ એની ભવિતવ્યતા એવીજ છે કે આવતે ભવે જ્ઞાન વિશેષ અવરાઇ જવાનું છે તેથી એ બિચારાની બુદ્ધિ એવી થાય છે. વલી જ્ઞાનવંતોએ એવાને સમજાવવા જોઇએ, પણ પ્રાયઃ કેટલાએક કારભારીઓ ધનવાન હોય તેથી તેમને કહેવા જઇએ તો ઉલટો વધારે દ્વેષ પ્રાપ્ત થાય એટલે જ્ઞાનવાનને પણ મુગા બેસવું પડે છે. હવે પૈસાના આપનાર માણસ તો જ્ઞાનમાં ખરચવા આપે છે તે છતાં તે પૈસા ન ખરચવાથી તેમનો વિશ્વાસ ઉઠી જાય છે. વલી એવી ખબરો પડવાથી જે પૈસાના ખરચનાર હોય છે તે પણ જ્ઞાનના કામમાં ખરચતા નથી ને કહે છે જે જ્ઞાનના પૈસા અમે આપીએ તે ખોરંભે પડે. આમ વિચાર લઇ જ્ઞાનના કામમાં પૈસા ખરચતા બંધ થઈ જાય છે. આવાં અનેક કારણો મલવાથી જ્ઞાનમાં પૈસા ખરચવા બંધ થઇ ગયા છે પણ એમાં ઇલાજ નથી. પણ આત્માર્થિને તો સાત ક્ષેત્ર છે તેમાં છએ ક્ષેત્રને ઓલખાવનાર છે માટે જ્ઞાન જેવું કોઇ પણ ક્ષેત્ર નથી. મરણ વખતે પણ જીવો લાખો રૂપીઆ માન પ્રતિષ્ઠાને અર્થે શુભ કામોમાં વાપરે છે પણ જ્ઞાનમાં વાપરતા નથી. તેમ આત્માર્થિએ કરવું નહિ. આત્માર્થિએ તો વધારે ભાગ એમાં વાપરવો. કારણ જે બીજા ક્ષેત્રમાં કેટલાએક આત્માર્થે કેટલાએક માન સારૂ પણ ખરચનાર છે. તેથી તે કામો તો ચાલ્યા કરે છે તેમાં અડચણ નથી. ને આ જ્ઞાનક્ષેત્રમાં તો મોટી અડચણ છે કે જ્ઞાનના જૂના ભંડારો છે તેમાં કેટલાએક ભંડારો એવા શેઠીયા તથા સાધુઓ પાસે છે કે કોઇ વાંચવા માગે તો એક પાનું પણ આપતા નથી ને પુસ્તક ખવાઇ જાય છે. હવે એ પુસ્તકથી તો કંઈ ઉપકાર થનાર નહિ. વલી કેટલાએક ભાગ્યશાલિના હાથમાં છે તે પુસ્તક આત્માર્થિના ઉપયોગમાં આવે છે. પણ સર્વ વસ્તુની કાલસ્થિતિ છે માટે એને પણ વધારે કાલ થવાથી નાશ થવાનો સંભવ છે. ત્યારે જો નવાં નવાં લખાતાં જતાં હોય તોજ આગલ પાછલ એમને એમ ચાલ્યા કરે, પણ તેમ ન થાય તો હાલમાં પણ કેટલાંએક શાસ્ત્રનાં નામ છે પણ તે પુસ્તક મલતાં નથી. કેટલાંએક અધુરાં પુસ્તકો છે, કેટલાએક પુસ્તકોને ઉધેઇ ખાઇ ગઇ છે ને જીર્ણ થયાં છે એમ બન્યું છે. વલી એવું કોઇ પણ સ્થાનક નથી કે સર્વ પુસ્તકો એક જગ્યાથી મલી શકે. આ દશા પુસ્તકોની થઇ છે. માટે આત્માર્થિએ તો જેમ બને તેમ જ્ઞાનમાં ખરચ કરી સર્વ પુસ્તકો એક ઠેકાણેથી નીકલે એમ કરવું જોઇએ. આ કામ મોટા ધનવાનનું છે અગર તો ઘણા માણસ મલી કરે, અગર તો જ્ઞાનના પૈસા હોય તેમાંથી કરે, પણ આ વિચાર જેને જ્ઞાન થવાનું નિકટ હશે

તેને સૂઝશે. બીજાને સૂઝશે નહિ. કારણ જે મને તો મ્હારા ભાગ્યોદયથી હું દશ વર્ષનો થયો ત્યારથી જ્ઞાનમાં પૈસા ખરચવાની બુદ્ધિ એવી થઈ જે જેટલા પૈસા જ્ઞાનમાં ખરચું એટલા બીજા કામમાં ખરચવાનું ચિત્ત ન હતું. પણ એવી બુદ્ધિ થવાથી મ્હારા ગામમાં કોઇ ભણાવનારનો યોગ નહિ. મુનિ મહારાજનું આવાગમન નહિ તેમ શ્રાવક ભણેલા પ્રેરણા કરનાર મલેલા નહિ, તેમ છતાં પણ નામ માત્ર કંઈક જૈનધર્મનું જ્ઞાન મલ્યું. તે સર્વ ફલ જ્ઞાન ઉપર પ્રેમ થવાનું છે.

વલી ઇંગ્રેજ લોક પરદેશી છે, ધર્મ પણ જૂદો છે તો પણ આ દેશના માણસોને કલાઓ પ્રમુખ ભણાવવા સારૂ હજારો રૂપીયા ખર્ચે છે તો તેથી તે લોકને કેટલો ક્ષયોપશમ થયો છે કે અનેક પ્રકારની વગર જોએલી કલાઓ ખોળી કાઢે છે ને અનેક વસ્તુ નવી ઉત્પન્ન કરે છે કે જેનું કૃત્ય સમજી શકાતું નથી. એટલી બધી તેમને બુદ્ધિ મલવાનું કારણ એટલું છે કે જ્ઞાનનું ઉત્તેજન કરવામાં અત્યુત્સાહ છે. એ ઉપરથી વિચારવાનું છે જે સંસારી જ્ઞાનના ઉત્સાહથી એટલો લાભ મલે છે તો વીતરાગના જ્ઞાનની વૃદ્ધિ કરવાથી કેટલો લાભ થાય ? માટે આત્માનું હિત કરવા પોતાના છોકરાને તથા પરને હિત થાય તે સારૂ જૈનશાસ્ત્ર ભણાવવાં. જૈનશાસ્ત્ર ભણવાથી બુદ્ધિ સર્વે કામમાં વૃદ્ધિ પામશે અને ભણાવનારને લાભ થશે. વલી પુસ્તક બગડતાં હોય તો તેની સંભાલ કરવી. જૈનનાં સર્વ શાસ્ત્ર અમરપદ પામે એમ કરવું જોઇએ. પંજાબ દેશથી આત્મારામજી મહારાજજી સાહેબ ગુજરાતમાં આવ્યા ને શાસ્ત્ર હતાં તો જોયાં, તેથી જ્ઞાન મેલવી સર્વ દેશમાં ઉપકાર કર્યો. વલી યવનના મુલકમાં પણ એઓ સાહેબે જૈનધર્મ પ્રસિદ્ધ કર્યો ને જૈનનું બહુમાન કરાવ્યું તેમાં નિમિત્ત કારણ શાસ્ત્ર હતાં તો બન્યું, નહિ તો બનત નહિ. માટે આપણને વાંચતાં ન આવડતું હોય તો તે લક્ષ લેવો નહિ. પુસ્તક હશે તો વાંચવાથી ઘણા પુરૂષને લાભ થશે.

૧૩૯ પ્રશ્ન:—નાત્રાં કરવાનો રીવાજ હિંદુમાં નથી ને સ્ત્રીયો બાલહત્યા કરે છે, તો નાત્રાનો ધારો હોય તો સારો કે નહિ ?

ઉત્તર:—નાત્રાં કરવાની રીત ધર્મથી ઘણીજ વિરૂદ્ધ છે. વલી તમે બાલહત્યા થાય છે તે નાત્રાં થવાથી ઘટવાનું સમજો છો, પણ મ્હારે એક શેસન જડજ સાહેબ સાથે વાતચીત થઇ હતી. તેમને મેં પૂછ્યું હતું કે આપની પાસે ખૂનનાં કામ આવે છે તેમાં સ્ત્રીયોની ખટપટનાં ખૂનનાં કામ વધારે આવે છે કે તે શિવાયનાં ખૂનનાં કામ વધારે આવે છે ? તેમણે તેનો જવાબ આપ્યો કે સ્ત્રીઓની ખટપટનાં ખૂન વધારે થાય છે. બીજો સવાલ પૂછયો જે જેની નાતમાં નાત્રાં થાય છે તેનાં ખૂન સ્ત્રીયોથી વધારે થાય છે કે નાત્રાં નહિ કરનારની નાતમાં વધારે થાય છે ? તેના જવાબમાં જડજ સાહેબે ફરમાવ્યું જે નાત્રા-

બ્રાહ્મણની નાતની સ્ત્રીયોનાં સંબંધનાં ખૂન વધારે આવે છે. હવે આ ઉપરથી વિચારવાનું જે સ્ત્રીયો જેવી નિર્દય જાત બીજી નથી. એક શાસ્ત્રમાં કથા વાંચી છે તેમાં એક રાજા દશરાને દિવસે માતાને નમવા ગયો, માતાએ આશિષ આપી જે સ્ત્રી જેવી છાતી થજો. તે રાજાને નહિ પસન પડવાથી માતાને પૂછયું જે આ આશીષ કેમ આપી? માતાએ કહ્યું જે સ્ત્રી જેવી છાતી પુરૂષની નથી તેથી આશીષ આપી તે તને બતાવું. તું હૂકમ ફેરવ કે જે પોતાની સ્ત્રીનું માથું લાવે તેને અરધું રાજ્ય આપું. તે પ્રમાણે રાજાએ કર્યું પણ કોઈ પુરૂષ માથું લાવ્યો નહિ. બીજે દિવસે ઢંઢેરો ફેરવ્યો જે જે સ્ત્રી પોતાના ધણીનું માથું લાવે તેને અર્દ્ધ રાજ્ય આપું. તે સાંભળી ઘણી સ્ત્રીયો ધણીનાં માથાં લાવી. રાજાના મનમાં આવ્યું જે સ્ત્રી જેવું ક્રૂર કોઈ નહિ, આ કથા ઉપરથી સમજવું કે સ્ત્રીને નાત્રાંની છુટ મલે તો આવી ક્રુરતા વાપરે ને પુરૂષને પરણવાની છુટ છે તો પણ ક્રુરતા વાપરે નહિ ને સ્ત્રી નિર્દયતા વાપરે. માટે નાતરાંની છુટ નથી. તેથી પોતાના ધણીનું ખુન કરતાં કરાવતાં પોતાનો લાભ તપાસે છે કે જન્મ પર્યંત પહેરવા ઓઢવાનું ખાવાનું સુખ જતું રહેશે ને રંડાપો ભોગવવો પડશે. તેથી બનતા સુધી ખુન કરે નહિ. ને નાત્રાંની છુટ હોય તો એ ધણી મરી જશે તો હું નાતરે જઇશ ને બીજો ધણી કરીશ એટલે પોતાના સૌભાગ્યપણાના સુખમાં ખામી પડવાની નથી તેથી ધણીને મારી નાખતાં બીહે નહિ તો મ્હોટા માણસનાં મરણ કરે. વલી બાલહત્યા તો ઘટેજ નહિ કારણ જે હાલમાં નાત્રાં નથી કરતા તો પણ વર નહિ મલવાથી કેટલીએક ન્યાતમાં કન્યાઓ મહોટી કરવી પડે છે. ને જ્યારે નાત્રાં થાય ત્યારે તેને બદલે વલી તેટલી કન્યાનો વધારો થાય તે મોટીઓ થાય તો તે સારી ચાલની ન રહે. તેથી તે ગર્ભપાત કરે. હાલમાં મ્હારા સાંભલવામાં આવ્યું છે કે ઈંગ્લાંડમાં કુંવારીઓ ઘણી છે તે બાલહત્યા કરે છે. તેમજ અહીં ઉંચી ન્યાતમાં નાત્રાં નથી થતાં, તે થાય તો બાલહત્યા ને મ્હોટાની હત્યા બન્ને જારી થાય. માટે પૂર્વના પુરૂષોએ જે રીવાજ રાખેલો છે તેજ સારો છે. કોઇ એમ સવાલ કરશે જે બ્રાહ્મણમાં અસલ નાત્રાં થતાં હતાં તે વિષે જાણવું જે હાલ જેમ કેટલાએક માણસ નાત્રામાં ફાયદો માને છે તેમ તે વખતમાં પણ માનનારા હશે. તેમણે તેમ કર્યું હશે તેમજ બાલહત્યા તથા જુવાનહત્યા એ વિચારનાર ડાહ્યા પુરૂષે એ વાત અંગીકાર ન કરી તે વહિવટ ચાલુ રહ્યો તે આજ ચાલે છે. તે ફેરવવામાં કંઈ ફાયદો નથી પણ નુકશાન છે. વલી આપણે જૈનધર્મિને તો જેમ વિષય ઘટે, કામથી મુક્ત થવાય એમ કરવું છે ને તે પ્રત્યક્ષ જોઇએ છીએ કે જેટલી વિધવા બાઇઓ ધર્મ સાધન કરે છે ને જેટલી સંસાર છોડી સંયમ લે છે તેટલી સૌભાગ્યવતી સ્ત્રીઓ

કરી શકતી નથી. જબરાઇથી શીલ, કુલની મર્યાદથી પાલવાથી પણ મહાનિશીથજીમાં ધન્ય કૃતાર્થ કહેલ છે માટે શીલ પાલવાનો મ્હોટો ફાયદો છે તે અટકી જાય. ને વળી એક વિધવાઓ તો ભાવે છે કે મ્હારે જ્યાં સુધી સ્વામીનો યોગ હતો ત્યાં સુધી તો મ્હારૂં ચિત્ત વિષય ત્યાગ કરવાનું થતું ન હતું. પણ હવે સહજે સ્વામીનું કારણ છૂટી ગયું એટલે સહજે મ્હારાથી શીલ પલશે એવી સુંદર ભાવનાઓ ભાવે છે. આત્માને નિર્મલ કરે છે તે નજરે જોઇએ છીએ. વળી જેની નાતમાં નાત્રાં થાય છે તેને આ દશા બનવાની નથી તેમાં પણ કુલવાન હોય છે તે નાત્રાં કરતા નથી તે પણ જોઇએ છીએ તેથી એમાં લાભ દર્શાવે છે તે યોગ્ય નથી.

૧૩૭ પ્રશ્ન:—આત્મા નિર્વિકલ્પ છે કે સવિકલ્પ છે ?

ઉત્તર:—આત્મા નિર્વિકલ્પ છે. વિકલ્પ કરવા તે જડની સંગતે આત્માનો ઉપયોગ બગડવાથી થાય છે.

૧૩૮ પ્રશ્ન:—બાર ભાવના તથા ચાર ભાવના ભાવવી એમાં પણ વિકલ્પ કરવામાં આવે છે ?

ઉત્તર:—એ વિકલ્પ છે તે નિર્વિકલ્પદશાને લાવનાર છે. એ પ્રથમ અવસ્થાએ આદરવા યોગ્ય છે. જ્યારે શુકલધ્યાનનો બીજો પાયો ધ્યાય છે. તે વખત અભેદ જ્ઞાન થાય છે. ત્યારે વિકલ્પ ટલી જાય છે. પણ શુકલધ્યાનનો પહેલો પાયો ધ્યાતા પહેલાં શ્રુતજ્ઞાનનું ચિંતવન થાય છે, તેનાથી અસંગ અનુષ્ઠાન રૂપ એટલે કુંભાર જેમ ચક્ર હલાવે પછી એની મેલે ચક્ર ફર્યા કરે, તેમ શ્રુતજ્ઞાનથી વિચાર્યા પછી સહજદશા પ્રગટ થાય છે તેથી સ્વાભાવિક ધ્યાન થાય ત્યારે અભેદ જ્ઞાન પ્રગટ થાય છે. ત્યાંથી નિર્વિકલ્પદશાંના અંશ પ્રગટ થતા જાય છે. પણ જ્યારે બીજો પાયો ધ્યાય છે ત્યારે વિશેષ નિર્વિકલ્પતા પ્રગટે છે અને જ્યારે કેવલજ્ઞાન પ્રગટે છે ત્યારે પૂર્ણ નિર્વિકલ્પદશા પ્રગટે છે.

૧૩૯ પ્રશ્ન:—કેવલજ્ઞાન તો નિર્વિકલ્પદશાથી પ્રગટે છે ત્યારે વિકલ્પ રૂપ ભાવના તથા પૂજા પ્રતિક્રમણ કરવું એ તો વધારે વિકલ્પ સહિત રહ્યું તે કરવાથી શું લાભ ?

ઉત્તર:—ભાવના વિગેરે જે જે કરવી છે એમાં પણ અંશે અંશે નિર્વિકલ્પ દશા થાય છે. પૂજાની વસ્તુ લાવવા દ્રવ્ય વપરાય. એ દ્રવ્ય ઉપરથી મૂર્છા ઉતારે છે તે નિર્વિકલ્પદશાના અંશ પ્રગટે છે. વળી સંસારનો રાગ છુટે ત્યારે પ્રભુ ઉપર રાગ થાય છે. ત્યારે સંસાર ઉપરથી જેટલો જેટલો રાગ છુટે એ નિર્વિકલ્પ અંશ છે. વળી દેહ પૂજામાં વપરાય છે તે વખત વિષયમાં વપરાતો નથી તે વિષયમાં વાપરવાની ઇચ્છા છુટી એ નિર્વિકલ્પ અંશ છે તેમજ પડિ-

क्रमणुामां पण संसार ઉપરથી ચિત્ત ખસેડે છે, ને પુદ્ગલદશાથી ભાવ ઉતારી વ્રતો અંગીકાર કર્યાં છે તેમ છતાં પણ કંઇક ચિત્ત પલટાઇ જવાથી પરભાવની પ્રવૃત્તિ કરવાથી દૂષણ લાગે છે તે ચિત્ત સ્વાત્મદશાનું થવાથી રૂચતા નથી તેથી પરભાવ વૃત્તિની નિંદા કરતાં પુદ્ગલ દશાનું અરૂચકપણું જે બને છે ને નિજ સ્વભાવ સન્મુખ થાય છે તે પણ નિર્વિકલ્પદશાના અંશ છે. તેમજ પૌષધમાં અને ભાવના ભાવે છે તે ભાવનામાં ભાવવાનું કારણ એટલુંજ છે કે પુદ્ગલ દશા જે વિભાવદશા વિકલ્પમય તેમાં અનાદિના અભ્યાસથી મ્હારાપણું માન્યું છે તે ખશી જાય ત્યારે વિભાવ વસ્તુ આત્માને સારી ન લાગે, ને અનાદિની સારી લાગતી હતી તે કંઇક મિથ્યાત્વ પુદ્ગલ ખસવાથી થાય છે. જેટલાં મિથ્યાત્વનાં પુદ્ગલ ખસ્યાં તે સ્વાત્મભાવમાં વર્ત્તવાના ભાવ છે તેટલા નિર્વિકલ્પ અંશ પ્રાપ્ત થાય છે. માટે જે જે જીવ ધર્મ સાધન આત્મ સન્મુખ થઇને કરે છે તેમાં અંશે અંશે નિર્વિકલ્પદશા પ્રાપ્ત થાય છે. તેમજ જ્ઞાન જે શાસ્ત્ર વાંચવાં એ પણ આત્માની સ્વદશાનો વિચાર કરીએ તો નિશ્ચય નયે આત્મા કેવલજ્ઞાનમય છે તેને ભણવું શું ? પણ આત્મા કેવલજ્ઞાનમય છે તે શાસ્ત્ર સાંભલવાથી ને વાંચવાથી જાણે છે. હવે ઇહાં પણ અનાદિકાલનો જીવનો ઉપયોગ શાસ્ત્ર સાંભલવા વાંચવાનો આત્મા જાણવા અર્થે હતો નહિ, પણ જ્યારે આત્માની સાથે આવરણ કરનાર મિથ્યાત્વના પુદ્ગલ હતા તે ખશ્યા ત્યારે આત્મધર્મ જાણવાને માટે શાસ્ત્ર સાંભલવા વાંચવાની રુચિ થઈ ત્યારે ઇહાં પણ આત્મા નિર્વિકલ્પમય હતો તેના અંશ ખુલા થયા પછી અનુક્રમે જેમ જેમ શાસ્ત્ર સાંભલવા મનન કરવાનું વિશેષ થયું, તેમ તેમ આત્માનાં આવરણ ખસતાં ગયાં તેમ તેમ જીવ નિર્વિકલ્પ થયો. પણ જીવને પ્રથમથી જ નિર્વિકલ્પ દશા થતી નથી. માટે નિર્વિકલ્પી પુરૂષોએ જેમ અનુક્રમે ગુણસ્થાનકો બતાવ્યાં છે તે પ્રમાણે અનુક્રમે ગુણસ્થાન ચઢી નિર્વિકલ્પી પુરૂષ જે ભગવાન્ તેમણે વ્યવહાર રૂપ ચડવાની રીતિ દર્શાવી છે, તેના અર્થિ જીવ વર્ત્તે છે તેને તેમાં જેટલી નિર્વિકલ્પ અંશની દશા પ્રગટે છે તેથી તે આનંદિત થાય છે અને દેવપૂજા, શ્રાવકનાં વ્રત, મુનિનાં મહાવ્રત, પ્રતિક્રમણ, ભાવના, ધ્યાનાદિક સર્વે કરણી પોતાની નિર્વિકલ્પદશાને સારૂ કરે છે એમ કરતાં કરતાં અનુક્રમે નિર્વિકલ્પદશા પૂર્ણ થાય છે.

૧૪૦ પ્રશ્નઃ—આત્મા પરભાવનો અકર્ત્તા કહ્યો છે ને આ પ્રવૃત્તિ તો કર્ત્તાપણે થાય છે તે કેમ ?

ઉત્તરઃ—તમારી વાત સત્ય છે. નિશ્ચય નયે આત્મા પરભાવનો અકર્ત્તા છે. તેમજ વ્યવહાર નયે કર્ત્તા પણ કહ્યો છે. ને વ્યવહાર નયે કર્ત્તા ન માનીયે તો આત્માને આવરણ પણ ન લાગે, ને આવરણ ન લાગે તો તેને મુક્ત

થવાનું બાકી રહ્યું નહિ ત્યારે તો સર્વ જીવ સર્વજ્ઞ જેવા હોવા જોઈએ. તે તો જણાતા નથી, ત્યારે પ્રભુજીએ વ્યવહાર નયે કર્ત્તા કહ્યો છે તે સિદ્ધ થાય છે. આત્મા વ્યવહાર નયે કર્મને યોગે કર્મમય પરિણત થઈ વિભાવમય પુદ્ગલની કરણી વિષય કષાયની કરી રહ્યો છે. હવે વ્યવહાર નયે કર્મબંધનાં કારણ સેવે છે પણ તેમાંથી ભવિતવ્યતાના યોગે કંઇક સ્વાભાવિક કર્મથી હલકો થયો ને જેમ કોઠીમાં દાણા થોડા નાખે ને ઘણા કાઢે તો સહેજે દાણા કોઠીમાંથી ઓછા થાય. તેમજ જીવ વધારે કર્મ ભોગવે ને અકામનિર્જરા કરે ને નવાં થોડાં બાંધે તેથી હલકો થાય, તેથી વીતરાગ સર્વજ્ઞ પુરૂષ ઉપર પ્રીતિ જાગે અને સત્સંગથી પોતાનું સ્વરૂપ સાંભળે જે નિશ્ચય નયે તો મ્હારો આત્મા સર્વજ્ઞ તુલ્ય છે જો એવો આત્મા ન રહ્યો હોય તો કોઈ દિવસ આત્મા શુદ્ધ ન થાય. આત્મા અવરાય છે તે જેમ સ્ફટિકને ડાક મુકીએ છીએ તેથી ડાક જેવા રંગનું દેખાય છે પણ તે ડાક નીકળી જાય તો જેવો નિર્મલ છે તેવો દેખાય છે પણ એવો ડાક પ્રણમી ગયો નથી કે ફરી સ્ફટિકનું રૂપ પ્રગટજ ન થાય. તેમ આત્માને એવાં કર્મ લાગ્યાં નથી કે કોઇ કાલે વિશુદ્ધ થાય નહિ. કર્મનાં આવરણ જેમ જેમ ખસતાં જાય તેમ તેમ વિશુદ્ધ થાય ને તે પ્રત્યક્ષ અનુમાન થાય છે. જેમ કે કોઇક જીવ જ્ઞાનનો અભ્યાસ વધારે કરે છે તો વધારે વિદ્વાન થાય છે તો જો આવરણ અભ્યાસથી ખસતાં ન હોય તો બુદ્ધિવાન કેમ થાય ? પણ એવાં આવરણ છે કે આત્મતત્ત્વ પ્રગટ કરવાનો અભ્યાસ કરે તો આવરણ નાશ પામે. માટે આત્માની સ્વાભાવિક દશા કાયમ છે ગઇ નથી, તે પ્રગટ કરવાને વ્યવહાર નયે ગુણસ્થાનનો વ્યવહાર પ્રભુજીએ બતાવ્યો છે તેમ કરવો, ને તેમ અભ્યાસ કરવાથી આત્મા શુદ્ધ થશે. ને નિશ્ચય નયે અકર્ત્તા કહ્યો છે તે પણ છે. જો અકર્ત્તાપણાનું નિજ સ્વરૂપ ન જાણે, તો શુદ્ધ કરવાની બુદ્ધિ થાય નહિ, ને જે વિભાવિક કરણી છે તે મ્હારે કર્ત્તાપણે કરવા યોગ્ય નથી એમ જાણે. માટે નિશ્ચય નયનો પક્ષ હૃદયમાં અચ્છી-તરે રાખે. પણ નિશ્ચય નયે આત્મા વિભાવનો કર્ત્તા છે એમ જ્યાં સુધી જીવ જાણે ત્યાં સુધી આત્મા શુદ્ધ કરવાની બુદ્ધિ થાય નહિ. જ્યાં સુધી આત્મા પુદ્ગલભાવનો કર્ત્તા જાણે, ત્યાં સુધી શરીરે દુઃખ થાય તો મને દુઃખ થયું, ધન ગયું તો મહારૂં ધન જતું રહ્યું. સ્વજનનો વિયોગ થયો તો મહારાં સગાં મરી ગયાં હવે કેમ કરીશ ? મહારૂં ઘર જતું રહ્યું. મહારૂં વસ્ત્ર બગડી ગયું. મને માર્યો, ગાલો દે છે એમ પરવસ્તુમાં મહારાપણું જે જીવ માની રહ્યો છે, તે જડ પદાર્થમાં મહારાપણું માને છે તેનું કર્ત્તાપણું માને છે, મે સુખી કર્યા, મેં દુઃખી કર્યા એમ માને છે તેનો ત્યાગ કરી નિજ સ્વભાવમાં રહેવું. નિશ્ચય નયે સ્વભાવનો કર્ત્તા જાણી વિભાવનું કર્ત્તાપણું છોડવું.

૧૪૧ પ્રશ્નઃ—આત્મા નિર્વિકલ્પ તથા અકર્ત્તા છતાં કર્ત્તાપણે વ્રત, પચ્ચખ્ખાણ, પ્રતિક્રમણ કરે, શાસ્ત્ર વાંચે ને તેથી અકર્ત્તા નિર્વિકલ્પ થાય એ કેમ ઘટે?

ઉત્તરઃ—કર્મ છે તે પરવસ્તુ છે. વલી નરેણીવડે કાંટો કાઢે છે તે નરેણી પર વસ્તુ છે, તે પર વસ્તુએ પર વસ્તુ નિકલે છે તેમ આત્માને જે કર્મ લાગ્યાં છે તે પર વસ્તુ પર વસ્તુના યોગે નિકલે અને હરેક વસ્તુ અનુક્રમે શુદ્ધ થાય છે. વસ્ત્રને મેલ લાગ્યો છે, તે પર વસ્તુ છે તેને ખારાદિક પર વસ્તુનો યોગ બને છે તેથી તે વસ્ત્ર શુદ્ધ થાય છે. હીરા પ્રમુખ રત્ન પદાર્થ છે તે ખાણમાંથી કાઢે છે ત્યારે મેલવાલો હોય છે તેને ઘસવાનાં શસ્ત્ર લાગે છે ત્યારે મેલ નીકલી જઈ શુદ્ધ રત્ન પ્રગટ થાય છે. તેમાં પણ પ્રથમ સર્વે મેલ જતો નથી. પ્રથમ તો અલ્પ અંશ જાય છે પણ ઘસવાનો અભ્યાસ કરવાથી અનુક્રમે સર્વે મેલ જતો રહે છે, પણ મેલ કાઢવામાં પર વસ્તુનો યોગ જોઈએ છે તેમ આત્મા કર્મ થકી અવરાયો છે. તેથી આત્માની નિર્વિકલ્પદશા પણ જણાતી નથી. અકર્ત્તાપણું પણ જણાતું નથી તે આવરણનો પ્રભાવ છે. તે આવરણ ખસેડવાને માટે જેમ વસ્ત્ર ધોવાને પહેલો ખાર ચઢાવે છે, દેખીતો તત્કાલ મેલ ચડેલો જણાય છે, પણ વસ્તુપણે તે ખાર મેલનો કાઢનાર છે તેમ વ્યવહાર કરણી દેખીતી તો પરભાવની દેખાય છે, પણ વસ્તુપણે અંશે અંશે આત્માને શુદ્ધ કરે છે, જેમ જેમ અંશે શુદ્ધ થતા જાય છે, તેમ તેમ વ્યવહારની કરણીઓ છુટતી જાય છે. જેમ કે શ્રાવક પૌષધ કરે છે, ત્યારે પૌષધમાં પૂજા પ્રમુખ કરતા નથી. મુનિને પૂજા, ગૃહસ્થની સ્વામિભક્તિ એ સર્વે કરવા છુટી જાય છે. એમ અનુક્રમે સર્વે કરણીઓ છુટી જાય અને અકર્ત્તા ગુણ નિર્વિકલ્પ ગુણ આત્માનો પ્રગટ થાય છે. માટે સર્વે કરણી નિર્વિકલ્પદશા લાવવાને કરવા યોગ્ય છે. પ્રથમ અશુભ ક્રિયાનો ત્યાગ કરી શુભ ક્રિયા કરવી છે. પછી જેમ શુદ્ધદશા પ્રગટ થતી જાય તેમ શુદ્ધ ક્રિયાનો ત્યાગ કરી અક્રિય પદ પ્રગટ થતું જાય.

૧૪૨ પ્રશ્નઃ—જ્ઞાનીએ તો પુણ્ય પાપ બન્ને ત્યાગ કરવા યોગ્ય કહ્યાં છે, ને તમે તો એકને છોડી એકને આદરવાનું કહો છો તે કેમ?

ઉત્તરઃ—જ્ઞાનીએ કહ્યું છે તે સત્ય છે. જેમ કોલીની જાત ચોરી કરવાનો ધંધો કરે છે તેથી સામાન્ય વચને કોલીની સોબત કરવાનો ત્યાગ કહેવાય, પણ ચોરના ભયથી રક્ષણ કરવા સારૂ જો કોલીને વલાવો રાખીએ તો આપણું રક્ષણ થાય, ને વલાવાએ જ્યારે ચોરને મારી કાઢયો, ત્યારે નિર્ભય થયા. પછી વલાવાનો ખપ નથી ત્યારે ચોર તથા વલાવા બન્નેનો ત્યાગ થાય. તેમ અશુભ પ્રવૃત્તિને ટાલવા સારૂ શુભ કરણી રૂપ વલાવો છે તે સર્વે અશુભ પ્રવૃત્તિ ટાલી

ગયા પછી શુભ કરણીનો પણ ત્યાગ થાય. માટે જ્ઞાનીએ બન્ને ત્યાગ કરવા કહ્યા છે તે સત્ય છે. સર્વ કામમાં આત્મા અજ્ઞાનપણે અનાદિ કાલનો કર્ત્તાપણું માની રહ્યો છે, ને તેથીજ આત્માના જ્ઞાનને આવરણ થતાં જાય છે ને જ્યારે જીવ પ્રભુનાં આગમ સાંભલે છે ને જ્ઞાન જીવને પરિણમે છે, ત્યારે આત્માને આત્માનું સ્વરૂપ અનુભવગમ્ય થાય છે ત્યારે જાણે છે જે, અહો ! મ્હારો આત્મા અરૂપી, અનંત જ્ઞાનમય, સર્વ ભાવનો જાણનાર, નિર્વિકલ્પ જ્ઞાની, જડભાવનું જે જે કર્ત્તવ્ય કરેલું છે તે મ્હારો સ્વભાવ નથી. જ્યારે મ્હારૂં કર્ત્તવ્ય નથી ત્યારે તેનો હું કર્ત્તા થઉં છું તે પણ અજ્ઞાનતા છે. એ વસ્તુ અનુકૂલ પ્રતિકૂલ જેને મલે તેમાં હું સુખ દુઃખ માનું છું. તે પણ અજ્ઞાનતા છે. મ્હારો સ્વભાવ તો જાણવા દેખવાનો છે તે સ્વભાવનો હું કર્ત્તા છું ને તે કરવા યોગ્ય છે. આવું જ્ઞાન થાય છે. માટે નિશ્ચય નયે આત્મા સ્વભાવનો કર્ત્તા છે. વ્યવહારે વિભાવનો કર્ત્તા છે. જેમ જેમ નિશ્ચય ગુણ પ્રગટ થાય છે, તેમ તેમ અશુદ્ધ વ્યવહારનો ત્યાગ થતો જાય છે ને પરભાવનું કર્ત્તાપણું ટલી જાય છે અને જેવું આત્માનું સ્વરૂપ છે તેવું પ્રગટ થાય છે.

૧૪૩ પ્રશ્નઃ—તમે જે જે ભાવના કરવાની કહો છો, તે આત્મઘરની છે કે પરઘરની ?

ઉત્તરઃ—જેટલો વ્યવહાર વર્તે છે, પુદ્ગલે કરી વર્ત્તના કરવી છે અને તે સારૂ ભાવના ભાવવી છે, તે સર્વ વ્યવહાર પરઘરનો છે. એટલે પુદ્ગલ મિશ્રિત છે. કારણ જે આત્માના સ્વાભાવિક ગુણ તો જાણવા દેખવાના છે, પણ વિચાર કરવો તે આત્માનો ધર્મ નથી, જ્યાં સુધી સંપૂર્ણ કેવલજ્ઞાન પ્રગટ નથી થયું, ત્યાં સુધી પુદ્ગલે કરી સહિત વિચાર છે. કારણ જે મતિ શ્રુતજ્ઞાન છે તે ઇંદ્રિયજનિત જ્ઞાન છે, ઇંદ્રિયોનું બલ છે. અવબોધ થાય તે પાંચ ઇંદ્રિયને છઠું મન એના સંયોગથી જ્ઞાન થાય છે. એ જ્ઞાન આત્મા અને પરને સંજોગે થાય છે, તે પણ જીવનો આત્મા અવરાઈ જવાથી મતિશ્રુતજ્ઞાનનો જેટલો બોધ છે તેટલો થતો નથી. જ્ઞાનની ભક્તિ, જ્ઞાનવાનની ભક્તિ, જ્ઞાન પ્રગટ કરવાની અતિશય ઉત્કંઠા, તેમજ ભણવાના વાંચવાના કામમાં અતિશય અભ્યાસ, જે ઠેકાણે જ્ઞાન મલવાનું હોય વા દૂર હોય, વા નજીક હોય ને તેનો વખત સાચવવો પડતો હોય તે સહન કરવું પડતું હોય, ને જે હુકમ ફરમાવે તે કરવો પડતો હોય, તે સર્વ હુકમ તથા સર્વ દુઃખ સહન કરી, જ્ઞાન મેલવવાને આલસ છોડી, રાત્રી દિવસ ઉદ્યમ કરે છે, ત્યારે જ્ઞાનાવર્ણી કર્મ થોડાં થોડાં જેમ જેમ ક્ષય થતાં જાય, તેમ તેમ મતિ શ્રુતજ્ઞાનનો બોધ વધતો જાય છે. ત્યારે જીવ મ્હારૂં સ્વરૂપ અને પારકું એટલે જડનું સ્વરૂપ ઓલખે છે ત્યારે શાસ્ત્રમાં જડની સંગત છોડવાના જે જે ઉપાયો બતાવ્યા છે તે જાણે છે તેથી

તેની વિચારણા કરે છે. એ વિચારણા એવી છે કે, જેથી આત્મા પોતાના સ્વરૂપની સન્મુખ થતો જાય છે ને પરભાવથી ચિત્ત ખસેડતો જાય છે. જેટલું પરભાવથી ચિત્ત ખસ્યું તેટલો આત્મા શુદ્ધ થતો જાય છે. જેમ કે આપણા કુટુંબના માણસ શિવાયના માણસને ઘરમાં મુનમ કરીને રાખીએ છીએ તો તેને દ્રવ્ય વ્યવહારથી તો ઓછું થયું લાગે છે પણ બીજી તરફ વિચાર કરીએ તો આપણું જે ધન છે તેનું રક્ષણ કરે છે ને નવું વ્યાજ વિગેરે ઉત્પન્ન કરી ધન વધારી આપે છે. તેમ જ્ઞાન તથા ભાવનાઓ જે પુદ્ગલમાં મલીને કરવી તે આત્મરૂપથી પરરૂપ દેખીતું બહારથી છે, પણ વસ્તુપણે આત્માને આત્મ સ્વરૂપે જાણે. જડને જડ સ્વરૂપે જાણે. આત્માને નિરાવરણ કરવાનો ઉદ્યમ કરી રહ્યો છે. વિષય કષાયના કામ ઓછાં થતાં જાય છે અને પૂર્વનાં કર્મ ક્ષય થતાં જાય છે. એ બધું કામ પરવસ્તુથી થાય છે. માટે જ્યાં સુધી કેવલજ્ઞાન નથી પ્રગટ થયું ત્યાં સુધી ભાવના વિગેરે બહુજ ઉપકાર કરે છે. પણ જેમ દીકરાને તથા મુનમને વસ્તુપણે બાપ જૂદા જાણે છે, તેમ વસ્તુધર્મ ઓલખવાપણે જે જ્ઞાન આત્મ ઉપયોગનાં, તે અવધિ મનપર્યવ કેવલજ્ઞાન તથા મતિ શ્રુત જ્ઞાન ઇંદ્રિયજનિત છે. તેને તે રૂપે જાણવાં પણ આત્મજનિત જ્ઞાન પ્રગટ નથી થયું, ત્યાં સુધી આ જ્ઞાનનો અભ્યાસ છોડી દે તો એનાં આવરણ શી રીતે નાશ પામે ? એમ જે જે રીતે સર્વજ્ઞ મહારાજે બતાવ્યું છે તેમ સેવીને આત્માનો આત્મભાવ પ્રગટ કરવો. જેમ જેમ આત્મા વિશુદ્ધ થાય, તેમ તેમ નીચલી પ્રવૃત્તિ છોડતા જવી છે અને સમભાવ વધારતા જવો છે. જે જે પરભાવના સંયોગથી સુખ દુ:ખ અનુકૂલ પ્રતિકૂલ શરીરે બને છે, તેમાં પોતાનો સમભાવ છોડતો નથી. કોઈ મારી જાય છે. કોઈ પૂજી જાય છે, કોઇ ગાલો દે છે, કોઈ ગુણગ્રામ કરે છે તે સર્વમાં સમવૃત્તિ છે. એવા ગુણ જેમ જેમ વધે, તેમ તેમ જાણવું જે, હું ચઢતે પગથીએ છું. તેથી ગુણસ્થાને ચડયો પણ સમજાય, ને જેમ જેમ ગુણસ્થાને ચઢે, તેમ જ્ઞાનીએ નિચલી પ્રવૃત્તિ છોડવાની બતાવી છે તેમ છોડવી. એવા પુરૂષો તો મર્યાદા પ્રમાણેજ વર્ત્તશે, ને વીતરાગના જ્ઞાનથી સ્વચેતનને ચેતન રૂપે જાણશે. પર પુદ્ગલને પુદ્ગલ રૂપે જાણશે. આત્મા અક્રિયપણે જાણશે. ક્રિયા પુદ્ગલને સંગે થાય છે તે પણ જાણશે. જ્યાં સુધી આત્માનો અક્રિય ગુણ પ્રગટ નથી થયો, ત્યાં સુધી નીચેથી જેમ જેમ ઉંચો ચઢે છે, ને જેટલું જેટલું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે. તેટલી તેટલી ક્રિયા છોડતો જાય છે. દશા તો અક્રિયપદની આવે છે. સ્વધર્મ તો જેટલો આત્મધર્મ પ્રગટ થાય છે, તેમાં સ્થાપ્યો છે. સાધનરૂપ ધર્મને સાધન રૂપ માને છે જેમ કોઇ માણસના ઘરમાં લક્ષ રૂપીયાની દોલત છે પણ તે જીવ જાણતો નથી. અને કોઇ પુરૂષ તે દોલતના ગુણનો જાણકાર મલ્યો, તેણે સમ-

જાણ્યો કે ત્હારા ઘરમાં આ મ્હોટી દોલત છે તેના ઉપર બધો કચરો મેલ પત્થરનો થર ચઢી જવાથી તે દેખાતી નથી. માટે ઉદ્યમ કર, ઉદ્યમ કરવાથી તારી સર્વે દોલત હાથ આવશે. હવે જે પુરૂષને એ કહેનાર પુરૂષની પ્રતીતિ છે તેણે એ દોલત તો જમીનમાં રહી છે તેથી ને દ્રવ્ય વિના કંઇ કામ થઈ શકતું નથી અને પોતાની પાસે દ્રવ્ય હતું નહિ તેથી પારકાના પૈસા દેવા કરી વ્યય કરી મજૂરો બોલાવી મજૂરથી તથા પોતાની મહેનતથી મહેનત કરી દ્રવ્ય કાઢ્યું. તેમજ સર્વજ્ઞ મહારાજે આત્મદ્રવ્યનું સ્વરૂપ દર્શાવ્યું તેથી આત્માનું સ્વરૂપ જાણ્યું, પણ હાલ તો જડની સંગતમાં છે તેથી તે સ્વરૂપ જણાતું નથી. તે પ્રગટ કરવાને જેમ ધન કાઢવા પારકું ધન લઇને કામ કર્યું તો ધન મલ્યું, તેમ આત્માને અજ્ઞાન સંગતમાંથી છોડાવાના જ્ઞાનીએ જે ઉપાયો બતાવ્યા છે, તે કરે તો આત્મધર્મ રૂપ ધન પ્રગટ થાય. વલી એક પુરૂષને દોલતના જાણકારે દોલત બતાવી, પણ તે પુરૂષના વચનની પ્રતીતિ કરી નહિ તેથી તેને દોલત મલી નહિ. એક પુરૂષે કહ્યું જે, દોલત છે તો પણ હું પારકાની સહાયતા નહિ લઉં. પારકું દેવું કોણ કરે ? એની મેલે નીકલશે તો લઇશ. એ બન્ને પુરૂષને દ્રવ્યની પ્રાપ્તિ થતી નથી, તેમ સર્વજ્ઞના વચનની શ્રદ્ધા કરતા નથી તેને આત્મધર્મનું જ્ઞાન થતું નથી તેમજ આત્મધર્મ છે એમ નામમાત્ર જાણ્યું, પણ તેના સાધનની શ્રદ્ધા સર્વજ્ઞના વચનથી વિપરીત કરી અને નિરૂદ્યમી થયા. આત્માની વાતો કરવી, પણ કામ ક્રોધ, વિષય કષાય છાંડતા નથી ઉલટા વિષય કષાયની વૃદ્ધિ કરતા જાય છે. એ જીવને પણ ધર્મ ક્યાંથી થશે ? વલી કેટલાએક જીવ એકલા વ્યવહાર માર્ગને સત્ય માને છે, કેટલાએક જીવ એકલા નિશ્ચય માર્ગને સત્ય જાણે છે પ્રભુનો માર્ગ તો નિશ્ચય વ્યવહાર સહિત છે. તેથી સ્યાદ્વાદ કહેવાય છે બીજા ધર્મમાં એવો સ્યાદ્વાદ ધર્મ નથી તેથી જ મિથ્યાત્વ કહ્યું છે, તે છતાં જૈનધર્મમાં રહી સ્યાદ્વાદ માર્ગનું જ્ઞાન થયું નહિ તો આત્માનું અર્થ કેમ થાય ? માટે જેમ સર્વજ્ઞે નિશ્ચય વ્યવહાર બન્ને માર્ગ કહ્યા છે તેજ રીતે પ્રવૃત્તિ કરવાથી નિકટમાં આત્માની શુદ્ધ પ્રવૃત્તિ થાય. માટે પ્રથમ અશુભ પ્રવૃત્તિ છોડી શુભ પ્રવૃત્તિ કરવી. પછી જેમ જેમ આત્મા શુદ્ધ થાય, તેમ તેમ શુભ ક્રિયા છુટે.

૧૪૪ પ્રશ્નઃ—આત્માની શુદ્ધ પ્રવૃત્તિ શી રીતે થાય ?

ઉત્તરઃ—સર્વજ્ઞે આત્માનું સ્વરૂપ બતાવ્યું છે તે જાણે પણ આત્માના અનંત ગુણ છે તે સર્વે છદ્મસ્થપણે જાણી શકતો નથી. પણ કેટલાએક સર્વજ્ઞના મુખ્ય ગુણ સિદ્ધાંતથી જાણે કે આત્મા અરૂપીપણું, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય, અવ્યાબાધ, અગુરૂ અલઘુ, અક્ષય, આ ગુણ આ-

ત્માના છે. આથી વિપરીત તે જડના ગુણ છે, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ એ ચાર મુખ્ય ગુણ જડના છે. તીક્ષ્ણ બુદ્ધિવાલાએ આ બે સ્વરૂપ ચેતન તથા જડનાં જાણ્યાં, તેથીજ વિચાર કરે જે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ રહિત તે ચેતન છે. જ્ઞાન શક્તિવાન છે તેથી જાણે છે તે ચેતન છે ત્યારે હવે હું મહારા ગુણમાં વર્તુ છું કે, પરગુણમાં વર્તુ છું ? તેનો વિચાર કરે, પ્રથમ આ મહારૂં શરીર દેખાય છે, તેથી રૂપી છે. શ્વાસોશ્વાસ લઉં છું તેનો સ્પર્શ, ઉષ્ણ અથવા શીતલ થાય છે તો તે પણ રૂપી છે. શબ્દ બોલું છું તે પણ કાનમાં શબ્દના પુદ્ગલ અથડાય છે તે પણ રૂપી છે. આ શરીરની અંદર રૂધિર માંસ છે, તે પણ રૂપી છે. વાસ્તે એ સર્વ શરીર જડ છે માટે તે મહારૂં નહિ, ત્યારે છોકરાનું સ્વરૂપ દેખાય છે, તેથી તે પણ મહારો નહિ ત્યારે સ્રી પણ મહારી નહિ. આ ઘર છે તે મહારૂં નહિ. બેસું છું તે હું નહિ. ચાલું છું તે હું નહિ, વલી આહારના પુદ્ગલ તો રૂપી છે ને મહારો ગુણ અરૂપી છે, તો મહારે ગ્રહણ કરવા યોગ્ય કેમ હોય ? ત્યારે ભૂખ લાગી કહું છું તે હું નહિ, મને ખાટું લાગ્યું, મને કષાયું લાગ્યું, મને ખારૂં તીખું લાગ્યું. એ પણ મહારે કરવા યોગ્ય નથી. એમાં જે મુઝાઉં છું તે અજ્ઞાનતા છે તેમજ મને સુરભિગંધ લાગે છે, મને દુર્ગંધતા લાગે છે, મને રાગ સારો લાગે છે, મને આ રાગ નબલો લાગે છે, મને આ સ્પર્શ સુંવાલો લાગે છે, મને આ સ્પર્શ બરસટ લાગે છે આ બધું એ પુદ્ગલને થાય છે; તે છતાં મને થાય છે એમ માનું છું એ મહારી અજ્ઞાનતા છે. મહારૂં સ્વરૂપ મેં ન જાણ્યું, તેથી હું માનું છું. મને મારે છે, મને ગાલો દે છે એમ માનું તે અજ્ઞાનતા છે. મારૂં ધન જતું રહ્યું, હું ધન પેદા કરૂં છું, મેં લુગડાં પહેર્યાં છે, મેં ઓઢ્યાં છે, મેં પાથર્યાં છે, હું સુતો છું, બેઠો છું, આ હું કહું છું, તે અજ્ઞાનતા છે. હું સુખી કરૂં છું, હું દુઃખી કરૂં છું, હું ધનવાન છું, હું ઋદ્ધિવાન છું, હું પરિવારવાલો છું, મહારૂં સર્વે માને છે, હું સર્વને શિક્ષા કરૂં છું. હું સર્વે ઉપર હુકમ ચલાવું છું, હું પ્રધાન છું, હું રાજા છું. આવા જે જે ગર્વ કરૂં છું, તે મહારી અજ્ઞાનદશાના પ્રભાવથી કરૂં છું, મેં ઘરો બાંધ્યાં, મારૂં ઘર પડી ગયું, પણ વસ્તુપણે એ વસ્તુજ મહારી નહિ તે છતાં મહારી માની બેઠો, તે અજ્ઞાનતા છે. મેં ધન આપ્યું, મે ધન લીધું, મારૂં ધન જતું રહ્યું, એ વિકલ્પો અજ્ઞાનપણે હું કરૂં છું. મેં શાસ્ત્ર વાંચ્યાં, હું ભણ્યો, મેં ભણાવ્યા, મેં ચેલા કર્યા, મેં વ્રત આપ્યાં લીધાં, મેં ગૃહસ્થ કર્યા, મેં સમજાવ્યા એ કાંઇ પણ વિકલ્પ કરવા યોગ્ય નથી. માત્ર અજ્ઞાનતાના યોગે અહંકાર દશા પ્રગટ થવાથી થાય છે. પરવસ્તુ મહારી નહિ. પર જે પુદ્ગલ તેને હું કરૂં. ને તે અહંકારના મદે કરી જડ કર્ત્તવ્યને મહારા વા, મેં વા, હું શબ્દથી બોલું છું, પણ બોલવું એ જ

મ્હારો ધર્મ નથી. રોગ આવેથી મને રોગ થયો કહું છુ પણ અરૂપી આત્માને રોગ છે ? ના ના થાય જ નહિ. જે રોગ થાય છે તે તો આ ઔદારિક શરીરને થાય, તે ઔદારિક શરીર મ્હારૂં નહિ ને મ્હારૂં માન્યું તેથી મને રોગ થયો. એમ માનું છું તે અજ્ઞાનતા છે. મને જગત્ નમે છે, પૂજે છે, મ્હારી મહત્વતા કરે છે પણ જે મ્હારૂં નામ છે તે તો પુદ્ગલનું છે. પુદ્ગલ તે હું નહિ. તો નમે છે માનું છું, તે અજ્ઞાનતા છે. અનેક પ્રકારનાં આભૂષણ ધારણ કરી મનમાં માનું છું જે મેં ઘરેણાં પહેર્યાં છે તે પહેરે છે તે તો શરીર છે હું તો અરૂપી છું એ જ્ઞાન નથી થયું તેથી હું એમ માની રહ્યો છું. સ્ત્રીઓનાં સુખ જોઇ મનમાં માનું છું કે અહો ! શું સુંદર રૂપ છે ? એની સાથે ક્યારે ભોગ કરૂં ? કેટલીએક વખત યોગ બને છે તો તેમાં આનંદિત થઉં છું. આ મ્હારી કેવી મૂઢતા ? જે શરીર જડ પદાર્થ તે હું નહિ. વલી સ્ત્રીઓનું શરીર તે પણ જડ પદાર્થ, એ બન્ને જડ પદાર્થના સંયોગમાં મ્હારે શું આનંદ કરવો ? તે કંઇ વિચાર ન કરતાં મ્હારી મૂઢતા વર્ત્તી રહી છે. તે કેવી ધિક્કારવા યોગ્ય છે ? કોઇ પણ પરસુખમાં લીન થવું, તે મ્હારો ધર્મ કેમ હોય ? અહો ! આવું સ્વરૂપ જાણું છું તો પણ અનાદિના અભ્યાસથી એ વિષયાદિકમાંથી મૂર્છિતપણું જતું નથી, પૂર્વે અનેક મહાપુરૂષો થયા તેમણે પોતાના આત્માને જડથી મુક્ત કરી નિજ સ્વરૂપમાંજ આનંદિતપણું આદર્યું. અહો ! તારામાં કર્મનાં આવરણ કેવું જોર કરે છે કે જેથી વીતરાગની વાણી સ્વપરસ્વરૂપની સાંભલી તો પણ તેની અસર થતીજ નથી ! ને હજુ પણ આત્મા અવરાય એવી પ્રવૃત્તિ કર્યા કરૂં છું. પણ હવે તો મ્હારા અરૂપી સ્વરૂપમાં રહેવું એજ ઉત્તમ છે. જેમ કોઈ ગાંડો માણસ જેમ તેમ બોલે, જેમ તેમ ચાલે, કૂદે, દોડે પણ ખરૂં પોતાને શું કરવા યોગ્ય છે ? તે જાણતો નથી તેવો હું કર્મના સંયોગથી મૂઢ થઈ જઇ મ્હારા આત્માના સ્વરૂપને ભૂલી જઇ જડ જે પુદ્ગલ તેની પ્રવૃત્તિ રાત્રી દિવસ ગાંડાની માફક કરી રહ્યો છું. સંસારમાં અનેક પ્રકારનાં કર્ત્તવ્ય બને છે, તે બધાં મ્હારાં જાણીને કર્યા કરૂં છું. વલી જડનાં કર્ત્તવ્ય કરી અહંકારમાં મ્હાલું છું. અહો ! શું અજ્ઞાનતા ? અનેક જીવોને અનેક પ્રકારનાં દુ:ખ દઉં છું. ધિક્ ધિક્ અજ્ઞાનદશાને ! આ હું જડ સંગતે શું કૃત્ય કરૂં છું ? સ્ત્રીઓનાં મહા દુર્ગંધમય સ્થાનક જેની વિભાવિક જીવો પણ દુગંછા કરે છે, એવા સ્થાનકોને જીવ ચુંબનાદિક અનેક કૃત્યો કરે છે ! આ સર્વે કૃત્યો આત્માના સ્વરૂપથી ભિન્ન છે. વ્યાપારાદિકમાં લુચ્ચાઈ ઠગાઇ ચોરી આદિ અનેક પ્રકારનાં જડની સોબતે હું કૃત્ય કરૂં છું. આવી જડ પ્રવૃત્તિ અનાદિકાલની પડી રહી છે, તે મ્હારા સ્વરૂપથી ભિન્નપણું છે ને આ નજરે મોટી મોટી હવેલીઓ દેખું છું. તેમાં નવી નવી રચનાઓ કોરણી કામ જોઇને આનંદિત થઉં છું, તે મ્હારે કરવા યોગ્ય

છે ? ના, ના, એ સર્વે જડની સંગતને પ્રભાવ છે. અમારા મકાનમાં કેવો સારો રંગ કર્યો છે ? કેવી હાંડીઓ તકતા ટાંગેલા છે ? કેવા રમકડાં ગોઠવેલાં છે ? કેવી સુંદર તલાઇઓ બિછાવી છે ? આવી વસ્તુ જોઇ મને આનંદ થાય છે તે કેવું આશ્ચર્ય જેવું છે ? જે વસ્તુ જડ તે મ્હારો પદાર્થ નથી. વલી જડની સંગતમાં પણ એ ચીજ સ્થિર રહેવાની નથી. વિનાશી છે તે પણ વિચારતો નથી. તું એને મૂકીને જઇશ, અગર એ તને મૂકીને જશે. તેનું પણ જ્ઞાન થતું નથી અને આસક્તતા થાય છે અને નિજસ્વરુપથી ભૂલો પડે છે, હવે મેં મ્હારા આત્માનું સ્વરૂપ જાણ્યું માટે હવે તો એથી હું ન્યારો છું. એમ ચોક્કસ થાય છે તો પણ હજુ જ્ઞાનીના કહેવા પ્રમાણે સ્પર્શજ્ઞાન થયું નથી, તેથી હજુ એના ઉપરથી વિચાર જતો નથી. માટે હવે મ્હારે શું કરવું ? તે ચેતન, વિચાર કર. વીતરાગ દેવનો ઉપદેશ સાંભલ્યો, મ્હારા આત્માનું રૂપ જાણ્યું, જડનું રુપ જાણ્યું, તો પણ જડથી ચિત્ત ઉતરતું નથી. તેને સારૂ પ્રભુજીએ ઉપાય બતાવ્યા છે, તે મ્હારે કરવા યોગ્ય છે. જેમ આ સઘલા વિચાર થાય છે, તેમ એ પણ આત્માના સ્વાભાવિક ધર્મમાં નિશ્ચય નયથી સ્વરૂપ પ્રગટ થયું નથી ત્યાં સુધી અનુભવથી વિચાર કરવા યોગ્ય લાગે છે. તેમજ રોજ આત્માનો વિચાર કરવો ને રોજ શાસ્ત્રનો અભ્યાસ કરવો. તે જેમ કુવા ઉપર પથ્થર અથવા લાકડાં દાટેલાં હોય છે, તેની સાથે દોરડું રાખી પાણી કાઢે છે તો તે રોજના ઘસારાથી પથ્થર યા, લાકડામાં મોટા ખાડા પડી જાય છે, તેમજ રોજ અભ્યાસ કરવાથી કર્મને ઘસારો લાગશે તો આત્મા નિર્મલ થશે. માટે અહર્નિશ સર્વ બીજી ઉપાધિ છોડી શાસ્ત્રનો અભ્યાસ કરૂં. પણ જ્યાં સુધી સંસારની ઉપાધિ છે ત્યાં સુધી એક ચિત્તે શાસ્ત્રાભ્યાસ થાય નહિ. માટે સંસાર છોડી સંયમ લઉં તો સંસારી કુટુંબની ઉપાધિ, વ્યાપારની ઉપાધિ છુટી જાય તો પછી નિર્વિઘ્નપણે જ્ઞાનાભ્યાસ થાય; પણ એટલી બધી મ્હારી વિભાવદશા છૂટી નથી તેથી સાધુપણું તો મ્હારાથી પલી શકે નહિ, ત્યારે મ્હારો શ્રાવકનો ધર્મ જે રીતે બારવ્રત રૂપ કહ્યો છે તે મુજબ અંગીકાર કરૂં. તેથી જેટલી શ્રાવકની મર્યાદા કરીશ, તેટલું તેટલું નિરૂપાધિકપણું થશે. જેમ કે સામાયિક કરીશ એટલીવાર શાસ્ત્રાધ્યયન કરવામાં મ્હારૂં સંસારી કામ હરકત કરશે નહિ. આખા દિવસનો અથવા અહોરાત્રિનો પૌષધ કરીશ, ત્યારે બધો વખત જ્ઞાનનો અભ્યાસ બની શકશે. વલી જેટલી જેટલી વસ્તુઓ વ્રત લઈને ત્યાગ કરીશ, તે સંબંધીની ઉપાધિઓ મ્હારી ટલી જશે. ને જેટલી જેટલી જડની પ્રવૃતિ ઓછી થશે એટલું નિરૂપાધિક સુખ થશે. અનેક પ્રકારની વિષયની ઇચ્છાઓ થાય છે, તે બધી ઇચ્છા તો રોકાતી નથી પણ જેટલી જેટલી રોકાય એટલી રોકી સ્ત્રીના વિષય, ખાવાના વિષય, પહેરવાના

વિષય, સુંઘવાના વિષય રાત્રિ દિવસ મને થઇ રહ્યા છે, તે બધા છોડું એવી વિશુદ્ધિ નથી જણાતી; તો જેટલા જેટલા છુટે તે છોડીને વ્રત ધારણ કરૂં, એમ વિચારી શ્રાવકનાં વ્રત લે, પ્રભુ ભક્તિ કરે. પ્રભુભક્તિ કરવા જાય, એટલી વાર સંસારનાં કાર્ય છુટી જાય. વલી પ્રભુ સામા બેસી ભાવના ભાવે તે ભાવનાનું સ્વરૂપ આ ચોપડીમાં આગલ છે તે પ્રમાણે કરી લે. તે ભાવનાથી ઘણી વિશુદ્ધિ થશે. એમ ધારીને ભાવે. ઇહાં કેટલાએક માણસના મનમાં આવે છે જે સંસારથી રાગ ઉતાર્યો ને પ્રભુ ઉપર રાગ કર્યો. વિષયનો રાગ છોડી વ્રતનો અહંકાર થાય, બીજા નથી કરતા તેની નિંદા થાય. વિગેરે આવા ઘણા કારણોથી આત્માની મલીનતા થાય છે. તે વિષે સમજવું જે સંસાર ઉપરથી રાગ ઉતારી પ્રભુ ઉપર રાગ કરે છે, તે રાગ પ્રભુ ઉપર ન કરે તો સંસારનો રાગ કાયમ રહે તેથી કંઈ આત્માને બંધન છુટવાનું નથી. પણ ઘરમાં બેઠો જેટલી વિભાવિક વર્ત્તણુક કરશે તેટલી વર્ત્તના કંઇ જિનમંદિરમાં જઇ કરવાનો નથી. પ્રભુના ગુણ વિગેરે ગાશે તો તેથી વિભાવમાંથી ચિત્ત ખસવાનું સાધન છે ને જ્યાં સુધી પૂર્ણ વિશુદ્ધિ થઇ નથી, ત્યાં સુધી જીવને ચઢવાનો રસ્તો એજ છે. તેથી વીતરાગે બતાવ્યો છે તે છતાં આવી પોતાની કલ્પનાથી એમ કલ્પે જે આ પણ રાગ બંધન છે તે કહેવા રૂપ છે. વસ્તુપણે તો વિભાવ ઉપરથી રાગ ખસ્યો નથી તેથી આમ બતાવી પ્રભુના ગુણ ગાવા નથી જેને આત્માનું કાર્ય કરવું છે, તેને તો જેટલી વિશુદ્ધિ થાય, તે પ્રમાણે કરવા પ્રભુજીએ બતાવ્યું છે તેમજ કરશે.

આગલ ઘણાં દૃષ્ટાંતો આપ્યાં છે જેમકે કોઇ માણસે વિષ ખાધું છે. હવે તે માણસને ખબર પડી જે મ્હારા ખાવામાં વિષ આવ્યું છે તે ટાલવા સારૂ કંઇક ઔષધ ખાય. પછી વિષ ટાલવાનાં ઔષધો ખાવાથી નિર્વિષ થયો. એક માણસ કહે છે જે ઔષધ તો કડવું લાગે છે એ કંઇ ખાવાનો પદાર્થ નથી તેથી ખાઉં નહિ. તો તે માણસને વિષ ઉતરે નહિ. તેમજ પ્રભુભક્તિ વિગેરે છે તે વિષ ઉતારવાના ઔષધ રૂપ છે. વિષ ઉતર્યા પછી ઔષધનું કામ નથી તેમજ રાગદ્વેષ રહિત થાય તેને શુભ રાગની જરૂર નથી, પણ સંસારના રાગ ઉતર્યા નથી ને શુભ રાગને બંધન જાણે એ તો જેમ વિષવાલો કડવું જાણી ઔષધ ખાતો નથી તેથી તે જેમ નિર્વિષ થતો નથી, તેમ જે અશુભ રાગ છોડી શુભ રાગ આદરતો નથી, તેને આત્માની વિશુદ્ધિ થવાની નથી. વલી અહંકારાદિક વિષે કહેવું છે તે અહંકાર કંઇ શુભ કરણીથી આવતા નથી. પણ એની પરિણતિ હજુ જડભાવમાંથી ખશી નથી તે કરાવે છે, હજુ જ્ઞાન થયું નથી તેથી તે પોતે અહંકાર કરે છે કે અમે પ્રભુની ભક્તિ કરીએ છીએ, વ્રત કરીએ છીએ, હજારો રૂપૈયા ખરચ કરીએ છીએ અમે મોટાં મોટાં શાસ-

નનાં કામ કરીએ છીએ, અમારા જેવા કોણ છે ? આ દશાઓ થાય છે તે મહા-અજ્ઞાનદશાનું જોર છે તેથી તે વિષે તો જેમના સમજવામાં આવ્યું છે જે અહો ! મ્હારા આત્માની સ્વભાવદશા તો જાણવું દેખવું છે. જડપ્રવૃત્તિ કંઇ પણ કરવી તે મ્હારો આત્મધર્મ નથી. વલી આ શુભ કરણી પણ માત્ર હજુ જડભાવ ઉપરથી ચિત્ત ખસતું નથી તે ખશેડવાને સારૂ કરવી છે. વસ્તુપણે મ્હારો ધર્મ નથી, જેને આવી બુદ્ધિ પ્રાપ્ત થઇ છે તેને કેમ અહંકાર આવશે ? ને એમ કરતા થોડી વિશુદ્ધિ હશે તેથી મનમાં આવશે તો તેને પણ પર પ્રવૃત્તિ જાણી તે અહંકારની નિંદા કરશે. તેથી પાછા ઓસરવાની ભાવના ભાવશે. અહો ! આ મ્હારી શું દશા જડની સંગતે થાય છે ? જગત્‌માં આ જડ શરીર તેને માન મલે છે તો તે શરીર તે હું નહિ, તો એ માનથી મ્હારે શું ? એવી ભાવના આત્માર્થિ ભાવે છે. રાત્રી દિવસ કષાયથી પાછા ફરવાનીજ દશા જેની બની છે - ને જેટલું જેટલું પાછું નથી ફરાતું તે પણ આત્માને પ્રતિ-કૂલ છે એમ ભાવિ રહ્યા છે, વલી જડની દશા ટાલવાને વ્રત નિયમ ધારણ કરે છે. એ વસ્તુઓ ખાવા પીવાનો જ્યાં સુધી મહાવરો છે ત્યાં સુધી એ વસ્તુ ખાવાની નહિ મલે, વા પ્રતિકૂલ મલશે તો મને વિકલ્પ આવશે. વાસ્તે જે જે વસ્તુ ત્યાગ કરીશ તેનો મહાવરો છુટી જવાથી તે વસ્તુ ઉપર ચિત્ત જશે નહિ. તો તેનો વિકલ્પ પણ થશે નહિ. એમ જાણી આહાર પાણી વસ્ત્ર આભૂષણ પ્રમુખના નિયમ કરી બાકીના વાપરવાના ત્યાગ કરે છે. વ્યાપાર પણ બહુ પાપના જે પંદર કર્માદાન વિગેરેનો ત્યાગ કરે છે. બીજા પણ વ્યવહાર નિકલ્પના કારણ છે થાટે પોતાનો નિર્વાહ થાય એટલો વ્યવહાર રાખી બીજા વ્યાપારનો ત્યાગ કરે છે. સ્ત્રી આદિકના વિષયની પણ મર્યાદા કરી બાકી ત્યાગ કરે કે મ્હારે આ જડભાવની પ્રવૃત્તિ ઓછી થશે તોજ આત્મા સ્થિર થશે. જ્યાં સુધી સંસારનાં કામ કરવાનાં છે ત્યાં સુધી તે તે કામ ધર્મધ્યાન કરતી વખત યાદ આવશે ને આત્માની પરિણુતિ બગડશે, માટે જે જે કારણો સંસારનાં ઓછાં થશે, તેટલા તેટલા વિકલ્પો ઓછા થશે. ધ્યાનમાં પણ સમાધિ રહેશે. જેમ કે જે માણુસ રાજા નથી તો તેને લશ્કર વિગેરેનો વિચાર ચિત્તમાં આવશે નહિ કારણ જે એ કામમાં એની પ્રવૃત્તિ નથી. માટે જેટલી જેટલી પ્રવૃત્તિ જારી છે, તેટલા વિકલ્પ આવશે. એમ જાણી ખાવાના, પીવાના, બેસવાના, સુવાના, ફરવાના, તમાસા જોવાના, વ્યપારના, સ્ત્રીઓના વિષયના જેટલાં જેટલાં કારણો છુટે તે છોડ કે જેથી તારો આત્મા સમાધિમાં રહે. ન છુટે તેમાં પોતાની અજ્ઞાનતા વિચારે છે કે હજુ મ્હારૂં મન જડથી ખસતું નથી, માટે સત્પુરૂષની સેવા કરૂં તથા જેથી સંસારથી મન ખસે એવા શાસ્ત્રનો અભ્યાસ સાંભલવા વાંચવાનો કરૂં કે કોઇ વખત એ ઉપદેશ રૂપ અમૃતે કરી મારૂં ચિત્ત

સુંદર થઈ જાય, ને વિભાવથી ચિત્ત ખશી જાય, ને સ્વભાવ સન્મુખ થાય. એમ ભાવી તન, મન અને ધનથી જ્ઞાનાદિકનો અભ્યાસ કરે છે, તે જ્ઞાન સાધનમાં કંઇ વિઘ્ન ન આવે તે સારૂ સામાયક, પૌષધ, દેશાવકાશિક કરે. વલી વિશેષ સામર્થ્ય જાગે તો ધ્યાન કરૂં એમ વિચારી આર્ત્તધ્યાન રૌદ્રધ્યાનનો ત્યાગ કરી ધર્મધ્યાન કરે કે જેથી આત્મા નિર્મલ થાય અને નિજ સ્વરૂપસન્મુખ થઉં એમ ભાવી ધ્યાનાદિકનો ઉદ્યમ પરવસ્તુથી ખસવા માટે કરે. એમ અનેક પ્રકારના ઉદ્યમ આત્માર્થિ કરી રહ્યા છે. હરેક પ્રકારે આત્માની પ્રવૃત્તિ વિભાવથી છુટે એ સામી દૃષ્ટિ બની રહી છે. સંસારનું સ્વરૂપ વિચારતાં જેમ કોઇ પુરૂષ ઘરમાં હોય અને ચારે પાસે આગ લાગે તો તે ઘરમાંથી નિકલવાને જેવો ઉદ્યમવાન થાય, તેમ આત્માર્થિને સંસાર દાવાનલ જેવો લાગે છે. જે જડની પ્રવૃત્તિ કરે છે તેમાં આનંદિતપણું થતું નથી. એક વિટંબના જાણી કરે છે. એ દશા પણ આત્મા નિર્મલ થવાની છે. આ સંસારમાં સર્વ ચીજ છે તેમાં સ્ત્રી આદિકનાં કામ સર્વથી વધારે દુઃખદાયક છે. કારણ જે, કામ જેને વશ થયો તેને પછી બીજી ઉપાધિ છોડવી દુર્લભ પડતી નથી ને જેને કામ ન છુટે તો તેને ઉપાધિ કેમ છુટે? કામને સારૂ સ્ત્રી જોઇએ, સ્ત્રીને સારૂ આભૂષણ જોઈએ, તેને સારૂ દ્રવ્ય જોઇએ, દ્રવ્ય સારૂ વ્યાપાર કરવો જોઈએ, વ્યાપાર સારૂ ઉંધું ચતું કરે, ઠગાઈ કરે, અન્યાય કરે, અનેક આરંભ કરે. વલી સ્ત્રી હોય તો છોકરા થાય. છોકરાં થાય તો પરણાવવાં જોઇએ. વલી તે સારૂ નાત જાતમાં તેમની સાથે મલીને ચાલવું જોઈએ. તેમની દાક્ષિણતા રાખવી પડે. એમ સઘલી કામ વશ ન થાય ત્યાં સુધી અનેક પ્રકારની ઉપાધિ રહે છે અને આત્મા શુદ્ધ થવામાં વિકલ્પો એ સંબંધી આવી પડે છે. માટે અનેક પ્રકારના પૂર્વે મહા પુરૂષોએ શાસ્ત્ર રચ્યાં છે તેનો અભ્યાસ કરી કામ જીતાય એમ કરવું. કામને જીતવાથી ઘણાંજ વિકલ્પનાં કારણ છુટી જશે તે સારૂ પૂર્વ પુરૂષોએ કામ પ્રથમ જીત્યો છે. અહો! અહો! સ્ત્રીનું દુર્ગંધમય શરીર એ જગ્યા પણ મહા દુર્ગંધમય તેમાં શું મગ્ન થવું? કેટલાએક જીવ ચોથુંવ્રત ધારણ કરે છે પણ ધનની તૃષ્ણા છુટતી નથી એ લોભનું માહાત્મ્ય છે, પણ જીવ વિચાર કરે કે અનેક પ્રકારનાં પાપ કરી દ્રવ્ય મેલવ્યું તે તું શું સાથે લઇ જઇશ? ના, ના તે તો કંઈ બનવાનું નથી. ફક્ત જગત્માં કહેવાશે જે હું કરોડપતિ લક્ષપતિ એ શિવાય ઘણા દ્રવ્યથી બીજો લાભ નથી. તો એ દ્રવ્ય પરવસ્તુ તેમાં શું મૂર્છિત બની જાય છે? એ યોગે જે જે કર્મ બાંધીશ તેનાં દુઃખ ત્હારે ભોગવવાં પડશે. ધનનું સુખ છોકરા વિગેરેને આપી જઇશ તે ધન તે ભોગવશે. વલી છોકરાં વિગેરે મલ્યાં છે તે શું સંબંધે મલ્યાં છે? તે તું વિચાર કર, કેટલીએક વખત સ્નેહથી મલે છે, કેટલીએક વખત વૈરભાવથી મલે

છે, કેટલીએક વખત પાછલા ભવનું માગતું લેવા આવે છે એમ અનેક સંબંધથી મલે છે; તે તું જાણતો નથી. ફક્ત મ્હારા છોકરા જાણી મૂર્છિત થઇ કર્મ બાંધે છે ને આત્માને મલીન કરે છે માટે આત્મા શુદ્ધ કરવો હોય તો છોકરાની ધનની મમતા ઓછી કર. જે જે બને છે તે પૂર્વે કર્મ બાંધ્યાં છે તેને અનુસારે બને છે. એમાં રાજી પણ શું થવું ? ને દિલગીર પણ શું થવું ? ફક્ત જે જે બને તેમાં જાણવાનો આત્માનો સ્વભાવ છે તે જાણી લેવું. પણ તેમાં ખુશી દિલગીર થવું તે આત્માના ધર્મથી બહાર છે. માટે આત્માનો ધર્મ જાણ્યો. હવે શું જડના કામમાં રાજી દિલગીર થવું ? તેના વિકલ્પ કરવા એ કંઈ કરવું નહિ. પોતાના સહજ સુખમાં મગ્ન થવું એમ ભાવતાં વિશુદ્ધિ વધારે થાય છે તો સંસાર છોડી સંયમ લઈ આત્માને ભાવતા વિચરે છે. શરીર છે તે આહારને આધારે રહે છે તેમ છતાં આહાર ન મલે ને ક્ષુધા લાગી તો વિચારે છે જે અહો આત્મા ! તારો અણાહારી ધર્મ છે. આહાર કરવો એ જડનો ધર્મ છે માટે એમાં તારે વિકલ્પ કરવો તે કેવલ કર્મબંધનું કારણ છે. એથી આત્મા મલીન થાય છે. એમ વિચારી પોતે સમભાવમાં રહે. એમ કરતાં આહાર મલ્યો તે અનુકૂલ એટલે સ્વાદિષ્ટ વા, પ્રતિકૂલ તે બેસ્વાદ મલ્યો તો પણ વિચારે છે કે જે જે પુદ્ગલ મલ્યા છે, તેમાં તેવો સ્વાદ છે પણ એ પુદ્ગલ ગ્રહણ કરવા એજ તારો ધર્મ નથી તો સારા છે વા, નબલા છે એ વિચાર કરવો યોગ્યજ નથી. શરીરમાં રહ્યો છે ને હજુ એટલી વિશુદ્ધિ નથી કે આહાર ન કરૂં ને શરીરે પીડા. થાય અને મ્હારો આત્મા સમભાવમાં રહી શકે તેથી આહાર ગ્રહણ કરવો છે, પણ વિકલ્પ કરવો એ મારો ધર્મ નથી. એમ વિચારી પોતાની સમભાવદશામાં રહે છે. એજ પ્રમાણે તૃષા લાગે ત્યારે પણ એમજ વિચારી તૃષાનો વિકલ્પ કરતા નથી. શિયાલાની રૂતુમાં ટાઢ બહુ પડવાથી શરીરે તાઢની વેદના થાય છે તે વેદનામાં વિચારે છે જે ટાઢ પુદ્ગલને લાગે છે તે મારો જાણવાનો સ્વભાવ છે. તે મેં જાણી એમાં મને ટાઢ લાગે છે એમ વિચારૂં છે તે અજ્ઞાનતા છે. વલી એમજ ઉનાલાની રૂતુમાં તાપના પુદ્ગલ આવવાનો સ્વભાવ છે તે પ્રમાણે પુદ્ગલને સ્પર્શે છે તેમાં મારે શું ? હું તો અરૂપી છું. તેને કોઈ પુદ્ગલ સ્પર્શતા નથી ને તાપ લાગતો નથી. વલી બફારો થવાથી પવનની ઈચ્છા થાય છે તે મારી અજ્ઞાનતા છે. જડમાંથી મમતા નથી નીકલી તેથી પવન ખાવાનો ભાવ થાય છે. તેથી નવાં કર્મ બંધાઈ મારો આત્મા મલીન થશે. એમ ભાવી પવન ખાવાની ઈચ્છા રોકી બાફનો વિકલ્પ મૂકી પોતાના આત્માના આનંદમાં આનંદિતપણે રહે છે, પણ ચિત્તમાં ઉપાધિ ચિંતવતા નથી. વલી ડાંસ મચ્છર, કરડે છે તે વખત પણ પોતાનો સમભાવ છોડતા નથી, ને તેને ઉડાડવાનો વિચાર કરતા નથી. એ કરડે છે તે મને કર-

ડતા નથી પુદ્ગલને કરડે છે. તેમાં મારે શું ? કોઈ પણ માણસ પારકું ઘર બળતું હોય તેમાં પોતે ફીકર કરતા નથી, તેમ આ જડ શરીરને કરડે છે તેમાં પોતાને વિકલ્પ કરવાનું કંઈ કારણ નથી. તું તારા આનંદમાં રહે એમ ભાવે છે. વળી વસ્ત્ર ફાટેલાં હોય, વા ન મળે, જાડાં જોઇતાં હોય અને પાતલાં હોય, પાતલાં જોઇતાં હોય ને જાડાં હોય એવું વસ્ત્ર સંબંધી કારણ મલેથી પોતાના સમભાવથી ખસતા નથી ને વિચારે છે જે વસ્ત્ર પુદ્ગલને પહેરવાં છે આત્માને વસ્ત્ર પહેરવાનાં નથી તો એમાં હું શી બાબત રાગ દ્વેષ કરૂં ? જેવું પૂર્વે કર્મ બાંધ્યું છે તેના ઉદય માફક મલે છે. એમાં સારૂ શું ? ને નબલું શું ? આત્માને પહેરવાનાંજ નથી તો આત્મા શી બાબત વિકલ્પ કરે ? એવા ભાવથી સમભાવમાં વર્તે છે. વળી શરીરે પીડા થવાથી કંઇ પણ પ્રકારની અરતિ ઉત્પન્ન થવાનાં કારણ મલે, પણ જેણે સ્વપરનું સ્વરૂપ જાણ્યું છે તે પુરૂષ અરતિ ચિંતવતા જ નથી. કારણ જે સ્વભાવ બહારનાં કામ બને તેમાં આત્માને અરતિ કરવાનું કંઇ કારણ નથી. તેથી અરતિ કરતા નથી. સ્ત્રી પરીષહ તે સ્ત્રીઓ રૂપવાલી આભૂષણવાલી કદાપિ ઇંદ્રની ઇંદ્રાણી આવીને મુનિ આગલ હાવ ભાવ કરે છે, વિષયના ચાલા કરે છે, આંખોનાં કટાક્ષ મારે છે, હાસ્ય વિનોદના શબ્દ બોલે છે, તે સાંભલી મુનિ વિચારે છે જે અહો ! આ જીવ પુદ્ગલના રંગમાં શું રગાઈ ગયા છે ! પુદ્ગલને શોભાવીને આનંદિત થાય છે ! પુદ્ગલના ચાલા કરી ખુશી થાય છે ! શું જીવને અજ્ઞાન પીડે છે ! મારે તો એની સામું જોવાની જરૂર નથી. કારણ જે અનાદિકાલનો હું પણ પુદ્ગલનો રંગી હતો તેથી સ્ત્રીઓનો રાગી હતો હું પણ અજ્ઞાનપણે આ સ્ત્રીની પેઠે ચાલા કરતો હતો તે ચાલા રખે યાદ આવે ! ને પાછી એના જેવી પ્રવૃત્તિ થાય ! માટે મારે તો કામિનીની સાથે બોલવું નહિ. એના અંગોપાગ જોવાંએ નહિ. હું એને જોઉં તો મારા આત્માનું આત્મતત્ત્વ ભૂલી જઉં માટે મારે જોવુંજ નહિ. એ સારૂ જ્ઞાનીએ પણ જેમ સૂર્યસામી દૃષ્ટિ પડી હોય તે તરત જેમ ખેંચી લઇએ છીએ, તેમ ખેંચી લેવા કહ્યું છે. તે પણ સત્ય છે. એ સ્ત્રીની સંગતે મેં પણ પૂર્વે બહુ અજ્ઞાનતા કરી છે, માટે એના કર્મની વિચિત્રતા પ્રમાણે કરે છે, તેમાં મારે શું ? એમ વિચારી સ્ત્રીનો પરીષહ જીતે છે. આવા સ્ત્રીયાદિકના રાગ બંધન થાય તે સારૂ મુનિ વિહાર કરે છે. એક ઠેકાણે રહેતા નથી. વિહાર કરવામાં ચાલવું પડે તેનો થાક રસ્તામાં લાગે, પગ દુઃખે, તો તે વખત પણ મુનિ ભાવે છે જે અહો આત્મા ! થાક તો પુદ્ગલને લાગે છે. દુઃખે છે તે પણ પુદ્ગલને દુઃખે છે. તું શી બાબત વિકલ્પ કરે છે ? એમ વિચારી પોતાના આત્મસ્વભાવમાંજ મગ્ન રહે છે, પણ પોતાના આત્મભાવથી ચિત્ત ચલાયમાન કરતા નથી, ને એ સંબંધી કંઈ પણ વિકલ્પ કરતા નથી, એ પ્રભુના વચનથી તથા

પોતાના અનુભવથી પોતાના આત્મધર્મની શ્રદ્ધા કરી છે, તેનાં ફલ છે. ફર કોઇ મુકામ નિરવદ્ય મલે છે, તે મકાનમાં રહે છે. તે મકાન પ્રતિકૂલ હોય વા, બહુ સુંદર હોય તેથી અનુકૂલ હોય તો પણ તે સંબંધી રાગ દ્વેષ ધરતા નથી. પ્રતિકૂલ કરતાં અનુકૂલ પરિષહ જીતવો કઠણ છે, પણ આત્મજ્ઞાની પુરૂષો તો ગમે તે હોય પણ પોતાના નિજસ્વરૂપથી આઘા જતા નથી એટલે વિકલ્પ આવતોજ નથી. પાથરવાનો સંથારો અનુકૂલ વા, પ્રતિકૂલ મલે, તેમાં પણ કંઈ ચિંતવતા નથી. ને આત્માનો ઉદાસીભાવ થઇ ગયો છે, તે પ્રતિકૂલ અનુકૂલતામાં ચિત્ત જતુંજ નથી. એટલે કંઈ પણ વિચાર કરવો પડતો નથી. ગમે તેમ થાય પણ પોતે પોતાનાજ સ્વરૂપમાં રહે છે ને જડ કૃતિ સામું લક્ષ દેતા નથી. જાણવાનો ધર્મ છે, તેથી તેનું સ્વરૂપ જાણી લે છે. આક્રોશ પરિષહ ઉપજે તે કોઇ આવીને કડવાં મર્મનાં દ્વેષમય વચન કહે યદ્વા તદ્વા બોલે, વા મકાર ચકાર બોલે તો પણ જરાય નિજસ્વરૂપથી ચલાયમાન થતા નથી. પોતે જે આનંદમાં વર્ત્તતા હોય, તેજ આનંદમા વર્તે, કોઇ આવીને વધ કરે તો પણ સમભાવ છોડતા નથી. જેમ કે મેતાર્યમુનિને વાધર બાંધી જેથી માથું ફાટી ગયું, પ્રાણ ગયા, ગજસુકુમાલજીને સોમીલ સસરાએ અગ્નિના અંગારા માથે માટીની પાલ બાંધીને સિંચ્યા તો પણ જરાય પોતાના આત્મભાવથી ચલાયમાન ન થયા અને ધ્યાનધારા વધારી કેવલજ્ઞાન પામી સિદ્ધિને વર્યા. પાંચશે મુનિને પાલકે ઘાણીમાં પીલ્યા, તો પણ સમભાવમાં રહ્યા. તેથી કેવલજ્ઞાન પામ્યા. એવી રીતે જે જે મારકૂટ કરે છે તેની દયા ભાવે છે કે, આ બિચારો અજ્ઞાનપણે કર્મબંધ કરે છે, પણ પોતાને દુઃખ થાય છે તે સામું લક્ષ આપતો નથી. એવી રીતે મુનિ મહારાજ સમભાવમાં રહે છે. મારનાર ઉપર દ્વેષભાવ જરા પણ કરતા નથી. ભગવાનને સંગમ દેવે અતિશય આકરા ઘણા ઉપસર્ગ કર્યા તો પણ ભગવાન્ ચલાયમાન થયા નહિ. તેમજ આત્મજ્ઞાનીને અધ્યાત્મ જ્ઞાન પ્રગટ થયું છે. તેના પ્રભાવે ગમે તે ઉપસર્ગ આવે છે, તે સમભાવે સહન કરેછે, પણ તેને દુઃખ દેવાનું સ્વપ્નમાં પણ વિચારતા નથી. આહાર વિના રહેવાતું નથી. તેથી શરીરને આધાર આપવા આહાર પાણી લેવા જાય છે તેમાં મનમાં એમ વિચારતા નથી જે, હું ગૃહસ્થપણે ચક્રવર્તિ વા, વાસુદેવ વા, મંડલિક રાજા વા, શાહુકાર હતો તે હું યાચના કરવા કેમ જઉં ? ફક્ત એમજ વિચારે છે જે આ શરીર આહારને આધારે ચાલે છે, તેથી એને આહાર નહિ આપું ને શરીર મંદ પડશે તો મ્હારો સમભાવ કાયમ રહેવાનો નથી. માટે એ શરીરને આહાર આપવો છે, તે સારૂ તીર્થંકર મહારાજે યાચના કરવાની મર્યાદા બતાવી છે. તે કરવી એમાં હું મ્હોટો રાજા છું. એ વિચાર કંઇ કરવાનો નથી. કારણ કે રાજા ને રંકપણું તો પુદ્ગલને છે, આત્મા તો રાજાએ નથી ને રંક પણ નથી.

પોતાના આનંદમય છે. પુદ્ગલને આહાર પોષવા પુદ્ગલ ફરે છે. યાચના કરે છે એમાં મ્હારે કંઇ વિકલ્પ કરવાના નથી. જે જે પૂર્વકર્મને યોગે ક્રિયા કરવાની છે, તે થાય છે. એમ યાચના કરવા જતાં આહાર મળ્યો નહિ તે અ-લાભ પરિષહ ઉત્પન્ન થયો તો પણ અલાભથી રાગ દ્વેષ કરતા નથી, ને વિચારે છે જે આહાર સંબંધી અંતરાય કર્મ પૂર્વે બાંધેલું છે તે ઉદય આવ્યું છે તેથી આહાર મલતો નથી, માટે એમાં કંઇ વિકલ્પ કરવાનું કારણ નથી. એમ વિચારી પોતાના સમભાવમાં રહે છે. વલી પૂર્વકર્મના પ્રભાવથી શરીરે રોગ ઉત્પન્ન થાય તો તે પણ પોતાની આત્મદશામાં રહીને ભોગવે છે, પણ રોગ સંબંધી કંઇ પણ ચિંતવન કરતા નથી. જાણે છે જે રોગની પીડા ઉત્પન્ન થઇ છે તેમાં હું વિકલ્પ કરીશ તો પાછાં એવાં કર્મ બંધાશે, તો આત્માને કર્મ થકી મૂકાવવાને પ્રવર્તું છું તેને બદલે કર્મના બંધનમાં પડીશ. એમ ઉપયોગ બની ગયો છે. તેથીજ પોતાની સમભાવની ધારા વર્ત્યા કરે છે ને જે થાય છે તે જાણી લે છે, પણ તેમાં લીન થતા નથી. કદાપિ પગમાં ઘાસ પ્રમુખના તૃણ કાંકરા ખુંચે છે, કારણ જે મુનિને જોડા પહેરવા નથી તેથી પગમાં ખુંચે, વલી પોતે ભાગ્યશાલી સુકોમલ હોય તો પણ જરા તેમાં ખેદ ધરતા નથી. માત્ર કર્મ સ્વરૂપ જાણ્યું છે, તેથી તે સંબંધીનો વિચારજ ચિત્તમાં આવતો નથી. કદાપિ થોડી વિશુદ્ધિવાલાને વિચાર આવે તો પાછો વિચાર કરે છે કે પગને ખુંચે છે, અરૂપી આત્માને કંઇ ખુંચતું નથી. માટે શા બદલે હું વિકલ્પ કરૂં ? એમ કરી સમભાવમાં રહે છે. શરીરે મેલ પ્રમુખ થાય છે. કારણ જે શરીરની વિભૂષા તથા શુશ્રુષા કંઇ પણ કરવી નથી. તેથી શરીરે મેલ થાય તો પણ શરીર તે હું નહિ. એ ભાવ બન્યો છે તેથી વિકલ્પ થતો નથી. સત્કાર પરિ-ષહ તે મોટા મોટા, રાજા આવીને બહુમાન કરે છે. અહો મહાત્મા ! તમારા જેવા સત્પુરૂષ આ દુનિયામાં નથી. પાંચે ઇંદ્રિયો વશ કરી છે જરા પણ શરી-રની મમતા નથી. કેવલ આત્મભાવ તમે ખરો જાણ્યો છે કોઇ પણ વખત તમે આત્મભાવથી ચૂકતા નથી, તમારા જેવા જ્ઞાની આ જગત્માં નથી. તમારા જેવા ઉપકારી કોઇ નથી. મને જે ધર્મ બતાવ્યો છે તેનો જે ઉપકાર કર્યો છે તે પણ મ્હારા માથા ઉપર છે, આપ સાહેબજીની જેટલી ભક્તિ કરૂં તે ઓછી છે. એવી અનેક પ્રકારની સ્તુતિ આવીને કરે પણ જરાએ અહંકાર નથી. મનમાં વિચારે છે જે હજુ હું પુદ્ગલદશામાંથી તો ખસ્યો નથી. આ પુરૂષો તો આવી મ્હોટાઈ આપે છે તો મ્હારે પણ જે જે પુદ્ગલદશામાં ઉપયોગ જાય છે, તે પાછા વાલવા જોઈએ. એ જ્ઞાનદશાનું બહુમાન કરે છે તેવી જ્ઞાનદશા હજુ થઇ નથી. માટે જે જે જ્ઞાનમાં ખામી છે. તે દૂર કરવાના ઉદ્યમી થવું જોઈએ. અહો ! સર્વજ્ઞના જ્ઞાન પ્રમાણે હજુ તો મને જ્ઞાનની બહુ ખામી છે.

આવા વિચારથી અહંકાર આવતો નથી ને પોતાના સમભાવમાં કાયમ રહે છે. જ્ઞાનપરિષહ ઉપજે જે બીજાઓ કરતાં પોતાને બહુ બોધ થયો હોય તેથી મનમાં આવે જે, હું જ્ઞાની છું તેવો જગતમાં કોઇ જ્ઞાનવાન નથી. આવા વિચાર કરીને કર્મ બાંધી આત્માને મલીન કરે છે, પણ એ કોણ કરે છે? જેણે પોતાનો આત્મધર્મ જાણ્યો નથી. ને બહારથી જ્ઞાન મેલવ્યું છે તેવા જીવને જ્ઞાનીપણાનો અહંકાર આવે છે ને તે જીવ આવતે ભવે અજ્ઞાની થશે. પણ જ્ઞાની જીવ તો એમ વિચારે છે જે, મારા આત્માનો સ્વભાવ તો કેવલજ્ઞાનમય છે. તેમાંથી તો હજુ સુધી કાંઇ પણ જ્ઞાન પ્રગટ થયું નથી. વલી શ્રુતજ્ઞાની પણ પૂર્વે ચૌદપૂર્વના ધણી દશપૂર્વના ધણી થયા છે. તેની અપેક્ષાએ મને શું જ્ઞાન થયું છે? કે હું અહંકાર કરૂં? એમ પોતાની અપૂર્ણતા ભાવી જ્ઞાનનો અહંકાર કરતા નથી. પોતે પોતાની દશામાં રહે છે.

હવે અજ્ઞાન પરિષહ તે પોતે પોતાના આત્મભાવને ગુરૂ મુખે જાણ્યો છે. પુદ્ગલભાવને જાણે છે તેથી સ્વપરભેદનું જ્ઞાન થયું છે ને જેમ ગુરૂ મહારાજ કહે છે, તેમ આત્મતત્ત્વની શ્રદ્ધા કરી પોતાની આત્મદશામાં વર્તે છે, પણ તર્ક વિતર્કનો બોધ નથી. ષટ્શાસ્ત્રનું જ્ઞાન નથી તેથી કોઈની સાથે વાદ કરવાની શક્તિ નથી, પરને બોધ કરવાની શક્તિ નથી, તેથી બીજા જીવો નિંદા કરે છે. અહો મૂઢ! અહો અજ્ઞાની! માથું મુંડાવ્યું પણ કંઈ જ્ઞાન તો છે નહિ. એવાં આકરાં વચન કહે છે ત્યારે સમભાવી મુનિ થોડું ભણ્યા છે, પણ પોતે પોતાનો વિચાર કરી શકે છે. એવા મુનિ ભાવે છે કે, એ જે કહે છે તે સત્ય છે. મારામાં જ્ઞાન નથી અને પાછલા ભવનાં આવરણ છે તેથી મને બોધ નથી ત્યારે એ કહે છે. એ તો મહારો સદ્ગુરૂ છે માટે એમાં શી બાબતનો ખેદ કરૂં? વલી બીજી રીતે શાસ્ત્ર ભણે છે પણ આવરણને લીધે આવડતું નથી એટલે ભણવાનો વખત કાઢીને શું કરૂં? એમ વિચારી જ્ઞાનાભ્યાસ બંધ કરે છે તેને જ્ઞાનાવરણી કર્મ બંધાતાં જાય છે. માસતુસ મુનિ સરખા આત્માર્થિ છે તે તો નથી આવડતું તો પણ ઉદ્યમ છોડતા નથી, ને ઉદ્યમ નહિ છોડવાથી કદાપિ જ્ઞાન આવડતું નથી પણ સમયે સમયે જ્ઞાનાવર્ણી કર્મ ક્ષય થતાં જાય છે માટે આત્માર્થી પુરૂષો તો જ્ઞાન નથી આવડતું તો પણ જ્ઞાનનો અભ્યાસ છોડતા નથી ને સદા જ્ઞાનના ઉદ્યમમાં પ્રવર્તે છે. એવા પુરૂષો અજ્ઞાન પરિષહ જીતે છે.

સમ્યક્ત્વ પરિષહ તે આ ચૌદરાજ લોકને વિષે છ દ્રવ્ય રહ્યાં છે, તેમાં પાંચ દ્રવ્ય અરૂપી રહ્યાં છે ને એક પુદ્ગલદ્રવ્ય રૂપી છે તો પણ પુદ્ગલ પરમાણુ તો અતિશય નહાનો છે, દૃષ્ટિએ આવતો નથી. એવા ઘણા પરમાણુ એકઠા થઈ બાદર થાય છે. તે દેખવામાં આવે છે, પણ સૂક્ષ્મસ્કંધ દેખવામાં આવતા

નથી. અરૂપી પદાર્થ પણ દેખવામાં આવતા નથી. એ પદાર્થનું વર્ણન સર્વજ્ઞ કરી ગયા છે. તે સર્વજ્ઞ તો રૂપી અરૂપી સર્વ પદાર્થ જાણે છે તેમને જાણવું મુશ્કેલ નથી. સહજ જાણી લીધાં છે ને તે પ્રરુપ્યાં છે. હવે એવા ષટ્દ્રવ્યના ભાવનાં વર્ણન શાસ્ત્રમાં છે, તે જોઇને અનેક પ્રકારની અજ્ઞાનપણે શંકા થાય છે ને સર્વજ્ઞના વચન ઉપરથી આસ્થા ઉઠી જાય છે. પણ જે પુરૂષને સમ્યક્જ્ઞાન થયું છે, તે પુરૂષે અનુમાનથી કેટલીએક વસ્તુનો નિર્ણય કર્યો છે તેથી તે જાણે છે જે આ સર્વજ્ઞ નિષ્પક્ષપાતી છે જેની ઘણી વાતો સાચી સમજાય છે, ને કોઇ કોઇ સૂક્ષ્મ વાતો નથી સમજાતી તો પણ પ્રભુના વચન ઉપર શ્રદ્ધા રાખવી એ યોગ્ય છે. મહાવીરસ્વામી મહારાજે માર્ગ આત્મધર્મ પ્રગટ કરવાનો બતાવ્યો છે, તેથી અધિક કોઈ ધર્મવાલા દેખતા નથી. તો હું શા વાસ્તે અશ્રદ્ધા કરૂં ? કેટલીએક વાત તો પ્રત્યક્ષ સિદ્ધ થાય છે. તો જેમ આખા તપેલામાં ચોખા ચડાવવા મૂક્યા હોય, તેમાંનો એક દાણો સિજેલો જોઇ બધા દાણા સીઝી ગયા માનીએ છીએ. તેમ આ પુરૂષનાં ઘણાં વચન ન્યાયથી સિદ્ધ થાય છે ને બીજાં કંઇક નથી સમજાતાં, તેનું કારણ મહારૂં અજ્ઞાન છે. કારણ જે અજ્ઞાનના જોરથી યથાર્થ ન્યાય જોડી શકાય નહિ, તેમાં કંઇ સર્વજ્ઞની ભૂલ નથી. એમ વિચાર કરી સૂક્ષ્મ વાતની શ્રદ્ધા કરે છે, તે પુરૂષ સમ્યક્ત્વ પરિષહ જીત્યો કહીએ. ને કેટલાએક અજ્ઞાની જીવ બીજા જીવો બાહ્યની બાબતોની તકરારો સાંભલી તેમાં મુંઝાઇ જાય છે. જેમ કે હાલમાં ઇંગ્રેજ લોક પૃથ્વિ ફરે છે અને સૂર્ય સ્થિર છે એવું કહે છે ને તે ઉપર અનેક દુર્બિનોવડે જોઇને માણસને સમજાવે છે. તે સમજીને માણસો કહે છે જે શાસ્ત્રમાં તો સૂર્ય ફરતો કહ્યો છે, તે વાત મલતી નથી. માટે જૈનશાસ્ત્ર ઉપર શું શ્રદ્ધા કરીએ ? આવી દશા થાય છે, પણ એ વિષે વિચારવાનું છે કે જેમ લાખો રૂપીઆ ઇંગ્રેજ લોકો એવા કામમાં ખર્ચે છે ને તેની મહેનત કરે છે. મહેનત કરનારને પણ હજારો રૂપીઆના પગાર તથા ઇનામો મલે છે તેવી રીતે હાલમાં જૈનમાં કોઇ રાજા નથી અને એવા પૈસા ખરચવા તે રાજાઓનું કામ છે, અને પૈસા ખરચ્યા વિના પૃથ્વી ઉપર ફરી શકાય નહીં અને તેનો નિર્ધાર થઇ શકે નહિ અને જ્યાં સુધી નિર્ધાર કરવાની શક્તિ નહિ, ત્યાં સુધી પ્રભુના વચન ઉપર પ્રતીત રાખવી જોઇએ. આપણી શક્તિની કસૂર બદલે શાસ્ત્ર ઉપરથી આસ્તા ઉતારવી યોગ્ય નથી. વલી ઇંગ્રેજો કહે છે તે વાત ન્યાયથી પણ બેસતી નથી, તે છતાં તેનાં વચનોની માણસો શ્રદ્ધા કરે છે તે કરતાં પ્રભુના વચનની શ્રદ્ધા કરે છે, તેજ બહુ સારી છે.

હવે ઇંગ્રેજો કહે છે જે સૂર્ય ઇહાંથી ત્રણ કરોડ માઇલ દૂર છે ને આ પૃથ્વીનો ફેરાવો ૨૪ હજાર માઇલનો છે, તે કરતાં સૂર્ય ચૌદ લાખ ગણો મહોટો

છે. આ રીતે માને છે. હવે વિચાર કરો જે પૃથ્વિ કરતાં ચૌદ લાખ ગણો સૂર્ય મોટો છે, તો પૃથ્વિમાં રાત્રી પડવી ન જોઇએ. કારણ જે, પાસા ઉપરથી અજવાલું બધે જવું જોઇએ. જેમ એક ઇંચની સોપારી ઉપર ચૌદ લાખ ઇંચનું અજવાલું હોય તો સોપારીની કોઇ પણ બાજુ પ્રકાશ વિનાની રહે? અર્થાત્ પૃથ્વીનો ગોલો માને છે તે ગોલા ઉપર બધે પ્રકાશ હોવો જોઇએ રાત્રિ પડવી જોઇએ નહિ. એ બાબતમાં કેટલાએક એવું કહે છે જે ત્રણ કરોડ માઇલ આઘું છે, તેથી ગોલાની એક બાજુ ઉપર અજવાલું આવે નહિ. એ કહેવું અક્કલથી વિરૂદ્ધ છે. એ ચોવીશ હજાર માઇલ તો ગોલ ચક્ર ભરતાં છે, પણ એજ જાડાઇ અને લંબાઇ ગણીએ તો આઠ હજાર માઇલ થાય. હવે ત્રણ કરોડ માઇલ સુધી જે પ્રકાશ આવી શકે છે તેને આઠ હજાર માઇલ આવવામાં કાંઇ હરકત હોય એ વાત સંભવતી નથી. વલી એમ કહે જે પૃથ્વી કાલી છે, તેનું ઓથું પડે છે. એ વાત પણ સંભવતી નથી. ગોલ વસ્તુની ચારે પાસે પ્રકાશ વ્યાપ્ત થાય તેમાં કંઈ હરકત થાય એ વાત પણ અક્કલથી દૂર છે. તેમ છતાં કેટલાએક માણસો ઇંગ્રેજોની કલાકૌશલ્યતા જોઈને શ્રદ્ધા કરી ધર્મની શ્રદ્ધા ઉપાડે છે, તે અજ્ઞાનતા છે. એમ સમજવું જોઇએ. સંસારની કલાઓ કરવાનો જીવને અનાદિનો અભ્યાસ છે તે કલાઓ આવી તેમાં કંઈ નવાઈ નથી, પણ ધર્મની કલા આવવી એ બહુ દુષ્કર છે. હજારો માણસમાંથી ધર્મમાં પ્રવર્ત્તનાર બહુજ થોડા હોય. ધર્મનું જાણવું તે મુસ્કેલ છે. ઇંગ્રેજ લોક દૂર દેશ રહ્યા, ને સર્વજ્ઞ આ દેશમાં થયા, તેથી આ દેશના માણસોને તો કંઇ કંઇ વાસના પણ સર્વજ્ઞની આવેલી, પણ દૂર દેશવાલાને કંઇ પણ વાસના આવેલી નહિ. તેથી ધર્મની બાબતમાં એ લોક કંઈ પણ સમજતા નથી. વ્યવહારીક કલાઓ તો પોતાને હાથે શીખવાથી આવે છે, પણ અરૂપી પદાર્થનું જ્ઞાન સર્વજ્ઞના વચન ઉપર જેની શ્રદ્ધા કાયમ રહે છે, તેને સમ્યક્ત્વ પરિષહનો જય કર્યો કહીએ. ઇહાં કોઇને શંકા થશે જે ભગવાને કહ્યું તેજ હા કહેવી, ને કંઇ વિચાર કરવો નહિ. તે વિષે જાણવું જે સર્વજ્ઞની ઓલખાણ પ્રથમ કરવી. તેમાં સર્વ પ્રકારે શુદ્ધતા જોવાની છે, તે જોઇ લીધી અને તેમાં પણ કોઇ ઠેકાણે વિરોધ દેખાય નહિ, ત્યારે તેમના ઉપર આસ્તા રાખવી એજ યોગ્ય છે. માણસો સૂર્ય પૃથ્વિની વાત પ્રત્યક્ષ ગણે છે, પણ એ પ્રત્યક્ષ નથી. કારણ જે એ લોક ત્રણ કરોડ માઇલ દૂર કહે છે તેનું મુકરર કરે છે તે અનુમાનથી કરે છે. દૂર કહે છે તે અનુમાનથી કહે છે. તેમ પૃથ્વિનું માન કહે છે તે પણ અનુમાનથી કહે છે. માટે અનુમાનમાં ઘણો ફેર પડી જાય છે. જેમ કે ડુંગરો છે તે ઉંચા છે, પણ દૂરથી જોઈએ તો નીચા દેખાય છે, એક માણસ નીચે ઉભો છે ને તેને સાત માલની હવેલીમાંથી જોઈશું, તો તે માણસ નહાનો સરખો દેખાશે. વલી કંઈક ચિત્ર ચિતરેલાં છે તે બે આંખો

ઉઘાડી રાખી જોઇશું તો ચિત્રજ દેખાશે. બધું અંગ દેખાશે નહિ. તેજ ચિત્ર જો એક આંખ મીંચીને એક આંખે ધારી ધારીને જોઇશું તો ચિત્રમાં માણસ સાક્ષાત્ જેવું માણસ હોય એવું દેખાશે. ખરી રીતે જોઈએ તો ચિત્ર છે તે કંઇ વસ્તુપણે માણસ નથી. તે છતાં માણસ દેખાય છે. એમજ દૂરબીનથી પણ વિચિત્ર પ્રકારના દેખાય તેમાં કેટલાએક ભ્રમ રહી જાય. માટે જ્યાં જ્યાં જે વસ્તુ છે, તે વસ્તુ તે ઠેકાણે જઇને જોઈ નથી ત્યાં સુધી તે વાત માનવી તે વ્યાજબી નથી. કોઇના કહેવાથી સર્વજ્ઞના વચનની આસ્તા છોડવી નહીં. બધે ઠેકાણે ફરી નિર્ધાર કરવો જોઇએ. તે બની શકતું નથી, ત્યારે ઇંગ્રેજોનું કહેવું, અનુમાનનું માનવું, તે કરતાં સર્વજ્ઞનું કહ્યું માનવું તેજ સારૂં છે. આવા વિચાર કરી આત્માર્થિને તો કંઇ પણ વ્યામોહ થતો નથી. બીજી રીતે આત્માને તો સંસારથી મુક્ત થવું છે, તે મુક્ત થવાના ઉપાય જે સર્વજ્ઞે બતાવ્યા છે, તેનો અભ્યાસ કરતાં સર્વજ્ઞતા પ્રગટ થશે, ત્યારે બધું દેખાઇ જશે. હાલ એ તકરારમાં મહારી શક્તિ વિના ક્યાં પડું ? એ તકરારમાં પડું તો તેમાં બધી તપાસ કરતાં મહારી ઉમ્મર વહી જાય તો પછી મહારે આત્મસાધન કરવું તેનો વખત મળે નહિ. માટે હાલ તો આત્મસાધન કરી જડભાવમાં જે મહારી પ્રવૃત્તિ છે, તેથી મુક્ત થઉં. અને સ્વભાવમાં રહેવાને ઉદ્યમ કરૂં. આમ વિચાર કરી દશ પ્રકારનો યતિધર્મ છે તે પાલે છે, તેમાં પ્રથમ ક્ષમા તે ક્રોધનો જય. કોઇ અનેક પ્રકારે તિરસ્કાર કરે, આકરાં વચન કહે, કંઇ ચીજ લઇ જાય, નુકશાન કરે, પણ ક્ષમા ગુણ આવ્યો છે તેથી તેના ઉપર દ્વેષ થતોજ નથી. કારણ જે તે વસ્તુ બહાર બને છે, તિરસ્કાર મહારા નામને કરે છે. વા, આ શરીર છે તેને કરે છે. તો શરીર તે હું નહિ. એમ જાણી લીધું છે. કંઇ ચીજ લઈ જાય છે તે ચીજ મહારી નથી, તે તો જડ પદાર્થ છે તેથી તેમાં પણ મહારૂં કંઇ નથી એમ જાણવું ને જે જે બને છે તે તે કર્મના યોગથી બને છે તે જોવું છે. એમાં કંઇ રાગ દ્વેષ કરવાનું કારણ નથી. આ દશા થઈ જવાથી ક્ષમા ગુણ આવે છે તેથી ક્રોધ થતો નથી. તેમજ માનનો જય કરે છે. માન શી બાબતનું કરવું ? આ શરીર, ધન, સ્ત્રી ઇત્યાદિ પદાર્થ કંઇ મહારા નથી એમ નિર્ધાર કર્યો છે એટલે શી બાબતનું માન થાય ? વલી પોતે જ્ઞાનવાન છે તે વિષે પોતાના મનમાં છે કે મહારા આત્માની શક્તિ તો કેવલજ્ઞાનની છે, તે હજું પ્રગટ ન થયું ને અવરાઈ ગયું છે, તે છતી વસ્તુ મહારી પ્રગટ નથી થઇ તો મહારી લઘુતાનું સ્થાનક છે. તો હવે હું શી બાબતનું માન કરૂં ? આવી દશાઓ બની છે. તેથી માર્દવ ગુણ આવ્યો છે. તેથી માનદશા સહજ છુટી જાય છે. માન મૂકવાનો વિચાર પણ અધુરાને કરવાનો છે. પૂરા પુરૂષને તો વિચાર કરવો પડતો નથી કારણ જે માન આવે તો મૂકવાનો વિચાર કરે,

પણ આવી દશાથી માન આવતુંજ નથી. હવે આર્જવ તે માયાનો ત્યાગ તે માયા જે કપટની રચનાપણું સહજ છુટી ગયું છે, મુનિએ આત્માપણું જાણ્યું છે, તેમાં સર્વે જડ પદાર્થ પર જાણ્યા છે તેમાં કેટલીએક પ્રવૃત્તિ કરે છે, તે માત્ર નિજ સ્વરૂપ અવરાયલું પ્રગટ કરવા કરે છે. તો હવે કપટ શું કરવા કરવું પડે ? ચેલાની ઇચ્છા નથી, શ્રાવકની ઇચ્છા નથી. ધનની ઈચ્છા નથી, આ મહારા ને આ મહારા નહિ ! એ પણ કરવું નથી. ફક્ત પૂર્ણ જ્ઞાન નથી ઉત્પન્ન થયું ત્યાં સુધી પૂર્ણ જ્ઞાન ઉત્પન્ન કરવાનો ઉદ્યમ કરવો છે. તેમાં નિર્વાહ કરવો જોઇએ તે વસ્તુ મલી તો ઠીક, અને ન મલી તો પણ ઠીક. આ દશાએ વર્ત્તનારને કપટ કરવાની જરૂર શી પડે કે કરે ? માટે નિષ્કપટ આર્જવ ગુણ પ્રગટ થવાથી સહજે વર્તે છે. નિર્લોભતા ગુણ તે પોતાના શરીરને મહારૂં જાણ્યું નથી, તો લોભ શી બાબતનો રહે ? શરીર મહારૂં નહિ ને શરીર રક્ષણના પદાર્થ મહારા નહિ. એ સર્વે જડ પદર્થ ઉપરથી રાગ ઉતરી ગયો છે, એટલે લોભ શી બાબતનો કરે ? માટે નિર્લોભતા ઉત્પન્ન થઈ છે. કંઈ વસ્તુ શરીરનો નિર્વાહ કરવા જોઈએ છે, તે વસ્તુ મલી તો લે, ન મલી તો તે બાબતનો વિકલ્પ નથી કરતા. એમ વિચારે છે જે પુદ્ગલને વસ્તુ જોઇએ છે ને પુદ્ગલને મલતી નથી. એમ વિચારી પુદ્ગલીક વસ્તુનો લોભ કરતા નથી. ત્યારે ઈહાં કોઇ પ્રશ્ન કરશે કે જ્ઞાન ભણવાનો લોભ હોય છે નહિ ? તે વિષે જાણવું જે જ્ઞાન ભણવા વાંચવાનો લોભ પણ નિત્ય દશામાં જાય છે, ને જ્યારે ધ્યાની પુરૂષો થાય છે. ને આઠમે ગુણસ્થાને ક્ષપકશ્રેણી માંડે છે, ત્યારે જ્ઞાનનો લોભ પણ રહેતો નથી મહારા આત્મામાં અનંત જ્ઞાનશક્તિ છે, તેમાં મહારે પામવું શું છે ? જેની પાસે ન હોય તે વસ્તુ પામવાનો લોભ કરે છે, પણ હોય તે શાનો લોભ કરે ? તેમ આ પુરૂષે પોતાનો સત્તાધર્મ જાણ્યો છે, ને તેમાં સહજ સુખનો અનુભવ થયો છે, અપૂર્વ જ્ઞાન પણ પ્રગટ થયું છે એટલે જ્ઞાન પામવાની ઈચ્છા ત્યાં રોકાઇ જાય છે, પણ એ દશા કેવલજ્ઞાન પામવાને અંત-ર્મૂહૂર્ત્તકાલ બાકી રહે છે, ત્યારે થાય છે તેની અગાઉ બનતી નથી. તો પણ એ લોભ કરે છે તે નિર્લોભતા કરવા સારૂ છે. માટે નીચલી હદમાં ત્યાગવાં યોગ્ય નથી પણ જ્ઞાનના લોભે નીતિ મૂકીને વર્ત્તે નહિ. ન્યાયથી ચાલે. એક જ્ઞાન મેલવવાની ઈચ્છા વર્ત્તે છે, તે રૂપ લોભ છે પણ તે ઈચ્છા સારૂ સંસારી જીવ અન્યાયની પ્રવૃત્તિ કરે છે તેમ કરતા નથી. માત્ર સર્વે કામ છોડી મુખ્ય-પણે જ્ઞાનનો ઉદ્યમ કરી રહ્યા છે. બાકી સર્વે પુદ્ગલીક ચીજ ઉપરથી લોભ ખશી ગયો છે, વલી તપ તે બાર પ્રકારનો કરે છે તે સહજ ભાવે થાય છે. આત્માનો અણાહારી ગુણ જાણ્યો છે. આહાર કરવો તે મહારો ધર્મ નથી. એમ જાણી આહારની ઈચ્છા ઉઠી છે, તેથી સહજે તપ કરે છે. સંયમ તે સ્વ-

ગુણમાં રહેવું ને પુદ્ગલ પ્રવૃત્તિ રોકવી, તે સંયમ ગુણ પ્રગટ થયો છે તેથી ઇંદ્રિઓના વિષયની ઇચ્છા વર્ત્તતી નથી. અવ્રતની પ્રવૃત્તિ કરતા નથી. કષાયથી રહિત વર્તે છે, મન, વચન અને કાયાની માઠી પ્રવૃત્તિ રોકાઇ ગઇ છે તેને પણ આત્મા નિર્મલ થાય એવી પ્રવૃત્તિમાં વર્ત્તાવે છે. એ રૂપ સત્તર પ્રકારે સંયમ ધરે છે. બાહ્યસંયમ સત્તર પ્રકારે પાલવાથી અંતરંગ નિજ સ્વભાવમાં સ્થિર થાય છે. એ રૂપ સંયમગુણ વર્તે છે. સત્ય તે સાચું વચન બોલે છે જેને આત્મજ્ઞાન નથી, તે શરીરને મ્હારૂં કહે છે. આત્મજ્ઞાની મુનિ તેમ કહેતા નથી. વ્યવહારથી તો જેમ બોલાતું હોય તેમ બોલે, પણ વસ્તુધર્મે પારકું જાણ્યું છે તેથી બોલે છે. પણ અંતરંગ ઉપયોગ મ્હારૂં નથી એ વર્તિ રહ્યો છે. જે પુરૂષ પુદ્ગલનેજ મ્હારૂં માનતા નથી તે પુરૂષ બીજી બાબતમાં અસત્ય બોલેજ શાના ? પ્રરૂપણા પણ સહજે યથાર્થજ થાય. એ સત્ય ગુણ પ્રગટયો છે તેનાં ફલ છે. હવે શૌચ ગુણ તે નિરતિચાર વર્તે છે. અતિચારાદિક દૂષણ લાગે નહિ. એટલે પવિત્રપણું વર્ત્તે છે. અર્થાત્ નિજ આત્મતત્ત્વમાં વૃત્તિ રહી છે, એ રૂપ પવિત્રતા થઇ રહી છે, તેથી પુદ્ગલ પ્રવૃત્તિનાં દૂષણ લાગતાં નથી એટલે સહજે નિરતિચાર વર્તે છે. કંઈ પણ પૌદ્ગલિક કામમાં રાગ દ્વેષ કરતા નથી. જે થાય તેમાં કર્મ ઉદય જાણી વર્તે છે. અકિંચન ગુણ તે બાહ્ય પરિગ્રહ ત્યાગ ધન ધાન્યાદિ નવ પ્રકારે અને આભ્યંતર પરિગ્રહ જે શરીરાદિક ઉપર મ્હારાપણાનો મમત્વભાવ તે સર્વ પ્રકારે ત્યાગ કર્યો છે તેથી બાહ્ય પરિગ્રહ ઉપરથી સહજે મૂર્છા ઉતરી ગઇ છે, વસ્ત્ર પ્રમુખ રાખે છે, તે નિર્મૂર્છપણે જગતનો વ્યવહાર સાચવવા રાખે છે, પણ તે સારાં કે નબલાં, તેનો કંઇ પણ વિકલ્પ નથી. મૂર્છા ગઈ છે તેનાં ફલ છે. એ રૂપ મુનિ અકિંચન ગુણ પ્રગટ કરે છે. બ્રહ્મચર્ય તે બાહ્ય થકી સ્ત્રીનો સર્વ પ્રકારે ત્યાગ કર્યો છે. અંતરંગથી પાંચે ઇંદ્રિયોના વિષયની તૃષ્ણા નાશ પામી ગઇ છે. સ્વાત્મ જ્ઞાનમાંજ આનંદપણે વર્તે છે. જ્ઞાનાચારમાંજ ઉપયોગ વર્ત્તિ રહ્યો છે. સ્વપ્નમાં પણ કામની વાંછા નથી. અંતરંગના સુખ આગલ તુચ્છ સ્ત્રીઓનાં વિષયસુખ દુઃખ રૂપ જાણ્યાં છે તેમને કામની ઇચ્છા કેમ થાય ? તેથી સહજે બ્રહ્મચર્ય ગુણ પ્રગટ થયો છે. એ રીતે દશે પ્રકારે યતિધર્મ પ્રગટયો છે. તે અનુક્રમે પૂર્ણ ગુણ પ્રગટ કરશે, ને આત્માર્થિ એવી રીતના ઉદ્યમ કરી પુદ્ગલભાવથી મુક્ત થાય છે. પ્રથમ થોડી શુદ્ધતા થાય છે, ત્યારે માર્ગાનુસારી થાય છે. તેથી વિશેષ વિશુદ્ધિએ સમ્યગ્દ્રષ્ટિ થાય છે. તેથી વિશેષ વિશુદ્ધિએ શ્રાવકપણું પ્રગટે છે. તેથી વિશેષ વિશુદ્ધિ થાય છે, ત્યારે મુનિપણું પ્રગટે છે. તેમાં પણ જેમ જેમ વિશુદ્ધિ વધતી જાય છે, તેમ તેમ ગુણસ્થાન ચડી જાય છે, ને કેવલજ્ઞાન પ્રગટ કરે છે, એમ અનુક્રમે શુદ્ધ થાય છે.

**૧૪૫ પ્રશ્ન:**—નિર્જરાતત્ત્વના ભેદ અરૂપીમાં ગણ્યા છે, અને કર્મ છે તે તો રૂપી છે તેની નિર્જરા થાય તે અરૂપી કેમ થાય ?

**ઉત્તર:**—કર્મ છે તે બે પ્રકારનાં છે. એક દ્રવ્યકર્મ તે આઠ કર્મ તે રૂપી છે, અને બીજાં ભાવકર્મ તે અરૂપી છે, હવે ભાવકર્મ તે શું પદાર્થ છે ? દ્રવ્ય કર્મને યોગે આત્માની અશુદ્ધ પરિણુતિ થાય છે રાગદ્વેષમય તેજ ભાવકર્મ કહીએ. તે ભાવકર્મની નિર્જરા થાય છે, તેજ નિજરાતત્ત્વમાં ગણીએ. તે નિર્જરા સમ્યક્દૃષ્ટિ આદિ પુરૂષો કરે છે. સમ્યક્જ્ઞાન વિના સકામનિર્જરા થતી નથી. ચોથા ગુણુસ્થાનથી તે ચૌદમા ગુણુસ્થાન સુધી થાય છે તે નિર્જરાતત્ત્વમાં છે. તે શિવાયના જીવો અજ્ઞાનપણે દ્રવ્યકર્મની નિર્જરા કરે, પણ ભાવકર્મની નિર્જરા કરી શકતા નથી. માટે દ્રવ્યકર્મની નિર્જરારૂપી કહીએ અને ભાવકર્મની અરૂપી કહીએ.

**૧૪૬ પ્રશ્ન:**—જીવ અરૂપી છે અને નવતત્ત્વમાં જીવના ભેદ રૂપીમાં ગણ્યા છે તેનો હેતુ શું ?

**ઉત્તર:**—જીવ તો અરૂપી છે પણ શરીર બહાર દેખાય છે તે શરીર ઇંદ્રિઓ પુન્યયોગે મલી છે. તે શરીર ઇંદ્રિયોથી જીવ ઓલખાય છે કે, આ એકેંદ્રિય, આ પંચેંદ્રિય, માટે કર્મનાં સંજોગથી જેવી જેવી કર્મની મલીનતા, તેવા તેવા શરીરાદિક જૂદા જૂદા ભેદ પડયા છે. તેથી શરીર, ઇંદ્રિય અપેક્ષિત રૂપી ભેદ ગણ્યા છે.

**૧૪૭ પ્રશ્ન:**—સંવરના સત્તાવન ભેદ અરૂપી કહ્યા છે, ને સંવરની પ્રવૃત્તિ બાહ્યથી દેખાય છે તે તો શરીરથી છે. તો અરૂપી કેમ ?

**ઉત્તર:**—બાહ્યથી પુદ્ગલ ઉપરથી મોહ ઉતરે, ત્યારે બરાબર બાહ્ય વર્ત્તના થાય છે, ને જેમ જેમ સંવરની બાહ્ય વર્ત્તના થાય છે, તેમ તેમ પુદ્ગલદશામાંથી પ્રવૃત્તિ રોકાતી જાય છે અને નિજ આત્મસ્વરૂપમાં લીનતા થાય છે, જેમ જેમ નિજજ્ઞાનમાં લીન થાય છે. એટલે આવતાં કર્મ રોકાય છે આત્મસ્વરૂપમાં રહેવાથી દ્રવ્યકર્મ, ભાવકર્મ બન્ને રોકાય છે, તે જે ભાવકર્મ રોકાયાં તે અરૂપી છે. માટે સંવર પણ અરૂપી છે, તેથી સંવરના ભેદ અરૂપીમાં ગણ્યા છે.

**૧૪૮ પ્રશ્ન:**—સંવર નિર્જરા મિથ્યાત્વી કરે કે નહિ ?

**ઉત્તર:**—માર્ગાનુસારી મિથ્યાત્વ ગુણુસ્થાને અંશે સંવર, અંશે નિર્જરા કરે, એમ હેમાચાર્ય મહારાજ યોગશાસ્ત્રમાં કહે છે તેમ વિચારબિંદુમાં ઉપાધ્યાય મહારાજ શ્રી જશવિજયજી મહારાજ પણ કહે છે.

**૧૪૯ પ્રશ્ન:**—દેરાસરમાં પ્રભુજીનાં અંગલૂહણાં મેલાં વા ફાટેલાં વાપરે તેનો દોષ કારભારીને કે બધા શ્રાવકોને ?

ઉત્તરઃ—પ્રભુને તો સર્વે ઉત્તમ ઉત્તમ વસ્તુ ચડાવવીજ જોઇએ. આપણું શરીર લૂહવાને ફાટેલું વસ્ત્ર કોઇએ લોહવા સારૂ આપ્યું હોય તો તે અનુકૂલ આવતું નથી ને આપનાર ઉપર દ્વેષ આવે છે. વલી આપણે ઘેર કોઇ પરદેશી પરોણા આવ્યા હોય, તેને ફાટેલો વા, મેલો રૂમાલ આપતા નથી તો પ્રભુનાં અંગ-લૂહણાં ફાટેલાં વા મેલાં વાપરીયે તો આપણા કરતાં ને પરોણા કરતાં પ્રભુ મનમાં અધિક ન આવ્યા અને જ્યારે પ્રભુની અધિક્તા મનમાં ન આવી, ત્યારે આત્માને લાભ શી રીતે થશે? અને મુખે તો પ્રભુ મોટા છે એમ કહીએ છીએ પણ ચિત્તમાં મોટાઇ નહિ આવે, ત્યારે લાભ તો નહિ થાય, પણ અવશ્ય મિથ્યાત્વ લાગશે. વલી બીજી રીતે વિચારતાં પ્રભુનું મહત્ત્વપણું મનમાં ન આવ્યું, તો મિથ્યાત્વ ગયુંજ નથી. જ્યારે મિથ્યાત્વ ગયું નથી, ત્યારે દૂષણનું તો કહેવુંજ શું? પણ એમ વિચારી થાકીને બેસવું નહિ, પણ પ્રભુના દેરાસરમાં ગયા ને એવાં મેલાં અંગલૂહણાં જોયાં કે તુરત ધોવાની તજવીજ કરવી, સાધા-રણ પુન્યવાલો હોય તો પોતે ધુએ, અને પુન્યવંત હોય તો પોતાના માણસ પાસે ધોવરાવે, દેરાસરના કારભારીની નજરે પડે તો તેમણે તરત ધોવાની તજવીજ કરવી. ફાટેલું હોય તો તે પણ નવાં લાવી આપે, પણ એવું ન થવું જોઇએ કે કારભારી જાણે કે બીજો ભાઇઓ કરશે, બીજા ભાઈઓ જાણે કે કારભારી કરશે! એમ થવાથી તે કામ થતું નથી અને આશાતના જારી રહે છે. માટે જેની નજરે પડે તેને કરવું ઉચિત છે. એ કંઇ મોટા ખરચનું કામ નથી. હવે કોઇ કહેશે જે જેને નજરે જોવુંજ નહિ, અને નજરે પડવુંજ નથી, તેને દૂષણ નહિ. જે આવું કહે તે નિર્ધ્વંસ પ્રણામનાં લક્ષણ છે. જેને જોવું નહિ તેને પણ પ્રભુ ઉપર પ્રીતિ હોત તો કેમ ન જુઅત? વા પૂજાની પ્રવૃત્તિ કેમ ન કરત? પણ પ્રમાદી છે એટલે એને જોવામાં આવતું નથી. એને કંઇ ઓછું દૂષણ છે એમ સમજવું નહિ. જેટલો પ્રમાદ છે એટલું દૂષણ અધિક છે. માટે જે સંસારથી તરવાની ઇચ્છા કરે છે, એ સર્વને એ કામ કરવા યોગ્ય છે. અંગલૂહણાં બરાબર ધોયેલાં ન હોય તો ખરસટ થઇ જાય છે. તો તે અંગ-લૂહણાંથી પ્રભુને ઘસારો લાગે તેનું દૂષણ લાગે, માટે સૂંવાલાં કોમલ સારાં ધોયલાં અંગલૂહણાં વાપરવાં. તેથી ભક્તિ સુંદર થશે, માટે પુન્યવંતે જરૂર વિવેક કરવો ને પુણ્યવંત ન કરે તો પાંચ ભાઇઓ એકઠા થઇ સામાન્ય પુણ્ય-વાલાએ કરવું જોઇએ. હરેક પ્રકારે સારા સારા દ્રવ્ય ચઢે એમ કરવું. એમ ન કરે તો બધાને અશુદ્ધ વાપરવાની આશાતના લાગે.

૧૫૦ પ્રશ્નઃ—દેરાસરમાં વાસણ અજવાલ્યા વિના વાપરે તો કેમ?

ઉત્તરઃ—દેરાસરમાં વાસણ સંસારી કામમાં વાપરેલાં શિવાયનાં સારાં અજવાલેલાં વાપરવાં. સારાં દ્રવ્ય હોય તો મન પ્રસન્ન થાય, ને લાભ પણ થાય અને તેમ ન હોય ત્યારે દૂષણ પણ લાગે. એ અધિકાર શ્રાદ્ધવિધિમાં છે.

૧૫૧ પ્રશ્નઃ—દેરાસરમાં જાલાં વિગેરેની આશાતના હોય તે ન ટાલે ને પૂજા કરે તો તે કેમ ?

ઉત્તરઃ—દેરાસરમાં ગયા કે પ્રથમ આશાતના ટાલવી જોઇએ. પહેલી નિસીહિ કહ્યા પછી એજ કામ કરવાનું છે, માટે જાલાં વિગેરે જે જે આશાતના હોય, તે પહેલી વર્જવી જોઇએ. દેરાની આશાતના ટાલવામાં એમ વિચારે જે આ કામ તો નોકરોનું છે. એ નબલા પ્રણામનું કારણ છે. પોતાને ત્યાં નોકરો હોય તે તો નોકરો પાસે એવાં કામ કરાવે, ને તે ન હોય તો પોતે આશાતના દૂર કરે. આપણા ઘરમાં કંઇક અનિષ્ટ વસ્તુ પડી હોય તો તે તરત કાઢી નાખીએ છીએ. તેમજ દેરાસરમાં નહિ કરીએ તો પ્રભુ ઉપર પ્રેમ, ઘર જેવો નહિ રહ્યો, એજ મોટું દૂષણ છે માટે પહેલી આશાતના ટાલી પૂજા કરવી તે પૂજા નહિ કર્યા જેવી જાણવી.

૧૫૨ પ્રશ્નઃ—પ્રભુને પૂજા કરવાની જગ્યાએ ચાંદીનાં વા સોનાનાં ચકતાં ચોડે છે તે વ્યાજબી છે કે કેમ ?

ઉત્તરઃ—પ્રભુજીને સોના રૂપાના ચકતાં ચોડવાની તથા આંગલાં ઉપર પંજા ચોડવાની રીત બહુ સારી છે. કારણ જે ભાવિક શ્રાવકો કેસર સારી પેઠે ચડાવે છે તેથી જ્યાં ચોડેલા નથી હોતાં, તે બિંબના અંગમાં ખાડા પડી ગયેલા નજરે જોઇએ છીએ. અને જો એ ચકતાં ચોડેલાં હોય તો કેસર અંગને લાગતું નથી. તેથી પ્રભુનું અંગ ખવાતું નથી તે મોટો લાભ છે અને જો ન ચોડયાં હોય તો અંગ ખવાઇ જાય તે આશાતના લાગે. એ મોટું દૂષણ છે. વલી થોડી સમજવાલા પૂજા કરનારને અંગોની ખબર નથી, તેને પણ પૂજા કરવાનાં નવ અંગ સહજે સમજાઇ જાય એ પણ ફાયદો છે. મુખ્યપણે તો અંગમાં ખાડા ન પડે એજ લાભ વિચારી ચકતાંઓ ચોડવાનું પૂરતું લક્ષ રાખવું જોઇએ. તેમાં મૂલનાયકજીને ચોડવાં એમ નહિ, સર્વ પ્રતિમાજી મહારાજને ચોડવાનું લક્ષ રાખવું જોઇએ. કેટલાએક ખાડા પડયા પછી ચોડવાનો વિચાર કરે છે તેમ ન થવું જોઇએ. પહેલેથી ચોડવાં જોઇએ કે ખાડા પડવાની આશાતના થાયજ નહિ.

૧૫૩ પ્રશ્નઃ—ફૂલની જગ્યાએ કેસરવાલા ચોખા કરી ચડાવીએ તો કેમ ?

ઉત્તરઃ—સ્નાત્ર ભણાવતી વખત બીજાં ફૂલ ન મલે તો ચડાવે છે, તેમાં હરકત જણાતી નથી. કારણ જે પોતાની પુષ્પપૂજાની ભાવના છે ને ફૂલ મલતાં નથી તો પોતાની ભાવના પૂરી કરવા ફૂલને બદલે કેસરવાલા ચોખા કરીને ચડાવે તો કંઇ હરકત નથી.

૧૫૪ પ્રશ્નઃ—જે જીવે મરણ વખતે શરીર વોસિરાવ્યું નથી તે શરીર વડે શુભાશુભ જે ક્રિયા થાય, તેનું શુભાશુભ બન્ને ફલ થાય કે કેમ ?

ઉત્તર:—શરીર વોસિરાવ્યા વિના જે મરે છે અને તેના શરીર વડે જે જે દુષ્ટ ક્રિયા થાય છે, તેનાં કર્મ તે શરીરના ધણીને આવે છે. એમ ભગવતીમાં પાંચ ક્રિયાના અધિકારમાં કહ્યું છે, માટે હરેક પ્રકારે આયુષ્યનું જ્ઞાન મેલવી મરતી વખત સંથારો કરી સર્વ વસ્તુ વોસિરાવવી અને વોસિરાવવીને મરણ કરવાથી આરાધક થાય તેથી ત્રીજે ભવે મુનિ અને સાતમે ભવે શ્રાવક મોક્ષે જાય. વળી એ શરીરે શુભ કર્મ થાય તે વિષે પણ વાસુપૂજ્યસ્વામીના ચરિત્રમાં જે જે એકેંદ્રિયપણે શરીર ભગવંતની ભક્તિના કામમાં આવ્યાં છે, તેની અનુમોદના કરી છે તે જોતાં અનુમોદના કરવાથી શુભ કર્મનો પણ લાભ થાયછે.

૧૫૫ પ્રશ્ન:—જે જે વસ્તુ વોસિરાવવામાં આવે છે, તે આ ભવના અંત સુધી વોસિરાવવામાં આવે છે તો આવતે ભવે તેનું પાપ આવે કે કેમ ?

ઉત્તર:—આ ભવમાં જે જે વોસિરાવે છે તે તેના ઉપરથી રાગદશા ટળી જાય છે અને રાગદશા તુટવાથી તે વસ્તુ ઉપર મહારાપણાની સંજ્ઞા રહેતી નથી, તેથી તે વસ્તુની ક્રિયા તેને જતી નથી. અને જેણે એમ વોસિરાવ્યું નથી, તેને તો રાગ દ્વેષની સંજ્ઞા કાયમ રહે છે. ને તે સંજ્ઞા કાયમ રહેવાથી રાગ દ્વેષનાં કર્મ બંધાય, ને જેણે વોશિરાવ્યું છે. તેને બીજા ભવમાં અવ્રત પ્રાપ્ત થાય છે. અવ્રતની ક્રિયા અવ્રત હોય ત્યાં સુધી આવે, પણ સંજ્ઞા સંબંધી નહિ આવે. સંજ્ઞા ઉદાસીન ભાવથી વોસિરાવવાથી ઉઠી જાય છે. માટે વોસિરાવનારને પાપ આવતું નથી.

૧૫૬ પ્રશ્ન:—વિવેક તે શું ?

ઉત્તર:—દેવને જાણે, અદેવને જાણે, મુક્તિને જાણે, સંસારને જાણે, જડને જાણે, ચેતનને જાણે, આત્માનો શું સ્વભાવ છે ? જડનો શું સ્વભાવ છે ? આત્માને ગ્રહણ કરવા યોગ્ય શું છે ? અગ્રહણ કરવા યોગ્ય શું છે ? એવી રીતે જે જે દ્રવ્ય છે, તેના ધર્મ જાણી પોતાના આત્માથી જે જે પર વસ્તુ જાણે તેને ગ્રહણ ન કરે. તેમાં મગ્ન ન થાય. જડ વસ્તુનું કર્તાપણું ન કરે. આત્માના ધર્મમાંજ આનંદિત થાય. જડધર્મમાં જરાએ રાગ કરે તે જડની સંગત છુટી નથી તેમ કોઈ પણ પ્રકારે પરને ગ્રહણ ન કરૂં એવી વિશુદ્ધિ નથી બની, તેથી જે જે ક્રિયા કરે છે, તે જડની વૃત્તિ ખશેડવાને, પણ જડની ક્રિયામાં મગ્ન નથી થતો. આહાર વિના ચિત્ત શાંત નથી રહેતું તે સારૂ આહાર કરે છે, પણ તેમાં પ્રસન્નતા નથી. તથા બનતા સુધી તપસ્યા કરે છે. આત્માનો અણઇચ્છા ધર્મ છે તે ભાવે છે. જે જે પુરૂષ આત્મધર્મ બતાવી ગયા છે, તેને આધારે વર્ત્તમાનમાં આત્મધર્મ જે બતાવે છે, તેનો ઉપગાર ભાવે છે. પોતાની આત્મદશા પ્રગટ થતી નથી તેથી લઘુતા ભાવે છે. એવા તત્ત્વજ્ઞાની પુરૂષોની સદા સં-

ગત કરે છે. જે જે આત્મધર્મ નિર્મલ થતો જાય છે, તેમાંજ માત્ર ખુશવૃત્તિ છે. ઉદ્યમ નિમિત્તો પણ જે જે સેવ્યાથી આત્મધર્મ પ્રગટ થાય, તેવાજ સેવી રહ્યા છે. વિષયાદિકનાં નિમિત્ત આત્માને ઘાતકર્ત્તા જાણ્યાં છે, તેથી તે નિમિત્તો થી હમેશ દૂર રહે છે. અને જેટલું દૂર નથી રહેવાતું, તે દૂર થયાની મનોવૃત્તિ રહે છે. જે જે કામ કરે છે, તેમાં જડ કામને જડપણે જાણે છે અને આત્માના કામને આત્માપણે જાણે છે.

૧૫૭ પ્રશ્ન:—શાંતપણું તે શું ?

ઉત્તર:—કોઈ શાંત પુરૂષને ઉપદ્રવ કરે વા મારે કૂટે, અયોગ્ય વચન કહે, જે ભૂલ હોય તે કહે, કોઇ પણ અયોગ્ય કામ કર્યું હોય તે કહીને નિંદે, વા વગર કારણે નિંદે, તો પણ તેના ઉપર દ્વેષભાવ ન ઉઠે. તેને મારવાના વા ભૂડાં વચન કહેવાના ભાવ ન ઉઠે તેમ તેનું બૂરૂં કરવાના ભાવ ન થાય. કારણ કે શાંત પુરૂષે કર્મનું સ્વરૂપ જાણ્યું છે કે આ જીવે માર ખાવાનું કર્મ બાંધ્યું છે તો મારે છે. ગાલો ખાવાનું કર્મ બાંધ્યું છે, તો ગાલો દે છે. નિંદનિકપણાનું કર્મ બાંધ્યું છે તો નિંદે છે. એ જીવો તો નિમિત્ત માત્ર છે. એમાં એ જીવનો શો દોષ છે ? એમ આત્મામાં ભાવી રહ્યા છે. તેથી કોઇ એવા જીવ ઉપર ખેદ આવતો નથી ને ભાવે છે કે, ખેદ કરીશ તો પાછાં કર્મ બંધાશે. તો પાછાં આગલ એવાં કર્મ ઉદય આવશે અને સમભાવે ભોગવીશ તો એ કર્મની નિર્જરા થશે. વલી સ્વાભાવિક તડકો લાગે છે, ટાઢ વાય છે, પવન આવે છે, નથી આવતો તો તે સર્વે ઋતુનો સ્વભાવ જાણી લે, પણ તેમાં વિકલ્પ ન કરે. આહાર પાણી વસ્ત્ર વિગેરે જે કંઇ ખપની વસ્તુ નહિ મલે, તેનો પણ જરાએ વિકલ્પ નથી. માત્ર અંતરાય કર્મનો ઉદય વિચારી લે. અને પોતાના આત્મસ્વરૂપમાંજ આનંદિત રહે. અનુકૂલમાં પ્રસન્નતા નથી, ને પ્રતિકૂલમાં અરતિ નથી જડભાવ જાણી લે. એ પુરૂષને શાંતપણું કહીએ. માટે ઉત્તમ પુરૂષે એ દશા લાવવી.

૧૫૮ પ્રશ્ન:—દાંત તે શું ?

ઉત્તર:—પાંચ ઇંદ્રિયો વશ કરી છે. કોઇ પણ ઇંદ્રિય મોકલી નથી. આહાર પાણી માત્ર શરીરને આધાર આપવા આપે છે. તે જેટલો આધાર જોઇએ, એટલા હરકોઇ પુદ્ગલ મલ્યા તે આપે છે. તેમાં સારા નબલા જોવા નથી. માત્ર શરીરને વ્યાધિ ઉપદ્રવ ન થાય, એવા પુદ્ગલ ગ્રહણ કરે છે. એવી રીતે ફરસ ઇંદ્રિએ વસ્ત્ર મલે છે તે, સૂંવાલાં કે કર્કશ મલે છે, તે બન્નેમાં સમભાવ છે. જાણે છે કે આ શરીર મ્હારૂં નહિ તો સૂંવાલાં બરસટ વસ્ત્રનો પણ મ્હારે વિકલ્પ કરવો નહિ. એમ પાંચે ઇંદ્રિઓના વિષયમાં ભાવી રહ્યા છે. કોઇ પણ

ઇંદ્રિયને પોષવાનો ભાવજ નથી. કોઇ પણ વિષય જોર કરતો નથી. વિષય ઉપર ઉદાસિન ભાવ થયો છે. તેથી મનને ખેંચીને રાખવું પડતું નથી. આત્માની દશા સહજ પ્રગટ થઈ છે. તેથી ઇંદ્રિઓના વિષયનું મન થતુંજ નથી. તે પુરૂષને દાંત કહીએ.

૧૫૯ **પ્રશ્ન:**—કામનો જય તે શું ?

**ઉત્તર:**—સ્રીને પુરૂષનો અભિલાષ, પુરૂષને સ્રીનો અભિલાષ, નપુંસકને સ્રી પુરૂષ બેનો અભિલાષ, એવી રીતની કામની ઇચ્છાઓ છે તે પોતાના આત્મસ્વરૂપનું જાણપણું થયું છે તેથી પરસ્વરૂપમાં વર્ત્તવું નથી. માટે સહજે બંધ થઇ છે. થતીજ નથી. સ્વપ્નામાં પણ સ્રી યાદ આવતી નથી. સ્રી સામી દૃષ્ટિ પડે છે તેજ વખત પોતાની દૃષ્ટિ ખેંચી લે છે, પણ નિરખીને જોતા નથી. જેમ સૂર્ય સામી દૃષ્ટિ પડે છે તે વખતે તાપ નહિ સહવાથી જીવ ખેંચી લે છે, તેમ નિષ્કામી પુરૂષે સ્રીનું રૂપ જોવું દુ:ખકારી ભાવેલું છે. તેથી સહજે દૃષ્ટિ પાછી ખેંચાઈ આવે છે. વલી સ્રીઓનો સંગ પણ કરતા નથી. અને કદાપિ કોઇ સ્રી ચલાવવા આવે છે તો પણ ચલાવી શકતી નથી. કદાપિ ફરસ કરે તો પણ પુરૂષચિન્હ જાગૃત થતું નથી, ને તેની દશા પલટાતી નથી. જેમ સુદર્શન શેઠને અભયા રાણીએ ઘણાએ ઉપસર્ગ કર્યા, પુરૂષચિન્હને ઘણી વિટંબના કરી તો પણ નપુંસક જેવું કાયમ રહ્યું એવા પુરૂષે કામ જીત્યો કહીએ. માટે કામ જીતીને એવી દશા બનાવવી.

**૧૬૦ પ્રશ્ન:**—મુકિતમાં શું સુખ છે કે મુકિતનો પ્રયાસ કરવો ?

**ઉત્તર:**—મુક્તિ જેવાં સુખ આ દુનિયામાં નથી. અને તે વિચાર કરશો તો તમને સંસારમાં ખાત્રી થશે. સંસારમાં રહેલો જીવ અજ્ઞાનપણે સંસારમાં સુખ માને છે. જે સુખ સંસારમાં થાય છે, તે તપાસીને જુઓ, આખો દિવસ સંસારી મોજ શોખ વેપાર કરે છે. એ વેપારમાંથી ફુરસદ મલે છે અને જ્યારે કંઈ પણ કામ ન હોય, ત્યારે સુવાનો વખત મલે છે. ને જ્યારે સૂએ છે ત્યારે પ્રસન્ન થઇને હાશ કરે છે એટલે મને નિવૃત્તિ મલી પણ છોકરા વિગેરે કંઇ ગરબડ કરે તો સૂનાર કહેશે જે, હું નિરાંતે સૂતો છું માટે હમણાં મને પીડવા કયાં આવો છો ? એ છોકરાં જાય એવામાં કંઇ ઉપાધિનાં કામ યાદ આવે તો ઉંઘ આવે નહિ. કંઇ પણ વાત યાદ આવે નહિ તો ઉંઘ આવે.

હવે વાંચનાર, વિચાર કરો જેટલી વાર કામની નિવૃતિ મલી, એટલો વખત સુખનો મલ્યો. કામના વખતમાં અજ્ઞાનપણે સુખ માનતો હતો તે સુખ ખોટું માનેલું હતું. કારણ જે તે વખતે સુખ હોત તો નિરાંતે સૂતો ત્યારે સુખ માનત નહિ. ને હાશ કરત નહિ ને આનંદિત થાત નહિ, પણ જીવ

કામથી નિરાંતે બેસે છે ત્યારેજ આ 'હાશ' શબ્દ બોલે છે. માટે આ સંસારમાં પણ સંસારના કામોથી અને વિકલ્પોથી રહિત થાય છે, ત્યારેજ સુખ થાય છે. તો મુક્તિમાં તો કંઇ કામ કરવાનું નથી. અને કંઇ વિકલ્પ ચિંતવવાનો નથી. તેથી બધો વખત સુખમાંજ જશે. માટે એના બરાબર સુખ આ દુનિયામાં નથી. બીજી રીતે આ દુનિયામાં અજ્ઞાનપણે પદાર્થ દેખીને તથા જાણીને સુખ થાય છે, સારાં મકાન જોઈ સારાં આભૂષણ જોઇ, સારા બાગ જોઇ માણુસ ખુશી થાય છે. પણ તેની સાથે કોઈ આંધલો હોય તેના જોવામાં એ પદાર્થ આવતા નથી તેથી તે આંધલો ખુશી થતો નથી. પણ તે હકિકત આંધલાને દેખતો સંભલાવે, ત્યારે તેના જાણવામાં આવે છે તેથી તે ખુશી થાય છે. સૂવાની તલાઇ સૂવાલી હોય તેને તે આંધલો હાથ ફેરવી જુએ. ત્યારે તે સૂંવાલી લાગે છે, તેથી તે આંધલો ખુશી થાય છે. હવે વિચાર કરો કે જેટલા પદાર્થ દેખવામાં આવે છે વા, જાણવામાં આવે છે તેનું જ સુખ થાય છે, પણ જે ચીજ જાણી નથી, દીઠી નથી, તેનું સુખ થવાનું નથી. પણ સિદ્ધ મહારાજ તો જગતમાં જેટલા પદાર્થ છે, તે સર્વે રૂપી તથા અરૂપીને જાણી દેખી રહ્યા છે. આપણે તો સિદ્ધ મહારાજના અનંતમે ભાગે પણ જાણતા નથી. તે આપણાથી અનંતા પદાર્થ જાણી દેખી રહ્યા છે. તો અનંત સુખ પણ સિદ્ધ મહારાજને છે. તે સિદ્ધ થાય છે.

ઇહાં કોઇને શંકા થશે જે નજરે લાડવા જોયા, પણ ખાધા વિના શું સુખ? તે વિષે જાણવું જે લાડવા ખાવામાં પણ રસઇંદ્રિયને વિષય ગ્રહણ કરવાની શક્તિ ન હોય, તો સ્વાદનું સુખ નથી. જેમ કે કંઇક રોગ થયો હોય છે ત્યારે ખારી વસ્તુને મોળી કહે છે, મોળીને ખારી કહે છે, એવી વિષય લેવાની શક્તિ બગડી જાય છે ત્યારે લાડવા કેવા છે? તે વિષય લેવાની શક્તિ ન હોય તેને લાડવા સારા નબલાનું સુખ થતું નથી. જેને લાડવા સારા નબલાના વિષય લેવાની શક્તિ હોય છે, તેજ લાડુવાનું સુખ જાણી શકશે. માટે ખાવાથી સુખ નથી. લાડવાનો સ્વાદ જાણવાથી સુખ છે. ઉંઘમાં કોઇ માણુસના મુખમાં સાકર મૂકે, પણ તેને કંઈ સાકરનું સુખ નથી. રોગી બેભાન હોય તેના મુખમાં અમૃત મૂકે તે ખાઈ જશે, પણ તે જાણ્યા વિના અમૃતનું સુખ નથી. માટે જે જે વસ્તુ જાણવામાં આવે છે તેનુંજ જગતમાં સુખ છે. માટે મુક્તિમાં તમામ વસ્તુ જાણવામાં આવે છે તેથી તમામ સુખ છે. વલી ભૂખ્યા માણુસ ખાવામાં સુખ માને છે, જમેલા માણુસને જબરાઇથી કઇ ખવરાવે છે તો તે નાખુશ થાય છે, પણ તે સુખ માનતા નથી તેમજ મુક્ત આત્માને ભૂખ લાગતી નથી, એટલે જમવાની ઇચ્છા થતી નથી. ધરાએલો માણુસ ખાવાની ઇચ્છા કરતો નથી, તેમ સિદ્ધ મહારાજને ઇચ્છા થતી નથી. સદા ધરા-

ચેલા છે. કોઇ દિવસે ભૂખ લાગતી નથી, ને ખાવાની ઇચ્છા થતી નથી. ઇચ્છાઓ જડની સંગતે થાય છે. તે જડની સંગત છુટી ગઈ છે અને સ્વ આત્માની દશા છે તેવી પ્રગટ થઇ છે. સ્વદશામાં કોઇ પ્રકારની જડની ઇચ્છા છેજ નહિ. વિકલ્પ પણ જ્યાં સુધી જડની સંગત હોય ત્યાં સુધી થાય છે. સિદ્ધ મહારાજને તે જડનો સંબંધ નથી તેથી કોઇ પણ પ્રકારનો વિકલ્પ નથી. જગત્માં સંસારી જીવને સંસારમાં છે ત્યાં સુધી વિકલ્પ છે ને સર્વથા સંસાર છુટી ગયો ને સિદ્ધમહારાજ થયા એટલે વિકલ્પનું નામ નથી. ત્યાં નિર્વિકલ્પદશાનું પૂર્ણ સુખ છે તે એવું છે જે મુખે કહી શકાય નહિ. આખા જગતનું સુખ એકઠું કરીએ તે કરતાં અનંતગણું સુખ છે તે સુખનું વર્ણન કેવલજ્ઞાની મુખે કરીને આઉખા પર્યંત કહી શકે નહિ એટલું છે. માટે સિદ્ધના સુખનો પાર નથી, પણ જીવ આત્મસુખના અંશ ને સમ્યકૃત્વ પામશે ત્યારે તેને અનુભવ થશે અને ત્યારે સિદ્ધને કેટલું સુખ છે? તે પ્રત્યક્ષ સમજાશે.

પ્રશ્ન:—૧૬૧ મનુષ્ય મરણ અવસરે સંથારો કરે તે શી રીતે? અને તેથી શું લાભ થાય?

ઉત્તર:—હાલના કાલમાં આઉખાની ચોક્કસ ખબર પડતી નથી. તેથી જાવજ્જીવનો સંથારો બની શકે નહિ. કેમ કે ભત્તપચ્ચખ્ખાણ પયન્નામાં કહ્યું છે કે, કેવલજ્ઞાની, મન:પર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, પૂર્વધર એવા મુનિ મહારાજના કહેવાથી વા, નિમિત્તશાસ્ત્રથી વા, દેવતાના કહેવાથી આયુષ્યની ખબર પડે ને ખાત્રી થાય તો જાવજ્જીવનું અનશન કરે અને એવા મહાપુરૂષોનો હાલ કાલમાં વિરહ છે, તેથી આયુષ્યની ચોક્કશ ખબર પડે નહિ, તો સાગારી અનશન કરે. સાગારી અનશન એટલે એક દિવસ વા, બે દિવસ વા, એક પહોર વા, બે પહોર યાવત્ બે ઘડી, ચાર ઘડી અભિગ્રહ રાખે જે મૂઠી વાલી નવકાર ગણું ત્યાં સુધી સર્વ આહારનો ત્યાગ તથા સંસારી સર્વે કામ કરવાનો ત્યાગ, કંઇ પણ પાપ આરંભના કામ કરવાં નહિ. એવી રીતે સંથારો કરવાની વિધિ સર્વે કરવી. તે અવસર ન મલે તો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, જોઇને ઉચ્ચરાવીએ તે આલાવાની વિધિ:—

**अहन्नं भंते तुम्हाणं समीवे, भवचरिमं सागारियं पच्चक्खामि जइमे हुज्ज पमाओ, इमस्स देहस्स इमाइ रयणीए ॥ अथवा ॥ इमाइवेलाए आहारभुवहिदेहं, सव्वं तिविहेण वोसरियं ॥ १ ॥ अरिहंतसक्खियं, सिद्धसक्खियं, साहुसक्खियं, देवसक्खियं, अप्पसक्खियं, उवसंपज्जामि, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं सव्वसमाहिवत्तियागारेणं, वोसिरामि,**

**१ नवकार पूर्वक त्रण वार उच्चराविये. विशेष सागारिक.**

**अहन्नं भंते तुम्हाणं समीवे सागारियं अणसणं उवसंपज्जामि, दव्वओ, खेत्तओ, कालओ, भावओ, दव्वओणं मए सागारियं अणसणं, खित्तओणं, इत्थं वा, अन्नित्थं वा, कालओणं अहोरत्तंवा, बीयदिन्नं वा, तइयदिन्नं वा पासखमणं वा, मासखमणं वा, भावओणं जाव गहणं न गहिज्जामि, जाव छलेणं न छलिज्जामि, जाव सन्निवायेणं, अन्नेण केणइ रोगायंकेणं एस परिणामो न परिवडइ तावमेयं इमं सागारियं अणसणं उवसंपज्जामि, तिविहंपि आहारं असणं खाइमं अन्नत्थ० सहसा० महत्त० सव्वसमाहिवत्तियागारेणं वोसिरामि. पाणहार गंठसहियं पच्चक्खामि, अन्नत्थ० सहसा० महत्त० सव्व० वोसिरामि अरिहंतसक्खियं, सिद्धस० देवस० अप्पस० उवसंपज्जामि, नित्थारपारगहोहं. जं जं मणेण बद्धं, जं जं वायेणभासियं पावं. जं जं काएण कयं, मिच्छामिदुक्कडं तस्स ॥ १ ॥ अरिहंतो महदेवो, जावज्जीवं सुसाहुणो गुरुणो; जीणपन्नत्तं तत्तं, इय सम्मत्तं मए गहियं ॥ २ ॥**

એ સર્વ આલાવો નવકાર પૂર્વક ત્રણવાર ઉચરાવવો.

આ આલાવામાં પ્રથમ પાઠ તે જાવજ્જીવનો સંથારો કરવાનો છે, અને થોડા કાલનો કરવાનો પાઠ વિશેષ સાગારીક કહ્યો છે, ત્યાંથી છે. હાલના કાલના જીવને ઉચ્ચરવું જેમ અનુકૂલ હોય, તે પ્રમાણે ઉચ્ચરે. અનશન વિધિના પાનામાં જેમ હતું તેમ લખ્યું છે. મહાનીશિથજી સૂત્રમાં કહ્યું છે જે જે કરવું તે ઇર્યાવહિ પડિક્કમીને કરવું, માટે વખત મલે તો ઇરિયાવહિ પડિક્કમી જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ ત્રણમાંથી જે બને તે, દેવવંદન કરી ગુરૂ વંદન કરીને આ પાઠ ઉચ્ચરે, તો વધારે શ્રેષ્ટ છે. પણ જેવો અવસર હોય તેમ કરી લે. અવસર મલે તો સર્વ જીવ સાથે ખમત ખામણાં કરી લે. વલી મુનિ હોય તો મુનિનાં, શ્રાવક હોય તો શ્રાવકનાં બાર વ્રત ઉચ્ચરી લે, અને ચઉસરણ પયન્નો તથા આઉરપચ્ચખ્ખાણ, ભત્તપચ્ચખ્ખાણ, સંથારાપયન્નો, આરાધનાપ્રકિર્ણક, પ્રકિર્ણક, આરાધનાપતાકા વિગેરેનું અધ્યયન કરે વા, સાંભલે. તેથી અધ્યવસાય બહુજ સુંદર થશે. ચઉસરણ, આઉરપચ્ચખ્ખાણ પયન્નાદિક સાંભલવાથી સમાધિ મરણ થાય છે, તેનો મને અનુભવ છે. આયુષ્ય આવી રહ્યું હોય તો મરણથી તો બચતા નથી, પણ રોગ શાંત પાડે છે અને ધર્મ શ્રવણ કરવામાં ચિત્ત પરોવાઇ શકે છે તે મેં જોયું છે. માટે એ પયન્નાનો અભ્યાસ મરણ અવસરે જરૂર કરવો. એ પયન્નામાં ભાવાર્થ એવો છે કે જરૂર ધર્મમાં જીવ દૃઢ થાય અને આત્માને સારી ભાવના થાય. તે ભાવના આ પ્રમાણે કે, અહો ! મેં પૂર્વે આ ભવે પાછલા ભવે પાપ કર્યાં છે વા, જેથી પાપ થાય એવાં ઘર, હાટ, ખેતર વિગેરે મકાનો, કોદાલા, પાવડા વાસણ, શસ્ત્ર, તરવાર પ્રમુખ હરકોઇ પાપનાં ઉપગરણ જે વસ્તુથી પાપ થાય એવા જે પદાર્થ બનાવ્યા છે તે સર્વને વોશીરાવું છું. કોઇ પણ પુદ્ગલીક વસ્તુ સાથે મારાપણાનો સંબંધ

માન્યો છે. તે સર્વને વોશીરાવું છું. જે કોઇ વસ્તુ ઉપર મહારો કંઇ પણ રાગ રહે તો અને તે રાગવાલી વસ્તુથી પાપ થાય તો તે પાપની ક્રિયા મને આવે માટે સર્વે જડ પદાર્થ ઉપરથી મહારા મમત્વભાવનો ત્યાગ કરૂં છું. કંઇ પણ વસ્તુ મહારી છેજ નહિ. મારી વસ્તુ તો મારો આત્મધર્મ છે, અને જે જે પુદ્ગલીક પદાર્થ છે તેને અજ્ઞાનપણે મેં મહારા માન્યા હતા, તેથી અજ્ઞાનપણે અનેક પાપ ઉપાર્જન કર્યાં, હવે પુન્ય ઉદય પૂર્ણ જાગ્યો, તેથી મેં કંઇક વીતરાગનો માર્ગ જાણ્યો, તેથી એ સર્વે વસ્તુ જડ પદાર્થ સાથે મહારો ધર્મ તપાસતાં કોઇ પણ રીતે સંબંધ રાખવો યોગ્ય નથી. માટે મહારા અજ્ઞાનપણાના જે જે ભાવે મહારાપણું માન્યું હતુ, તે ત્યાગ કરૂં છું. ને તે પાપને હું નિંદું છું. મેં અજ્ઞાનપણે અનાદિ કાલ થયાં, એ શરીર ધન ને મહારા માન્યા, તેથી મેં ચાર ગતિમાં ભ્રમણ કર્યું અને અનેક દુઃખ ભોગવ્યાં, માટે હવે મહારા આત્મા શિવાય સ્ત્રી, પુત્ર, પુત્રિયો જે જે મહારાં માન્યાં છે, તે સર્વે અજ્ઞાનતા અને અજ્ઞાનભાવ તે વોશીરાવું છું અને એક આત્માનું આલંબન ગ્રહણ કરી મરણની બીકને છોડીને અદીનપણે આત્મા અવિનાશી છે, તેનું આલંબન લઉં છું. તે શિવાય મહારો કંઇ પદાર્થ નથી. આત્માના પોતાના આચારમાં રહીને પણ મરવું અને અજ્ઞાનપણે પણ મરવું, મરણ કંઇ કોઇને છોડવાનું નથી, તો અજ્ઞાનપણે મરણ કરવાથી આત્મા કર્મે કરી લેપાય અને ભવ ભવને વિષે અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે, માટે મહારા આત્માનો આચાર જે જે શરીરને થાય તે જાણવું, પણ તે મને સુખ દુઃખ થાય છે એમ માનવું યોગ્ય નથી. માટે હું મહારા આત્મસ્વભાવને જાણવા રૂપ રહીને મરણ કરૂં કે જેથી મહારો આત્મા નિર્મલ રહે ને મલીનતા થાય નહિ.

ઇહાં કોઇને શંકા થાય જે પ્રત્યક્ષ દુઃખ થાય ને શરીરને થાય છે એમ કેમ મનાય ? તે વિષે જાણવું જે જ્યાં સુધી પોતાનું આત્મસ્વરૂપ નથી જાણ્યું ને તેનું ફરસજ્ઞાન નથી થયું, ત્યાં સુધી તમારા મનમાં મને દુઃખ થાય છે એમ લાગશે પણ તમને તમારા આત્મસ્વરૂપનું જ્ઞાન અનુભવગમ્ય થશે, જેમ પ્રભુજીએ કહ્યું છે એવુંજ મારૂં આત્મસ્વરૂપ છે. તે ન્યાય યુક્તિએ કરી ચિત્તમાં શુદ્ધ થશે એટલે તમારા ભાવ એવા થશે જે, હવે મહારા આત્મધર્મથી બીજી રીતે નહિ વર્તું. આ શરીર પ્રમુખ જડ પદાર્થ છે એની સાથે કંઇ પણ મહારો સંબંધ નથી એવું થશે. પછી શરીરને કોઇ કાપી નાંખશે, વા રોગની વેદના થશે તેમાં તમારૂં ચિત્ત જશે નહિ. તમારા મનમાં મને દુઃખ થાય છે એમ આવશે નહિ. જેમ કે કોઇ માણસ ભવાઇ જોવા જાય છે, યા નાટક જોવા જાય છે તે આખી રાત ઉજાગરો કરે છે, તે ઉજાગરાનો ખેદ મનમાં આવતો નથી, ઉભા ઉભા પગ દુઃખે છે, તે દુઃખ

મનમાં આવતું નથી. કેમ કે જોવામાં ચિત્ત વર્તે છે. વળી લગ્ન-વિવાહના કામમાં અનેક પ્રકારની મહેનત કરે છે, પગ દુઃખે છે, પણ લગ્નના હર્ષમાં તે દુઃખ મનમાં આવતું નથી. આભૂષણ પહેરે છે તેનો ભાર પહેરવાના સુખ આગલ મનમાં લાગતો નથી. વેપારમાં પેદાશ થાય છે તેની પાછલ મહેનત કરવી પડે છે, તેનું દુઃખ મનમાં આવતું નથી. તેમજ તમારા આત્માના સુખના રાગી થશો. આત્મસુખમાં મગ્ન થશો તો શરીરે વેદના થશે તો વેદના મને થાય છે એમ મનમાં આવશે નહિ. જ્યાં સુધી શરીરના દુઃખમાં મન પરોવાય છે, ત્યાં સુધી તમારો ભાવ તમારા આત્મભાવ તરફ થશે નહિ. જ્યારે તમારી આત્મદશા સન્મુખ થશો ત્યારે તો તમારા મનમાં આવશે જે મેં અજ્ઞાનપણે જે જે કર્મ બાંધ્યાં છે, તે કર્મ શરીરમાં રહીને બાંધ્યાં છે. તે શરીરે ભોગવ્યા વિના આત્મા નિર્મલ થવાનો નથી, વલી એ દુઃખને દુઃખ માનીશ તો પાછાં નવાં કર્મ બંધાશે અને આત્મા મલીન થશે. શરીરના સુખ દુઃખને મને સુખ દુઃખ થાય છે એમ માનવું એ મ્હારા આત્માનો ધર્મ નથી. હું સચ્ચિદાનંદ છું. અનંત સુખનો ધણી છું, અરાગી છું, અદ્વેષી છું, અછેદી છું, અભેદી છું, અગમ છું, અલખ છું, અગોચર છું, પૂર્ણાનંદ છું સહજાનંદી છું, અચલ છું, અમર છું, અમલ છું, અતીંદ્રિય છું, અશરીરી છું. અવિનાશી છું આ મહારૂં સ્વરૂપ છે તો મહારો આ આત્મા વિનાશ થવાનો નથી. મરણથી શરીરનો વિનાશ થશે તેથી મહારે શું કરવા ભય કરવો ? શરીર તો સડણ પડણ વિધ્વંસણ ધર્મવાલું છે તે વિનાશ થાય તેમાં મ્હારે શી ચિંતા કરવી ? મહારો આત્મા અમર છે તેથી મરવાનો નથી માટે મહારે મરણનો ભય નથી. જેટલો જેટલો ભય આવે તે તો અજ્ઞાનદશા છે તે મહારે હવે અજ્ઞાનદશાના વિચાર શું કરવા કરવા ? મહારે મહારા આત્મધર્મમાં રહેવું તેજ ઉત્તમ છે. પૂર્વભવોમાં અજ્ઞાનતાએ મરણના ભય કર્યા. અજ્ઞાનતાએ મરણ કર્યાં અને જીવ ભવચક્રમાં ભમ્યો, અનેક પ્રકારની નરકાદિકની વેદના ભોગવી. ઉંધે મસ્તકે ગર્ભાવાસની વેદના ભોગવી. આ ભવમાં ભાગ્યોદયે વીતરાગનો ધર્મ મલ્યો જેથી મેં મહારા આત્માનું સ્વરૂપ જાણ્યું. હવે રોગાદિકની વેદનાથી હું બીતો નથી. રોગનાં ઔષધ અનેક પ્રકારે કરીશ પણ જો કર્મની સ્થિતિ પાકી નથી, તો ત્યાં સુધી રાગ મટવાનો નથી. રોગનું ખરૂં ઔષધ તો સમભાવ છે. જો સમભાવમાં રહીશ અને જે જે વેદના થાય છે, તે તો પૂર્વનાં કર્મ ભોગવાય છે. તેથી આત્મા નિર્મલ થાય છે. તો રોગની વેદના મને થાય એવો વિકલ્પ શા સારૂ કરૂં ? આમ વિચારી હું રોગનો વિકલ્પ બિલકુલ નહિ કરૂં તો વેદની કર્મની સ્થિતિ તથા રસ ઘટશે. નિકાચિત મધ્યમસ્થાનવૃત્તિ હશે, તે શિથિલ થશે, શિથિલ કર્મ હશે, તે નાશ થશે.

માટે મ્હારા આત્મસ્વભાવમાં રહેવું એજ ઔષધ છે બીજા ઔષધના અભિલાષ શા સારૂ કરૂં ? મ્હારા કુટુંબાદિકની ફિકર કરવી તે પણ વ્યર્થ છે. કારણ જે સર્વ જીવો પોતાના પુન્યને અનુસારે સુખ ભોગવે છે કોઈને કોઈ સુખ દુઃખ કરવાને સમર્થ નથી, તો હું શું કરવાનો છું ? વલી અનાદિ કાલ ગયો તે માત્ર ભવોભવને વિષે કુટુંબ મલ્યા. તો હું કેટલા કુટુંબની ચિંતા કરીશ ? અને પૂર્વે તો અજ્ઞાનપણું હતું. કર્મનું સ્વરૂપ નહિ જાણવાથી ચિંતા કરતો હતો, પણ આ ભવમાં કર્મનું સ્વરૂપ જાણ્યું તેથી જાણું છું જે સર્વે સુખ દુઃખ કર્મને અનુસારે થાય છે. માટે મ્હારે મ્હારી તથા પારકી ચિંતાઓ કરવી તે ફોગટ છે. હું મ્હારા આત્માનંદમાં વર્તીશ. મ્હારી કુટુંબ ચાકરી કરે છે, તે પણ પૂર્વે પુન્ય ઉપાર્જન કર્યું છે, તેના ફલ છે. મેં તેની ચાકરી કરી છે, અને તે જીવ ચાકરી નથી કરતા, તે મ્હારા પાપના ઉદયનું ફલ છે. તેમાં તે જીવ ઉપર દ્વેષ કરવો યોગ્ય નથી. મરણ અવસરે કોઈ પણ જીવ ઉપર દ્વેષ કરવાથી તે જીવ સાથે વૈરભાવ થાય છે. માટે હવે મ્હારે જે જે સુખ દુઃખ ઉત્પન્ન થાય તે સમભાવે ભોગવવું. પૂર્વે મુનિઓને માથા ઉપર અંગારા ભર્યા, તો પણ વેદના સામી દૃષ્ટિ કરી નથી. મેતારજ મુનિને શરીરે ખાલ ઉતારી, તો પણ સમભાવમાં રહ્યા. માટે આ મરણની વેદના પણ તે મુનિ મહારાજની પેઠે સમભાવે ભોગવવી. જરા કંઇ પણ પરભાવમાં મ્હારે પેસવું નહિ. ને મ્હારૂં ચિત્ત પરભાવમાં જશે તો આત્મા અવરાશે. વલી મેં શરીર, ધન, કુટુંબ સર્વને વોશિરાવ્યું છે તેમાં કંઈ પણ ચીજમાં મારૂં ચિત્ત જશે તો મ્હારી આરાધના નિષ્ફલ જશે. માટે જેમ રાધાવેધ સાધનાર રાધાવેધ સાધવામાં તત્પર રહે છે, તેમ મ્હારે પણ મ્હારા આત્મસ્વભાવમાં રહેવું ને તેનો વિચાર કરવો. તથા તેમાંજ સ્થિર રહેવું. એમ આરાધકપણે મરણ કરવાથી નિશ્ચય ત્રીજે ભવે વા સાતમે ભવે જીવ સિદ્ધિને વરે છે. એમ પ્રભુજીએ આગમમાં કહ્યું છે. માટે પ્રમાદ છોડીને કેવલ મ્હારા આત્મામાં વર્તું. અહો ! પ્રભુજીએ આજ માર્ગ કહ્યો છે. આ માર્ગ ગ્રહણ કરવાથી આત્માને આનંદ થાય છે કે, હવે મ્હારો ભવ ફેરો ટલશે. જરા પણ પુદ્ગલભાવમાં રાગ ધરીશ વા, ધનની મમતા કરીશ વા કુટુંબ ઉપર રાગ કરીશ તો મ્હારી આત્મદશા ટલી જશે અને ભવભ્રમણ વધશે અને હું મ્હારી આત્મદશામાં રહીશ તો થોડા કાલમાં મ્હારી કાર્યસિદ્ધિ થશે. કેસરી ચોર જેવા મહા માઠા ચોરી વિગેરે અકાર્યના કરનારે પણ સમભાવ આદર્યો તો તે તત્કાલ કેવલજ્ઞાન પામ્યો. તો હવે હું પણ મ્હારા આત્માના ઉપયોગમાં રહું. હું મ્હારા આત્માના ગુણ પર્યાય વિચારૂં. જેમ જેમ હું સ્વગુણમાં લીન થઇશ, તેમ તેમ કર્મ નાશ થશે, ને મ્હારો આત્મા નિર્મલ થશે અને મ્હારા આત્માના અપૂર્વભાવ પ્રગટ થશે.

મ્હારા આત્માના સહજ સુખનો અનુભવ થશે. તેમ તેમ પુદ્દગલ સુખની વહ્લભતા નાશ પામશે. પરસુખની ઇચ્છા નાશ થશે, તેમ તેમ કર્મ ખસતાં જશે. તેથી વધારે વિશુદ્ધિ થતી જશે. પછી ગમે તે વેદના થશે, કોઇ કાપશે, મારશે, તો પણ કંઈ વિકલ્પ આવશે નહિ. જ્યાં સુધી આત્માની મલીનતા છે, ત્યાં સુધી શરીરાદિકના વિકલ્પો આવશે. માટે હવે તો મ્હારાં અવિનાશી સુખને ભાવું. આ મરણ અવસરે સાધવા તત્પર થઉં, પરભાવ ઉપર ઉદાસીન દશા મ્હારી પ્રગટ થાય કે, જેથી કુટુંબાદિક ઉપર ચિત્ત જાય નહિ. પૂર્વે મુનિયોએ પોતાની આત્મદશા ભાવી કેવલજ્ઞાન નિપજાવ્યું છે, તેવી દશા હજુ મ્હારી થઈ નથી. તો પણ શ્રાવકદશા પ્રમાણે વિશુદ્ધિ થશે. તો પણ સાતમે ભવે મુક્તિ જઇશ. માટે મ્હારો આત્મઆનંદ શિવાય બીજો કોઇ આનંદ જગતમાં નથી. જે જે બને તે જાણવું એજ મ્હારો ધર્મ છે, શરીરાદિકે જે ઉપાધિ થાય છે, તેથી મ્હારાં કર્મ ભોગવાય છે. તેથી પણ મ્હારો આત્મા નિર્મલ થાય છે, એટલે એ પણ આનંદ થવાનું કારણ છે. હું શા કારણે દિલગીર થઉં ? કે વિકલ્પ કરૂં ? ભગવાન્ શ્રીમાન્ મહાવીરસ્વામી મહારાજને સંગમ દેવતાએ અત્યંત ઉપસર્ગ કર્યા તો પણ સમભાવ છોડયો નહિ, તેમ હું પણ સમભાવમાંજ રહું. કંઇ પણ ચીજ મ્હારી નથી તો હું શી બાબતનો વિકલ્પ કરૂં ? આ રીતે નિર્વિકલ્પપણે સર્વથા રહેશે તો કેવલજ્ઞાન પામી સિદ્ધિને વરશે. અને તેથી ઉતરતી વિશુદ્ધિવાલા પણ ગુણસ્થાનની હદમાં રહેશે તો સાતમે ભવે સિદ્ધિને વરશે માટે સંથારો કરવો અને સમભાવે રહેવાનો ઉદ્યમ કરવો.

" **सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणं; प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनं ॥ १ ॥** "

વળી ભત્તપચ્ચખ્ખાણ પયન્નામાં સંથારો કરનારને ગાથા ૪૧ મીમાં શીતલ સમાધિ સારૂ નાગકેસર, તજ, તમાલપત્ર, એલચી, સાકર એ વસ્તુ દૂધમાં નાખી દૂધ ઉકાલી દૂધ તાઢું કરીને અનશન કરનારને પાવું. એથી અનશન કરનારને શીતલતા રહે એ મુજબ કહ્યું છે. શ્રાવક ધનવાન હોય તો સાતે ક્ષેત્રે ધન વાપરીને દેવ ગુરૂને વાંદીને અનશન કરે. અનશનનો લાભ એ પયન્નામાં બહુ કહ્યો છે. આ મુજબ અનશનવિધિ સામાન્ય છે.

૧૬૨ **પ્રશ્ન**:—આત્મારામજી મહારાજ વિજયાનંદસૂરિ મહારાજને પ્રશ્ન લખ્યા હતા તેનો જવાબ શું છે ?

**ઉત્તર**:—આત્મારામજી મહારાજજી સાહેબનો કાગલ નીચે મુજબ આવ્યો હતો.

શેહેર અંબાલા સંવત્ ૧૯૫૧ ના ભાદરવા વદ ૧૧ રવેઉ. પૂજ્યપાદ શ્રી

શ્રી શ્રી ૧૦૮ શ્રી મદ્વિજયાનંદસૂરીશ્વરજી આત્મારામજી મહારાજજી આદિ સાધુ ૧૦ ના તરફથી ધર્મલાભ વાંચજો.

ભરૂચ બંદરે શ્રાવક, પુણ્યપ્રભાવક, દેવગુરૂભક્તિકારક, શેઠ અનોપચંદ વિગેરે. અત્રે સુખશાતા છે ધર્મધ્યાન કરવામાં ઉદ્યમ રાખજો. તમારી ચોપડી તપાસીને પાછી મોકલી આપી છે, તે પોચેથી પોચ લખજો. તમારા લખેલા પ્રશ્નોનો ઉત્તર નીચે મુજબ જાણજો.

૧ કેવલજ્ઞાનીમાં પાંચ ઇંદ્રિયપ્રાણ વર્જી બાકીના પાંચ પ્રાણ જાણવા. કારણ કે, કેવલજ્ઞાની મહારાજ કેવલજ્ઞાને સર્વ પદાર્થ જાણે છે, ઇંદ્રિયોનું કામ નથી તેથી એ પ્રાણ પ્રવર્ત્તે નહિ.

૨ કેવલજ્ઞાનીમાં ઔદારિક, તૈજસ, કાર્મણ એ ત્રણે શરીર તથા મન વચન કાયા એ ત્રણે જોગ એક સમયમાં લાભે, પરંતુ મન જોગમાં દ્રવ્ય મન સમજવું.

૩ ચય ઉપચયને પ્રાપ્ત થાય અને ઔદારિકાદિ વર્ગણાનું બનેલ હોય તે શરીર, અને શરીરનો વ્યાપાર તે કાયજોગ જાણવો.

૪ ત્રણ જોગની સ્થિતિ અંતર્મુહૂર્ત્ત અને અવગાહના શરીર પ્રમાણ.

૫ જ્યાં શરીર હોય, ત્યાં કાયજોગની ભજના. શૈલેશી અવસ્થામાં કાયાનો વેપાર ન હોય તેથી.

૬ શરીર બંધક પણ છે, ને અબંધક પણ છે. તે અબંધક શૈલેશી અવસ્થામાં.

૭ તેરમે ગુણસ્થાને નોસન્નિ નોઅસન્નિ.

૮ કેવલજ્ઞાની મહારાજને, આહારાદિક ચાર સંજ્ઞામાંથી કોઈ પણ સંજ્ઞા હોય નહિ.

૯ કાયબલ નામ શરીરનું સામર્થ્ય છે, અને સ્પર્શ ઇંદ્રિય શીત ઉષ્ણાદિની પરીક્ષા કરનાર છે.

૧૦ જ્ઞાનની અવગાહના આત્મપ્રમાણ.

૧૧ તીર્થંકરનાં વચન, કેવલજ્ઞાનીને કોઇ પણ જ્ઞાનપણે ન પરિણમે. ક્ષાયકભાવનું જ્ઞાન છે, અને પરિણમવું એ ક્ષયોપશમનો ધર્મ છે.

૧૨ દેવતાને આહાર કરતાં કોઇ દેખે અને કોઇ ન દેખે.

૧૩ જીવ આહાર લે, તે શરીર લે અને ઇંદ્રિઓ તો ફક્ત રસાદિકનું જ્ઞાન કરનાર છે.

આ મુજબનો મહારાજજી સાહેબનો કાગલ છે. આ ઉત્તરો વિજયાનંસૂરિ મહારાજ સાહેબજી શિવાય બીજાથી લખાવા બહુ કઠણ છે. વાંચીને અમે બહુ ખુશી થયા તથા આ ચોપડીમાં દાખલ કર્યા છે.

૧૬૩ પ્રશ્ન:—મરણ અવસરે સમાધિમાં ચિત્ત રહે, તે સારૂ કંઇ જાપ કરવાના કહ્યા છે ?

ઉત્તર:—લોગસ્સના કલ્પમાં " **ॐ ॐ अंबराय कित्तिय वंदिय महिया, जे प लोगस्स उत्तमा सिद्धा ॥ आरुग्गबोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ १ ॥** આ મંત્રના ( ૫૦૦૦ ) જાપ કરવા, ધૂપ દીપ કરીને. વલી ગણુતી વખત સ્થિર આસને બેસવું. આસન ચલાયમાન કરવું નહિ. ખરજ આવે, મચ્છર કરડે તો પણુ હાથ ઉંચો નીચો કરવો નહિ. માલા ઉપર દૃષ્ટિ થાપવી તે ફેરવવી નહિ. જીભ હોઠ ગણુતાં હલાવવા નહિ. એક ધ્યાને ગણી રાખવાથી મરણ અવસરે સમાધિ રહેશે એમ લોગસ્સના કલ્પમાં કહ્યું છે. માંદગી અવસરે એ ગાથાનું ધ્યાન જરૂર રાખવું, આઉરપચ્ચખ્ખાણ પયન્નામાં કહ્યું છે કે બાર અંગના જાણ પણ મરણ અવસરે વધારે ધ્યાન કરી શકતા નથી, તેથી એક ગાથાનું ધ્યાન પણ ભવ સમુદ્રથી તારનાર છે. માટે વીતરાગના ધર્મની હરકોઇ ગાથાનું ધ્યાન કરવું. સમાધિમાં રહેવાની ભાવના પણ જીવને તારનાર છે, માટે આ જાપ કરી મૂકવા બહુ શ્રેષ્ઠ છે.

૧૬૪ પ્રશ્ન:—સાધારણ દ્રવ્યથી ધર્મશાલા વિગેરે બાંધી છે, તે તથા સંઘ વિગેરે જમાડે તે શ્રાવક વાપરે તો કેમ ?

ઉત્તર:—ધર્મશાલા બાંધી છે, તે શ્રાવકને ઉતરવા સારૂ છે. તેમાં ઉતરવાને હરકત નથી, પણ પોત પોતાની શક્તિ પ્રમાણે સાધારણમાં કંઇ આપવું જોઇએ. શ્રાદ્ધવિધિમાં પાને ૧૧૦ મે છે. તેમાં સાફ કહ્યું છે કે, ઓછું ભાડું આપે તો પ્રગટ દોષ છે. કારણુ જે ધર્મશાલા કરાવી જનાર કંઇ દીર્ઘકાલ એક સ્થિતિવાલા રહેલા નથી, તો તે ધર્મશાલાની મરામત ચલાવવી વિગેરે ક્યાંથી કાઢવી ? માટે શ્રાવકો આપી જાય તો તે મકાન સારી સ્થિતિમાં રહે. વલી સ્વામિભક્તિ કરવા પૈસા મૂકી ગયા છે તેનું જમવાને કંઇ પણ હરકત નથી, પણ સ્વામિનો માલ તૃષ્ણાપણે ઇંદ્રિયોના વિષયને સારૂ અતિશય આકંઠ સુધી ખાવો નહિ. ફક્ત સ્વામિભાઇનું મન સાચવવા જમવા જવું છે. તેથી જમાડનારનાં બહુમાન કરતો યોગ્ય રીતે જે વસ્તુ હાજર હોય, તે નિર્વાહ રીતે વાપરે, તો કંઇ હરકત નથી. પણ તેના કારભારી થઇ તેમાંથી કંઇ વસ્તુ ઘેર લઇ જવી, વા પોતાના લાગતા વલગતાને આપી દેવી, વા હરકોઇ પ્રકારે પોતાના સંસારી કામમાં સાધારણની ચીજ વાપરવી વા, પૈસા બગાડવા તેથી તો શ્રાદ્ધવિધિમાં નુકશાન કહ્યું છે. માટે સાધારણ દ્રવ્ય પણ વિણસાડવું નહિ. સાધારણ દ્રવ્ય ઉપર આગલ કથા આવી ગઇ છે, તે આની સાથે જોડવી.

આ કથાઓ સાંભલી તુચ્છ શ્રદ્ધાવાલાને વ્યામોહ થશે કે આટલું દેવ-

દ્રવ્ય સાધારણ દ્રવ્ય, કે જ્ઞાન દ્રવ્ય ખાધું તેનાં આટલાં કર્મ બંધાય? તેને વિચાર કરવાનો કે દુનિયામાં કોઇ છોકરીના પૈસા ખાય છે તેની કેટલી નિંદા થાય છે? તેનું કારણ જે તેને આપવા યોગ્ય છે તે ન આપતાં તેનું ખાય તેમ આ દ્રવ્યમાં પોતાનું દ્રવ્ય વાપરવા યોગ્ય છે, તેને બદલે ખાય તો વધારે પાપ થાયજ. વાસ્તે જ્ઞાનીયે જ્ઞાનમાં વધારે પાપ જોયું તે બતાવ્યું.

**પ્રશ્ન**:—૧૬૫ પુદ્‌ગલ કેટલાં પ્રકારનાં કહ્યાં છે?

**ઉત્તરઃ**—પુદ્‌ગલ ત્રણ પ્રકારનાં કહ્યાં છે. જીવે જે ગ્રહણ કરેલાં છે તેમાં જીવ છે ત્યાં સુધી પ્રયોગશા કહીયે. તે શરીરમાંથી જીવ નીકલી ગયા પછી જે પુદ્‌ગલ રહ્યાં છે તે મિશ્રશા કહીયે. ત્રીજા વિશ્રશા તે સ્વાભાવિક પુદ્‌ગલના સ્કંધ થાય છે. જેમ કે આકાશમાં લીલા પીલા રંગ દેખાય છે, તે તથા અંધારાનાં પુદ્‌ગલ તથા વાદલાનાં પુદ્‌ગલ એ જીવે ગ્રહણ કર્યાં વિના થાય છે તે વિશ્રશા કહીયે. એ રીતે ત્રણ જાતનાં પુદ્‌ગલનો અધિકાર ભગવતીજીમાં પાને ૫૨૧ મે છે.

૧૬૬ **પ્રશ્ન**:—પરિહારવિશુદ્ધિ ચારિત્ર કેટલા પૂર્વ ભણેલા અંગીકાર કરે?

**ઉત્તરઃ**—નવ પૂર્વની ત્રીજી વસ્તુ સુધી ભણ્યા હોય, તેઓ પરિહાર વિશુદ્ધિ સંયમ આદરે, નવ જણ ગચ્છમાંથી નીકલે, તેમાં ચાર જણ છ માસ સુધી તપશ્ચર્યા કરે ને ચાર જણ તેમની વૈયાવચ્ચ કરે, ને એક ગુરૂ સ્થાપે. તપશ્ચર્યા કરનાર છ માસ સુધી કરી રહે, ત્યારે વૈયાવચ્ચવાલા છ મહિના સુધી તપશ્ચર્યા કરે પછી છ મહિના ગુરૂ તપશ્ચર્યા કરે ને બીજા આઠમાથી એકને ગુરૂ સ્થાપે, ને સાત જણ વૈયાવચ્ચ કરે. એવી રીતે અઢાર માસ સુધી તપશ્ચર્યા કરે. તેનું નામ પરિહારવિશુદ્ધિચારિત્ર કહ્યું છે. એ અધિકાર ભગવતી જીમાં પાને ૫૭૧ મેં છે.

૧૬૭ **પ્રશ્ન**:—સિદ્ધ મહારાજને ચારિત્રી કહીયે કે નહિં?

**ઉત્તરઃ**—સિદ્ધ મહારાજને વ્યવહાર રૂપ ચારિત્ર નથી, તેથી ભગવતીજીમાં પાને ૫૭૬ મે નોચારિત્રી નોઅચારિત્રી કહ્યા છે.

૧૬૮ **પ્રશ્ન**:—વિભંગ જ્ઞાનવાલાને દર્શન હોય કે નહિ?

**ઉત્તરઃ**—કર્મગ્રંથમાં તો ના કહી છે, પણ ભગવતીજીમાં પાને ૫૮૮ મે વિભંગજ્ઞાનવાલાને અવધિદર્શન કહ્યું છે. પન્નવણાજીમાં પણ અવધિદર્શન કહ્યું છે. હવે એ બે મતાંતર જણાય છે. તત્ત્વ કેવલીગમ્ય.

૧૬૯ **પ્રશ્ન**:—મુનિને અશુદ્ધમાન આહાર પાણી આપવાથી શું ફલ થાય?

**ઉત્તરઃ**—મુનિને મુખ્યપણે તો શુદ્ધમાન આહાર પાણી આપવાનાજ

ભાવ હોય, પણ કેટલાએક કારણે અશુદ્ધમાન પણ આપે. વલી ગુરૂ ઉપર રાગ છે તેથી કંઇ કંઇ ચિત્તમાં પણ આવી જાય. પણ મુનિને પ્રતિલાભવાના અતિશય ભાવ છે, તેથી અલ્પ દોષ ને ઘણી નિર્જરા ભગવતીજીમાં પાને ૬૧૦ મે કહી છે.

૧૭૦ **પ્રશ્ન:**—પ્રાયશ્ચિત્ત લેવાના ભાવ છે, ને એટલામાં કાલ કરે તો આરાધક કે કેમ ?

**ઉત્તર:**—ભગવતીજીમાં પાને ૬૧૫ મે મુનિ ગોચરી ગયા છે ને ત્યાં કંઈ દોષ લાગ્યો છે, તે ગુરૂ પાસે જઇ આલોવવાના ભાવ છે, ને વચમાં કાલ કરે તો તેને આરાધક કહ્યા છે.

૧૭૧ **પ્રશ્ન:**—મોટામાં મોટો દિવસ કેટલો હોય ? ને રાત્રી કેટલી હોય ?

**ઉત્તર:**—ભગવતીજીમાં પાને ૯૩૮ મે ઓછામાં ઓછો દિવસ બાર મુહૂર્ત્ત એટલે ચોવીશ ઘડી તથા ઓછામાં ઓછી રાત્રી પણ એજ પ્રમાણે, તેમ વધારેમાં વધારે દિવસ ૧૮ મુહૂર્ત્તનો એટલે છત્રીશ ઘડીનો તથા રાત્રી પણ વધારેમાં વધારે એટલી થાય.

૧૭૨ **પ્રશ્ન:**—શ્રાવકો પૌષધ લઇ ધર્મકથા કરે તે અધિકાર શી રીતે છે ?

**ઉત્તર:**—ભગવતીજીમાં પાને ૯૭૦ મે રૂષિભદ્રપુત્રનો અધિકાર છે. ત્યાં શ્રાવકો આસન લઇ બેઠા છે, ને રૂષિભદ્ર ધર્મ પ્રરૂપે છે. તેમાંથી શ્રાવકને શંકા થઇ છે તેથી ભગવંતને પૂછ્યું છે જે રૂષિભદ્ર આ પ્રમાણે પ્રરૂપે છે. ભગવંતે કહ્યું કે રૂષિભદ્ર પ્રરૂપે છે તે સત્ય છે. એ રીતે અધિકાર છે. તથા ઉપદેશમાલામાં ગાથા ૨૩૩ મી માં શ્રાવક બીજાને ધર્મોપદેશ કરે એમ કહ્યું છે.

૧૭૩ **પ્રશ્ન:**—ભવ્ય જીવ છે તે સર્વે સિદ્ધિ વરે, ત્યારે બધા અભવિ રહે કે કેમ ?

**ઉત્તર:**—જયંતી શ્રાવિકાએ ભગવતીજીમાં પ્રશ્ન પૂછ્યા છે તેમાં એ પ્રશ્ન છે તેનો જવાબ પાને ૯૯૧ મે છે કે, ગયો કાલ અનંતો ગયો તેનો છેડો નથી, તો પણ એક નિગોદને અનંતમે ભાગે સિદ્ધિ વર્યા છે. તેમજ આવતા કાલનો છેડો નથી. માટે બન્ને તુલ્ય છે. તેથી આવતે કાલે પણ બીજા એક નિગોદને અનંતે ભાગે સિદ્ધિ વરશે. તેથી કોઇ દિવસ ભવિ ખાલી થવાના નથી.

**પ્રશ્ન:**—૧૭૪ સમકિત સહિત કઈ નરક સુધી જાય ?

**ઉત્તર:**—સમકિત સહિત છઠી નરક સુધી જાય એને સાતમી નરકે સમકિત વમીને જાય. એ અધિકાર ભગવતીજીમાં પાને ૧૦૮૭ મે છે.

**પ્રશ્ન:**—૧૭૫-પુસ્તક તથા પ્રતિમાજી હોય ત્યાં હાસ્ય વિનોદ કરતાં આશાતના લાગે કે નહિ !

ઉત્તરઃ—જ્યાં જ્ઞાન અને જિનપ્રતિમાજી હોય ત્યાં આહાર, નિહાર, સ્ત્રી સાથે ભોગ તથા હાસ્યાદિક ક્રીડા કરવાથી આશાતના થાય છે. એ અધિકાર ભગવતીજીમાં પાને ૧૧૭૭ મેં છે. સુધર્મસભામાં થંભા છે, તેમાં પુસ્તક તથા પ્રભુની દાહાના ડાબડા છે તેથી ઇંદ્રાણી સાથે હાસ્યાદિ વિનોદ સુધર્મ ઇંદ્ર ત્યાં કરતા નથી, તેમ મનુષ્યે પણ કરવો નહિ.

૧૭૬ પ્રશ્નઃ—ક્ષયોપશમ ભાવનું સમકિત ને ઉપશમ ભાવના સમકિતમાં શું ફેર છે ?

ઉત્તરઃ—ક્ષયોપશમ ભાવનું સમકિત છે તેને સમકિતમોહની વિપાક ઉદયે છે, ને મિથ્યાત્વમોહની પ્રદેશ ઉદયે છે ને ઉપશમ સમકિતવાલાને મિથ્યાત્વ, મિશ્ર તથા સમકિતમોહની વિપાક ઉદય તથા પ્રદેશ ઉદયથી ટલી જાય છે. એ અધિકાર ભગવતીજીમાં પાને ૧૧૮૩ મે છે.

૧૭૭ પ્રશ્નઃ—શ્રાવક ઉઘાડે મુખે બોલે તો ઉચિત છે કે નહિ ?

ઉત્તરઃ—શ્રાવકે અવશ્ય મુખે વસ્ત્ર અથવા હાથ અથવા મુહપત્તિ રાખીને બોલવું. ઉઘાડે મુખે બોલવું નહિ જોઇએ. એ સંબંધી ભગવતીજીમાં ગૌતમસ્વામી મહારાજે પ્રશ્ન પૂછયું છે જે ઇંદ્ર સાવદ્ય ભાષા બોલે છે, કે નિરવદ્ય ભાષા બોલે છે ? તેનો ઉત્તર ભગવંતે કહ્યો છે જે, ઇંદ્ર જે વખત મુખે વસ્ત્ર અથવા હાથ રાખીને બોલે છે, તે વખત નિરવદ્ય ભાષા બોલે છે. ને જે વખત ઉઘાડે મુખે બોલે છે, તે વખત સાવદ્ય ભાષા બોલે છે. એવી રીતે પાને ૧૩૦૨ મે અધિકાર છે.

૧૭૮ પ્રશ્નઃ—પૂર્વનું જ્ઞાન ક્યાં સુધી રહ્યું ?

ઉત્તરઃ—પૂર્વનું જ્ઞાન ભગવાનના નિર્વાણ પછી એક હજાર વર્ષ સુધી રહ્યું. એ અધિકાર ભગવતીજીમાં પાને ૧૫૦૩ મે છે.

૧૭૯ પ્રશ્ન—પ્રભુનું શાસન ક્યાં સુધી રહેશે ?

ઉત્તરઃ—એકવીશ હજાર વર્ષ સુધી રહેશે. એ અધિકાર ભગવતીજીમાં પાને ૧૫૦૪ મે છે.

૧૮૦ પ્રશ્નઃ—વિદ્યાચારણ જંઘાચારણ મુનિ નંદીશ્વર દ્વીપે જિનપ્રતિમાને વાંદવા જાય એ અધિકાર શેમાં છે ?

ઉત્તરઃ—ભગવતીજીમાં પાને ૧૫૦૬ મે છે.

૧૮૧ પ્રશ્નઃ—શ્રાવક, શ્રાવકને તથા શ્રાવિકાને વ્રત ઉચ્ચરાવે કે કેમ ?

ઉત્તરઃ—શ્રાવક, શ્રાવક શ્રાવિકાને વ્રત ઉચ્ચરાવે છે. જ્ઞાતાજીમાં છાપેલી પ્રતમે પાને ૧૦૧૬ માં જીતશત્રુ રાજાએ સુબુદ્ધિ પ્રધાન પાસે ધર્મ સાંભલીને

પ્રતિબોધ પામી શ્રાવકનાં બાર વ્રત સુબુદ્ધિ પ્રધાન પાસે લીધાં છે. વલી પચ્ચખ્ખાણના કરાવનાર જાણ અજાણના ચાર ભાંગા કહ્યા છે. તે આ પ્રમાણે—કરાવનાર જાણ ને કરનાર જાણ એ પચ્ચખ્ખાણ શુદ્ધ. કરાવનાર જાણ ને કરનાર અજાણ પણ કરાવનાર જાણે છે તેથી વ્રતની વિધિ બતાવે, વાસ્તે એ પણ શુદ્ધ છે. કરાવનાર અજાણ ને કરનાર જાણ, તે પણ શુદ્ધ કહ્યા છે. પણ ત્યાં દર્શાવ્યું છે જે તથાવિધ ગુરૂને અભાવે પિતા, દાદા, મામા, ભાઇ. વા કોઇની પણ સાક્ષી રાખીએ. તેઓ અજાણ છે, પણ પોતે જાણે છે તેથી શુદ્ધ છે. ચોથો ભાંગો કરાવનાર અજાણ ને કરનાર પણ અજાણ એ અશુદ્ધ પચ્ચખ્ખાણ કહ્યું છે. આવી રીતે પ્રવચનસારોદ્ધારની ટીકામાં ૨૯ મે પાને કહ્યું છે. એ ઉપરથી ત્રીજા ભાંગાથી સિદ્ધ થાય છે જે પિતા વિગેરે અજાણ છે, તેમની સમક્ષ પચ્ચખ્ખાણ લેવું, તો જાણકાર શ્રાવક પાસે લેવું એ તો વધારે યોગ્ય છે. આવી ચૌભંગી યોગશાસ્ત્રમાં તથા પંચાશકમાં પણ છે. વાસ્તે મુનિ મહારાજના અભાવે શ્રાવક પાસે પચ્ચખ્ખાણ લેવું યોગ્ય છે.

૧૮૨ પ્રશ્ન:—શ્રાવકને ફાસુક પાણી પીવાથી શું ફાયદો છે? કારણ જે આરંભ તો કરવો કરાવવો રહ્યો છે, તો સચિત્તનુ સચિત્ત કરીને પીવું તેથી શું ફલ ?

ઉત્તર:—શ્રાવકને સચિત્ત વસ્તુની મૂર્ચ્છા ઉતરી એ મોટો લાભ છે. કર્મબંધન છે તે ઇચ્છાએ કરીને છે, તે સચિત્ત વસ્તુની ઇચ્છા બંધ થઇ ગઇ. એ મોટો લાભ છે. વલી સચિત્ત જલ જગત્‌માં છે તે બધા ઉપર ચિત્ત મોકલું છે, તે ફાસુક જલ પીનારને બંધ થઇ જાય છે. ફાસુક પાણી જ્યાં જાય, ત્યાં મલતું નથી. તો તે પરિષહ પણ વખતે ખમવો પડે છે. વલી સચિત્ત જલમાં સમયે સમયે જીવ ઉપજે છે ને વિણસે છે તેનો પણ આરંભ ટળી જાય છે. તેથી શ્રાવકને સચિત્તનો ત્યાગ થાય છે. તેના અતિચાર પણ કહ્યા છે. વલી મહંત શ્રાવક આનંદજી પ્રમુખે સચિત્તનો ત્યાગ કર્યો છે ને આરંભ મોકલો છે. આ સચિત્ત ત્યાગ ૭ મી પડિમામાં કર્યો છે અને આરંભનો ત્યાગ ૮ મી પડિમામાં છે. એ અધિકાર ઉપાસકદશાંગની છાપેલી પ્રતમાં પાને ૯૯ મે છે. વલી આઠમી પડિમામાં પોતાને આરંભ કરવાનો ત્યાગ છે, પણ કરાવવાનો ત્યાગ નથી. આરંભ કરાવવાનો નવમી પડિમામાં ત્યાગ છે. વાસ્તે આરંભ મોકલો છે તો પણ આનંદાદિક શ્રાવકે સચિત્તનો ત્યાગ કર્યો તેમ જ હાલના શ્રાવકને પણ કરવા યોગ્ય છ.

૧૮૩ પ્રશ્ન:—શ્રાવક દેરાસરમાં જાય, ત્યાં સારી આંગી રચેલી હોય તથા ગાયન થતું હોય તો ત્યાં તેણે શું ભાવવું ?

ઉત્તર:—જે જે પુરૂષોએ આંગીના કામમાં પૈસા ખરચ્યા છે તે તે પુરૂ-

ષોની અનુમોદના કરવી જે ધન્ય છે ! સંસારના કામમાં પૈસા વાપરવા બંધ કરી પ્રભુ ભક્તિમાં પૈસા વાપરે છે ! મારૂં ચિત્ત ક્યારે એવું થશે જે હું એવી પ્રભુભક્તિ કરીશ. વલી આંગીના બનાવનાર પુરૂષની અનુમોદના કરે જે પોતાનું કામ છોડી આંગી કરવામાં પોતાનો કાલ ગુમાવે છે. મહારા ભાવ એવા ક્યારે થશે ? વલી ગાયન થતું હોય તો જે જે પ્રભુના ગુણ ગાય છે તેમાં લીન થવું, પણ ગાયનના વિષયમાં લીન થવું નહિ. વલી દૃષ્ટિ પણ પ્રભુ સામી સ્થાપવી, પણ ગાનારના સામી સ્થાપવી નહિ. કારણકે પ્રભુ શિવાયની ત્રણ દિશા જોવાનું દશત્રિકમાં વર્જવું કહ્યું છે. માટે પ્રભુ સામી દૃષ્ટિ સ્થાપવી. વલી રાગ સારો ગાય છે તેને સારૂ ભાવવું જે મને એવું ગાતાં આવડતું હોત તો પ્રભુના ગુણ ગાયનમાં હું પણ ગાત. એમ ભાવવું પણ રાગમાં લીન ન થવું. બાલ જીવને તો પ્રભુનું જે જે પ્રશંસે છે તે તે પરંપરાયે ગુણદાયક છે, પણ વિવેકીને તો પ્રભુના ગુણ ગાવા તેજ ગુણકારી છે. યશવિજય મહારાજે સવાસો ગાથાના સ્તવનમાં કહ્યું છે જે ' જિનપૂજામાં શુભ ભાવથી, વિષય આરંભતણો ભય નથી " માટે જિનમંદિરમાં જઈ વિષયની દૃષ્ટિ ન રાખવી તેજ ગુણકારી છે. જિનમંદિરમાં પરભાવ છોડવા સારૂં જવું છે, ને ત્યાં વિષયની દૃષ્ટિ થાય ત્યારે વિષય ક્યાં છૂટે ? માટે પુદ્ગલિક પદાર્થમાં દૃષ્ટિ ન રાખતાં પ્રભુના ગુણ સંભારી પ્રભુની આજ્ઞા સંભારી શુભ ભાવની વૃદ્ધિ કરવી ને પુદ્ગલ રાગ ઘટાડવો તેજ ધર્મ છે.

૧૮૪ **પ્રશ્નઃ**—પાછલે ભવે આયુષ્ય બાંધ્યું હોય, તેજ પ્રમાણે પુરૂં થાય કે કોઇ રીતે તૂટે ?

**ઉત્તરઃ**—શાસ્ત્રમાં આયુષ્ય બે પ્રકારનાં કહ્યાં છે. એક ઉપક્રમી અને બીજું નિરૂપક્રમી. હવે ઉપક્રમી આયુષ્ય છે તેને ઉપક્રમ જે વિષ, શસ્ત્ર પ્રમુખ લાગવાથી આયુષ્ય ઓછું થાય છે. જેમ કે અકાલ મૃત્યુ કહેવાય છે. એ ઉપક્રમી આયુષ્યવાલાએ જે આયુષ્ય બાંધેલું છે, તે શિથિલ છે. તેથી તેને ઉપક્રમ લાગે છે. એ અધિકાર તત્ત્વાર્થમાં બીજો અધ્યાય પૂરો થતાં પાને ૧૦૫ મેથી ચાલે છે. તે બીજો અધ્યાય પૂરો થતાં સુધી છે. વલી વિશેષાવશ્યકમાં પણ અધિકાર છે. તથા આચારાંગજીની શિલાંગાચાર્ય કૃત ટીકા છાપેલીમા પાને ૧૧૧ મે છે. બાકી પણ ઘણી જગ્યાએ છે. માટે ઉપક્રમની સારી રીતે સંભાલ રાખવી. કારણે જે પ્રાયઃ આ કાલમાં ઘણા માણસનાં ઉપક્રમી આયુષ્ય હોય. વાસ્તે ઉપક્રમ લાગ્યું હોય તો તે ટાલવાનો ઉદ્યમ કરવો. તે સારૂ મુનિ મહારાજ પણ ઔષધાદિક કરે છે. પણ આખો ભવ વ્રત પાલવાં ને છેલ્લી વખત વ્રતમાં દૂષણ લાગે વા ભાગે એવી દવા વાપરવી તે ઠીક નહિ. જેમ

અને તેમ વ્રત રાખવાં ને રાગના વિકલ્પ ન કરવા. રાગના વિકલ્પ ન કરવાથી રાગ જલદી દૂર થાય છે, વાસ્તે પોતાનો આત્મધર્મ ન બગડે એમ ઉદ્યમ કરવો.

ઇહાં કોઇને શંકા થશે જે હરેક વ્રતમાં ચાર આગાર છે, તેમાં સવ્વસમાહિવત્તિયાગારેણું આ આગાર છે વાસ્તે કદાપિ અયોગ્ય વસ્તુ ત્યાગ કરેલી વાપરે તેથી શું વ્રત ભંગ થાય છે? એ વિષે જાણવું જે આગાર રાખ્યા છે પણ તે વિષે શાસ્ત્રમાં કહેલું છે જે દૃઢ પ્રતિજ્ઞાવાન આગાર સેવતા નથી, પણ જેનું મન ઢીલું છે એટલે રોગાદિક સહન થતા નથી, પરિણામ બગડી જાય છે એવું લાગે તો વ્રત ઉપર પરિણામ રાખવાને પ્રાયશ્ચિત લેવાની ભાવના સહિત વાપરવું. તે આગારવાલી વસ્તુ સેવ્યાનું પણ પ્રાયશ્ચિત કહ્યું છે. તો એ અપવાદ માર્ગ છે, પણ જે આગાર નથી સેવતા ને શુદ્ધ સ્વરૂપ ઉપર નજર રાખે છે તેની અપેક્ષાએ તો એ ઉતરતો છે. વલી કેટલાએક જીવ પૈસાના લોભથી એટલે નિર્દોષ દવાનું ખરચ વધારે લાગે છે તેના કૃપણપણાથી દૂષિત દવાઓ વાપરે છે એ તો બહુજ દૂષણ છે. એવા માણસો પૈસાની કસરથી અભક્ષ દવાઓ વાપરે છે ને પાછું શુભ ખાતે દ્રવ્ય વાપરે છે, તે કરતાં શુભ ખાતે કમી વાપરી ભક્ષ દવામાં પૈસા વાપરે તો એ વધારે ઉત્તમ નીતિ છે. વાસ્તે વ્રત રહે એમ કરવું એજ કલ્યાણકારી છે. તેમ જેના પરિણામ બગડતા હોય તેમને આગાર સેવવાની મના કરવી તે પણ યોગ્ય નથી.

**૧૮૫ પ્રશ્નઃ**—સાધુજી ગામમાં પ્રવેશ કરે તો તેમને વાજતે ગાજતે સામૈયું કરી તેડી લાવવાનું શાસ્ત્રમાં કહ્યું છે?

**ઉત્તરઃ**—શ્રાદ્ધવિધિમાં પાને ૨૯૮ મે એવો અધિકાર છે કે, શ્રી ધર્મઘોષસૂરિના નગર પ્રવેશના ઓચ્છવમાં બહોંતેર હજાર ટકા શ્રાવકે ખરચ કર્યા છે. વલી વ્યવહાર સૂત્રની ભાષ્યમાં પાને ૧૮૨ મે છે તેનું ત્યાં પ્રમાણ આપ્યું છે જે પ્રતિમાધર મુનિ પ્રતિમા પૂરી થાય ત્યારે નગર બહાર રહી ગુરૂને ખબર આપે કે હું આવ્યો છું. પછી ગુરૂ, રાજા પ્રમુખ જે શ્રાવક હોય તેને જણાવે. પછી શ્રાવક બડા આડંબરથી પ્રવેશ કરાવે તેથી શાસનની પ્રભાવના થાય. ઘણા જીવ ધર્મના રાગી થાય. એ વિગેરે ઘણો દર્શાવ શ્રાદ્ધવિધિમાં છે. માટે બડા આડંબરથી ગુરૂ મહારાજને નગર પ્રવેશ કરાવવો.

**૧૮૬ પ્રશ્નઃ**—ચોમાસામાં ખાંડ વિગેરેનો ત્યાગ કરવાનું કયા શાસ્ત્રમાં છે?

**ઉત્તરઃ**—શ્રાદ્ધવિધિમાં પાને ૨૫૪ મે ચોમાસામાં ખાંડ, ખજૂર, દ્રાક્ષ, મેવા, સૂકવણી શાક, ભાજી વિગેરે અભક્ષ કહ્યાં છે ત્યાં જોશો તો જણાશે. કારણ જે ચોમાસામાં એ ચીજોમાં ત્રસ જીવની ઉત્પત્તિ થાય છે માટે ત્યાગ કરવી જોઇએ.

૧૮૭ પ્રશ્નઃ—ગુરૂદ્રવ્ય કોને કહીએ ?

ઉત્તરઃ—શ્રાદ્ધવિધિમાં પાને ૧૦૦ મે ટબાવાળી પ્રતમાં વસ્ત્ર, પાત્ર, પ્રમુખ ઉપગરણને ગુરૂદ્રવ્ય કહ્યું છે.

૧૮૮ પ્રશ્નઃ—જિનબિંબની પ્રતિષ્ઠામાં તથા દીક્ષામાં મુહૂર્ત્ત શી રીતે જોવાનાં છે ?

ઉત્તરઃ—મેં લગ્નશુદ્ધિ વિગેરે જૈનના મુહૂર્ત્તના ગ્રંથો જોયા છે, તેમાંથી સામાન્ય રીતે આ નીચે જણાવ્યું છે. વિશેષ તો તે શાસ્ત્ર જોવાથી જણાશે.

પ્રથમ માસ જોવા. તે માર્ગશીર્ષ, માઘ, ફાગણ, વૈશાખ, જ્યેષ્ઠ, આષાઢ એ માસમાં પ્રતિષ્ઠા કરવી લગ્નશુદ્ધિમાં કહી છે. તથા જ્યોતિર્વિદાભરણ નામનો કાલીદાસ પંડિતે જ્યોતિષનો ગ્રંથ કર્યો છે, તેમાં જૈનપ્રતિષ્ઠાની સંક્રાંતિ કહી છે, તે વૃશ્ચિક, મકર, કુંભ, મેષ, વૃષભ, મિથુન, એ ૭ સંક્રાંતિઓ કહી છે. એ ગ્રંથની ટીકા જૈનાચાર્યની કરેલી છે. વલી પ્રતિષ્ઠાની વિધિના ટીપણામાં શ્રવણ માસ પણ લખેલો છે અને શ્રાવણ માસમાં પ્રતિષ્ઠા થયેલી પણ દેરાસરમાં જોવામાં આવે છે. તત્ત્વ કેવલીગમ્ય. આપણા સિદ્ધાંતમા પૂનમીઆ માસ કહ્યા છે તેથી મુહૂર્ત્તમાં પણ તેજ માફક માસ લેવા.

તિથિયો સામાન્ય રીતે શુક્લ પક્ષની શુદિ ૧૦ થી તે કૃષ્ણપક્ષની વદિ ૫ સુધી ઉત્તમ કહી છે. તથા તિથિયો પ્રત્યેક પણ કહી છે તે ૧–૨–૫–૧૦–૧૩-૧૫ એ શુક્લપક્ષની અને કૃષ્ણપક્ષની ૧–૨–૫ સુંદર કહી છે.

વાર સોમ, બુધ, ગુરૂ, શુક્ર એ સુંદર કહ્યા છે. તથાપિ એ શિવાયની તિથિ તથા વાર સિદ્ધિયોગે યુક્ત હોય તો લગ્નશુદ્ધિમાં સુખના આપનાર કહ્યા છે.

વલી આરંભસિદ્ધિની મોટી ટીકામાં એક મંગલવાર વર્જી સર્વે વાર પ્રતિષ્ઠામાં લીધા છે. માટે બલવાન્ યોગ હોય તો તિથિ વારનો નિયમ નહિ.

પ્રતિષ્ઠામાં મઘા, મૃગશીર્ષ, હસ્ત, ઉત્તરફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપ॰, અનુરાધા રેવતી, શ્રવણ, મૂલ, પુષ્ય, પુનર્વસુ, રોહિણી સ્વાતિ, ધનિષ્ઠા એ નક્ષત્ર લેવાં.

કુંભસ્થાપનમાં રવિ નક્ષત્રથી પ્રથમનાં પાંચ નક્ષત્ર મૂકીને પછીનાં આઠ નક્ષત્ર તથા પછીનાં આઠ વર્જી તે પછીનાં ૭ નક્ષત્ર એ ચૌદ નક્ષત્ર કુંભચક્રનાં છે. મુહૂર્ત્ત કુંભસ્થાપનનું કરવું. પહેલાં પાંચ તથા આઠ પછીનાં આઠ વર્જવાં.

ઉપર પ્રતિષ્ઠા નક્ષત્ર કહ્યાં, તેમાંનું નક્ષત્ર પ્રતિષ્ઠા કરાવનારના જન્મ નક્ષત્રથી ૧૦–૧૬–૧૭–૧૮–૨૩–૨૫ હોય તો વર્જવું.

આડલ યોગ તે રવિ નક્ષત્રથી ૨–૭–૯–૧૬–૨૧–૨૩–૨૮ એ નક્ષત્ર હોય તો આડલ યોગ થાય, તે પરદેશ જતાં વર્જે છે ને બીજા કામમાં પણ વર્જાય તો સારાં.

## વાર તિથિ નક્ષત્રથી કુયોગ વર્જવા.

| | રવી. | સોમ. | મંગલ. | બુધ. | ગુરૂ | શુક્ર. | શનિ. | કુયોગ |
|---|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | કુલિકયોગ વ. |
| ,, | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ઉપકુલિક વ. |
| ,, | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | કંટક યોગ વ. |
| ,, | ૪ | ૭ | ૨ | ૫ | ૮ | ૩ | ૬ | અર્ધપ્રહર વર્જવો |
| ,, | ૮ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ | કાલવેલા વ. |
| ,, | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | કર્કયોગ વર્જવો. |
| નક્ષત્ર | મઘા. | વિશાખા | આર્દ્રા | મૂલ. | કૃતિકા. | રોહિ. | હસ્ત | યમઘંટ વર્જવો. |
| ,, | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી | રોહીણી. | પુષ્ય. | ઉ. ફા. | ઉત્પાતયોગ વ. |
| ,, | અનુરાધા | ઉ૦ ષા | શતભિષા. | અશ્વિની. | મૃગ. | અશ્લે. | હસ્ત | મૃત્યુયોગ વ. |
| ,, | જ્યેષ્ટા | અભિજિત | પૂ૦ ભા૦ | ભરણી. | આદ્રા. | મઘા | ચિત્રા | કાણયોગ વ. |
| તિથિ | ૭ | ૭ | ૦ | ૧–૩ | ૬ | ૩ | ૦ | સંવૃતયોગ વ. |
| ,, | ભ | ચિ૦ | ઉ૦ ષા૦ | ધનિષ્ટા | ઉ. ફા. | પુષ્ય. | રેવતી | વારનાં જન્મનક્ષત્ર વર્જવાં.) |
| ,, | જે૦ મઘા. | પૂર્વાષાઢા | શત. | પૂ. ભા. | રો. મૃ. | રો. મૃ. | ઉ. ફા. | |
| | વિષા૦ | વિશાખા | આર્દ્રા. | મૂ. આ. | આર્દ્રા. | અશ્લે. | હ. ચિ | કુયોગ વર્જવા |
| | અનુ૦ | ઉ૦ ષા૦ | ધનિષ્ટા | ભરણી. | શત. | પૂ. ષ. | પૂ. ષા. ઉ. ષા. | |
| તિથિ | ૫ હ | ૬ મૃ. | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | |
| નક્ષત્ર | | | અશ્વિની. | અનુરાધા | પુષ્ય | રેવતિ. | રોહિ. | મહામૃત્યુયોગ |

કુલિકયોગ થાય છે તે ચાર ઘડી થાય છે. તે પડવાને દિવસે પહેલે ચોઘડીએ, બીજે ચોઘડીએ એમ સાતમને દિવસે સાતમે ચોઘડીએ થાય છે. તેમ ઉપકુલિક, કંટક, અર્ધપ્રહર, કાલવેલા એવા ૨ કોઠામાં તિથિ છે. તે જે તિથિ હોય તેટલાનું ચોઘડીયું એ યોગ રહે છે. તે વખત શિવાયનો વખત સારો.

### આનંદાદિકમાં કુયોગ કહ્યા છે, તે વર્જવા.

| રવી. | સોમ. | મંગલ. | બુધ. | ગુરુ. | શુક્ર. | શનિ. | |
|---|---|---|---|---|---|---|---|
| ભ. | આર્દ્રા. | મઘા. | ચિત્રા. | જ્યેષ્ઠા, | અભિ. | પુ. ભા. | કાલદંડ. |
| આર્દ્રા | મઘા. | ચિ. | જ્યેષ્ઠા. | અભિ. | પુ. ભા. | ભરણી. | ધ્વાંક્ષ. |
| અશ્લે. | હસ્ત. | અનુ. | ઉ. ષા. | શત. | અશ્વિ. | મૃગ. | વજ્ર. |
| મઘા. | ચિ. | જ્યે. | અભિ. | પુ. ભા. | ભર. | આર્દ્રા. | મુદ્ગર. |
| ચિ. | જ્યે. | અભિ. | પુ. ભા. | ભર. | આર્દ્રા. | મઘા. | કંપ. |
| સ્વા. | મૂલ. | શ્રવણ. | ઉ. ભા. | કૃત્તિ. | પુનર્વ. | પુ. ફા. | લુંપક. |
| વિ. | પુ. ષા. | ધની. | રેવ. | રોહ. | પુષ્ય. | ઉ. ફા. | પ્રવાસ. |
| અનુ. | ઉ. ષા. | શત. | અશ્વિ. | મૃગ. | અશ્લે. | હસ્ત. | મરણ. |
| જ્યે. | અભી. | પુ. ભા. | ભર. | આર્દ્રા. | મઘા. | ચિત્રા. | વ્યાધ. |
| પૂ. ષા. | ધની. | રેવ. | રોહિ. | પુષ્ય. | ઉ. ફા. | વિશા. | શૂલ. |
| અભી. | પૂ. ભા. | ભ. | આર્દ્રા | મઘા. | ચિત્રા. | જ્યેષ્ઠા. | મૂશલ. |
| શત. | અશ્વી. | મૃગ. | અશ્લે. | હસ્ત. | અનુ. | ઉ. ષા. | ક્ષય. |
| પુ. ભા. | ભર. | આર્દ્રા. | મઘા. | ચિત્રા. | જ્યેષ્ઠા. | અભિ. | ક્ષિપ્ર. |

યમલ યોગ વર્જવો તે ગુરૂવાર, મંગલવાર, શનિવાર એમાંનો વાર તિથિ ૨–૭–૧૨ એમાંની તિથિ, મૃગ, વિશાખા, ધનિષ્ટા એમાંનું નક્ષત્ર એ ત્રણને યોગે વર્જવું.

ત્રિપુષ્કર યોગ તે ૨–૭–૧૨ તિથિ, ગુરૂ, મંગલ, શનિ એમાંનો વાર ને કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલગુની, વિશાખા, ઉત્તરાષાઢા, પૂર્વાભાદ્રપદ, એમાંનું નક્ષત્ર એ ત્રણે યોગે થાય તે વર્જવું.

ગુરૂ શુક્રના અસ્તમાં પ્રતિષ્ઠા, ઉજમણું કરવાનો નિષેધ કર્યો છે તથા દીક્ષા શુક્રના અસ્તમાં આપવી સંભવે છે. કેમકે, લગ્નશુદ્ધિમાં શુક્ર નિર્બલ લેવો કહ્યો છે તો અનિર્બલ છે. તથા પ્રતિષ્ઠાદિકમાં ગુરૂ, શુક્ર બાલ હોય, બુઢો હોય તે દિવસ પણ વર્જવા.

પૃષ્ઠ ૨૭૫ ગુરૂ તથા શુક્ર બાલ તથા વૃદ્ધિના દિવસ લગ્નશુદ્ધિ પ્રમાણે લખ્યા છે, પણ આરંભસિદ્ધિમાં ગુરૂ આશ્રિત બાલ તથા વૃદ્ધ બન્નેના પંદર દિવસ ત્યાગ કરવા લખ્યા છે, તથા અન્યદર્શનમાં ગુરૂ તથા શુક્રના સરખા દિવસ કહ્યા છે ૧૦–૭–૩ દિવસ એ રીતે મુહૂર્ત્તસિંધુમાં કહ્યું છે.

ગુરૂ શુક્રનો ઉદય થાય તો દશ દિવસ બાલ જાણવો.

ગુરૂ શુક્રનો પૂર્વ દિશાએ અસ્ત થાય તો તે પહેલા પંદર દિવસ વૃદ્ધ જાણવો અને પશ્ચિમ દિશાએ અસ્ત થાય તો તે પહેલા પાંચ દિવસ વૃદ્ધ જાણવો. એ દિવસોમાં મુહૂર્ત્ત આપવું નહિ.

શુક્ર દેરાસરમાં પેસતાં જે દિશાએ ઉદય હોય, તે સન્મુખ આવે તથા જમણો અવશ્ય વર્જવો, પણ કદાપિ અંધ શુક્ર હોય તો હરકત નહિ. એમ આરંભસિદ્ધિની નાની ટીકામાં કહ્યું છે. બીજા બે પ્રકારના શુક્ર પણ તજાય તો તજવા કહ્યા છે. સંક્રાંતિએ વર્ત્તતો જે સંક્રાંતિ હોય તે સંક્રાંતિમાં જુઓ ને સન્મુખ આવે તો વર્જો.

નક્ષત્રે વર્ત્તતો તે કૃતિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા એ નક્ષત્રને દિવસે પૂર્વે શુક્ર હોય. મઘા, પૂર્વાફાલગુની, ઉત્તરાફાલગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા એ નક્ષત્રે દક્ષિણ દિશાએ હોય. અનુરાધા, જ્યેષ્ટા, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજીત. શ્રવણ એ નક્ષત્રે પશ્ચિમ દિશાએ હોય. ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્ર, રેવતી, અશ્વિની, ભરણી એ નક્ષત્રને દિવસે ઉત્તર દિશાએ શુક્ર હોય. મુહૂર્ત્ત નક્ષત્ર જે હોય તે જોતાં સન્મુખ શુક્ર આવે તે વર્જવો.

રવિ નક્ષત્ર ચાલતું હોય, તેથી સાતમું નક્ષત્ર હોય તે ભસ્મયોગ કહેવાય છે. માટે તે નક્ષત્ર ન લેવું. રજે કરી આકાશ ન દેખાતું હોય તો તે દિવસે

મુહુર્ત્ત કરવું નહિ. સંક્રાંતિ બેસે તેનો આગલો દિવસ તથા પાછલો દિવસ તથા તે દિવસ વર્જવો.

વાદલ ગાજવાથી વીજલીના કડાકા થાય, આકાશમાં ધનુષ ખેંચે, સૂર્ય ચંદ્રની પાછલ કુંડાલું થાય ને રક્ત વર્ણ આકાશ થાય તે દિવસ વા, અકાલે વૃષ્ટિ થાય તે સર્વ દિવસ વર્જવા.

ગ્રહણ થયા પછી સાત દિવસ તથા પહેલા સાત દિવસ ગ્રહણદગ્ધતિથિ કહિએ, તેમાં પણ મુહૂર્ત્ત કરીએ નહિ. પણ આખો ઘેરાયો હોય તો અથવા અરધો ઘેરાયો હોય તો ત્રણ દિવસ ગોચરશુદ્ધિ જોવી તે નીચે પ્રમાણે.

જે રાશિએ ગુરૂ હોય તે પ્રતિષ્ઠા કરાવનારની જન્મરાશિથી ૨–૫–૭–૯–૧૧ મો હોય તો શ્રેષ્ઠ જાણવો.

ચંદ્રમા જે રાશિનો હોય તે જન્મરાશિથી ૧–૩–૬ ૭–૧૦–૧૧ ૨–૫–૯ મો હોય તો તે સારો જાણવો. પ્રભુની રાશિથી પ્રભુનો પણ જોવો.

જે રાશિનો રવિ હોય તે જન્મરાશિથી ૩–૬–૧૦–૧૧ મો હોય તો સારો જાણવો.

આ મુજબ પ્રતિષ્ઠા કરાવનારને ગુરૂ, ચંદ્ર, રવિ ત્રણે જોવા. પ્રતિમાજી મહારાજાને ચંદ્રબલ જોવું, પણ જો કૃષ્ણ પક્ષ હોય તો તારાબલ જોવું તે નીચે મુજબ.

જન્મનક્ષત્રથી ગણવું, તે જન્મનક્ષત્ર અશ્વિની છે તો દશમું નક્ષત્ર મઘા આવ્યું એમ ગણવું.

| તારા. | નક્ષત્ર. | નક્ષત્ર. | નક્ષત્ર. | સારી નબલી તારા. |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧૦ | ૧૯ | શુભ તારા નક્ષત્રમાં મુહૂર્ત્ત આપવું. |
| ૨ | ૨ | ૧૧ | ૨૦ | શુભ. |
| ૩ | ૩ | ૧૨ | ૨૧ | અશુભ. |
| ૪ | ૪ | ૧૩ | ૨૨ | શુભ. |
| ૫ | ૫ | ૧૪ | ૨૩ | અશુભ. |
| ૬ | ૬ | ૧૫ | ૨૪ | શુભ. |
| ૭ | ૭ | ૧૬ | ૨૫ | અશુભ. |
| ૮ | ૮ | ૧૭ | ૨૬ | શુભ. |
| ૯ | ૯ | ૧૮ | ૨૭ | શુભ તારા કહી તે નક્ષત્રમાં મુહુર્ત્ત કરવું. |

એટલે જન્મ નક્ષત્રથી ૧–૧૦–૧૯ મું નક્ષત્ર હોય તો ૧ તારા એમજ ૨–૩ પ્રમુખ જાણવી.

હવે જન્મ જેનું નક્ષત્ર ન હોય તો તેનું જે નામ હોય તે ઉપરથી અક્ષરો અવકહડા ચક્રથી જોઇને નક્ષત્ર કાહવું તે નીચે પ્રમાણે.

ચ. ચે. ચૈ. ચો. ચૌ. અશ્વિની. લી. લુ. લે. લો. લૌ. લૈ. ભરણી. અ.

ઇ. ઊ. એ ઐ. કૃતિકા. ઓ. વા. વી. વુ. રોહિણી. વે. વો. કા. કી, મૃગશીર્ષ. કુ. ઘ. ડ. છ. આર્દ્રા. કે. કો. હ. હી પુનર્વસુ. હુ. હે. હો. હા. પુષ્ય. કે. ડી. ડુ. ડો. અશ્લેષા. મ. મી. મુ. મે. મઘા મા ટ. ટી. ટું. પૂર્વાફાલ્ગુની. પુ. ષ. ણ. ઠ. હસ્ત. પે. પો. ર. રી. ચિત્રા. રૂ. રે. રો. તા. સ્વાતિ. તી. તુ. તે. તો. વિશાખા. ન. ની. નુ. ને. અનુરાધા. નો. ય. યી. યું. જ્યેષ્ઠા. યે. યો. ભ. ભી. મૂલ. ભુ. ધ. ફ. ઢ. પૂર્વાષાઢા. ભે. ભો. જ. જી. ઉત્તરાષાઢા. જુ. જે. જો. ખા. અભિજીત. ખી. ખુ. ખે. ખો. શ્રવણ. ગ. ગી. ગુ. ગે. ધનિષ્ઠા. ગો. સ. સી. સુ. શતભિષા. સે. સો. દ દી. પૂર્વાભાદ્રપદ. દે. દો દી. રેવતી. દુ. શ. ઙ. થ. ઉત્તરાભાદ્રપદ. આ પ્રમાણે નામના અક્ષર હોય તે ઉપરથી આમાં જોઇ નક્ષત્ર કાઢવું.

મુહૂર્તને દિવસે વિષ્ટિ હોય તેનું જોવું. તે સંક્રાંતિમાં જોવું. તેમાં સ્વર્ગે ભદ્રા હોય તો, જે કામ કરે તે સિદ્ધ થાય. તથા પાતાલભદ્રામાં કામ કરે તો કાર્યની સિદ્ધિ થાય. પણ મનુષ્ય લોકની ભદ્રામાં કામ કરવું નહિ, કરે તો હાનિ થાય યોગિની જોવી તે સન્મુખ અવશ્ય વર્જવી. જમણી પણ બને તો વર્જવી, ને પૂઠની તથા ડાબી લેવી.

કાલ તથા પાસ સન્મુખ વર્જવો. તે તિથિઓમાં બતાવ્યો છે ત્યાં જુઓ. એ વાસ્તુકશાસ્ત્રમાં જોવું કહ્યું છે. વિશેષ જૈનમાં જોવું કહ્યું નથી. એમ પ્રતિષ્ઠા ટીપણામાં કહ્યું છે.

ઘાતચંદ્ર, નક્ષત્ર, તિથિ, માસ વર્જવો.

રાહુ, સૂર્ય ઉદયથી ચાર ઘડી પૂર્વે રહે, ત્યાર પછી ચાર ઘડી વાયુકોણ, ત્યાર પછી ચાર ઘડી દક્ષિણે, પછી ચાર ઘડી ઇશાને, પછી ૪ ઘડી પશ્ચિમે, પછી ૪ ઘડી અગ્નિકોણ, પછી ૪ ઘડી ઉત્તરે, પછી ચાર ઘડી નૈઋતે એ રીતે દિવસે તેમજ રાત્રીએ ફરે છે.

સંક્રાંતિમાં જે જે જોવાનું છે, તે સંક્રાંતિમાં જોવું તે લખીએ છીએ. તેમાં રાહુ સન્મુખ વર્જવો. તથા વચ્છ સનમુખ તથા પૂંઠે દેરાસરમાં પેસતાં વર્જવો.

૧ મેષ સંક્રાંતિએ રાહુ દક્ષિણે, વચ્છ પશ્ચિમે, શુક્ર પશ્ચિમે વિષ્ટિ, સ્વર્ગે છઠ રવિ દગ્ધ.

૨ વૃષ સંક્રાંતિયે રાહુ દક્ષિણે વચ્છ, પશ્ચિમે શુક્ર, ઉત્તરે વિષ્ટિ, સ્વર્ગે ચોથ રવિ દગ્ધ.

૩ મિથુન સંક્રાંતિયે રાહુ પશ્ચિમે વચ્છ, ઉત્તરે શુક્ર, ઉત્તરે વિષ્ટિ, પાતાલે આઠમ રવિ દગ્ધ.

૪ કર્ક સંક્રાંતિએ રાહુ પશ્ચિમે વચ્છ, ઉત્તરે શુક્ર, ઉત્તરે વિષ્ટિ, પાતાલે છઠ રવિ દગ્ધ.

૫ સિંહ સંક્રાંતિએ રાહુ પશ્ચિમે વચ્છ, ઉત્તરે શુક્ર, પૂર્વે વિષ્ટિ, મનુષ્ય લોકે તે તજવી. દશમ રવિ દગ્ધ.

૬ કન્યા સંક્રાંતિએ રાહુ ઉત્તરે વચ્છ, પૂર્વે શુક્ર, વિષ્ટિ પાતાલે આઠમ રવિ દગ્ધ.

૭ તોલા સંક્રાંતિએ રાહુ ઉતરે વચ્છ, પૂર્વે શુક્ર, પૂર્વે વિષ્ટિ, પાતાલે બારશ રવિ દગ્ધ.

૮ વૃશ્ચિક સંક્રાંતિએ રાહુ ઉત્તરે વચ્છ, પૂર્વે શુક્ર, દક્ષિણે વિષ્ટિ, મનુષ્ય લોકે તે વર્જવી. દશમ રવિ દગ્ધ.

૯ ધન સંક્રાંતિએ રાહુ પૂર્વે વચ્છ, દક્ષિણે શુક્ર, દક્ષિણે વિષ્ટિ, પાતાલે બીજ રવિ દગ્ધ.

૧૦ મકર સંક્રાંતિએ રાહુ પૂર્વે વચ્છ, દક્ષિણે શુક્ર, દક્ષિણે વિષ્ટિ, સ્વર્ગે બારસ રવિ દગ્ધ.

૧૧ કુંભ સંક્રાંતિએ રાહુ પૂર્વે વચ્છ, દક્ષિણે શુક્ર, પશ્ચિમે વિષ્ટિ, મનુષ્ય લોકે તે વર્જવી. ચોથ રવિ દગ્ધ.

૧૨ મીન સંક્રાંતિએ રાહુ દક્ષિણે વચ્છ, પશ્ચિમે શુક્ર, પશ્ચિમે વિષ્ટિ, મનુષ્ય લોકે તે વર્જવી. બીજ રવિ દગ્ધ.

## તિથિયો સાથે કુયોગ વર્જવા તે.

**તિથિ.** **તિથિમાં જોવાનું.**

૧ મૂલ નક્ષત્રે જ્વાલામુખી તે વર્જવો. યોગિની પૂર્વે પાશ શુદિમાં પૂર્વે વદિમાં વાયુમાં કાલ શુદિમાં પશ્ચિમે વદિમાં અગ્નિકોણ.

૨ અનુરાધાયે વજ્રપાત વર્જવો. ધન તથા મીનના ચંદ્રે, ચંદ્રદગ્ધ બીજ યોગિની ઉત્તર પાશ શુદિમાં અગ્નિકોણ વદિમાં ઉત્તરે કાલ શુદિમાં તથા વદિમાં વાયુકોણ.

૩ ત્રણે ઉતરા સાથે વજ્રપાત વર્જવો, અનુરાધા સાથે કાલમુખી વર્જવો. યોગિની ઇશાને પાશ વદિમાં ઇશાને શુદિમાં દક્ષિણે કાલ શુદિમાં ઉત્તરે વદિમાં નૈઋતે.

૪ ત્રણે ઉત્તરા સાથે કાલમુખીને વર્જવો. વૃષભ કુંભના ચંદ્રથી ચંદ્રદગ્ધ તિથિ યોગિની નૈઋતે પાસ શુદિમાં નૈઋતે વદિમાં અધોલોક કાલ વદિમાં ઉર્ધ્વ શુદિમાં ઇશાને.

૫ ભરણી સાથે જ્વાલામુખી વર્જવો. મઘાએ કાલમુખી વર્જવો. યોગિણી દક્ષિણે પાશ શુદિમાં પશ્ચિમે વદિમાં અધોલોકે કાલ શુદિમાં પૂર્વે વદિમાં ઉર્ધ્વલોકે.

૬ રોહિણીએ વજ્રપાત વર્જવો. કર્કને મેષના ચંદ્ર સાથે ચંદ્રદગ્ધ તિથિ યોગિણી પશ્ચિમે પાશ શુદ્દિમાં વાયુ વદિમાં પૂર્વે કાલ શુદિમાં અગ્નિકોણ પક્ષમાં.

૭ હસ્ત તથા મૂલ સાથે વજ્રપાત વર્જવો. યોગિની વાયવ્યે પાશ શુદિ-દક્ષિણ વદિમાં અગ્નિકોણ કાલ શુદિમાં દક્ષિણ વદિમાં વાયુકોણ.

૮ કૃતિકાએ જ્વાલામુખી રોહિણીએ કાલમુખી એ વર્જવા મિથુન કન્યાના ચદ્ર સાથે ચંદ્રદગ્ધ તિથિ યોગિની ઈશાને પાશ શુદિમાં ઈશાને વદિમાં દક્ષિણે કાલ શુદિમાં નૈઋતે વદિમાં ઉત્તરે.

૯ રોહિણીએ જ્વાલામુખી વર્જવો. કૃતિકા સાથે કાલમુખી વર્જવો. યોગિની પૂર્વે પાસ શુદિમાં ઉર્ધ્વલોક વદિમાં નૈઋતે કાલ શુદિમાં અધોલોકે વદિમાં ઈશાને.

૧૦ અશ્લેષાયે જ્વાલામુખી તજવો. વૃશ્ચિક સિંહના ચંદ્ર ચંદ્રદગ્ધ યોગિની ઉત્તરે પાશ શુદિમાં અધોલોકે વદિમાં પશ્ચિમે કાલ શુદિમાં ઉર્ધ્વલોકે વદિમાં ઇશાને.

૧૧ યોગિની અગ્નિકોણ પાસ શુદિમાં પૂર્વે વદિમાં વાયુકોણ, કાલ શુદિમાં પશ્ચિમે વદીમાં અગ્નિકોણ.

૧૨ તોલાને મકરના ચંદ્રે ચંદ્રદગ્ધ તિથિ યોગિની નૈઋતે પાસ શુદિમાં અગ્નિકોણ વદિમાં ઉત્તરે કાલ શુદિમાં વાયુકોણ વદિમાં દક્ષિણે.

૧૩ ચિત્રા સાથે યમકૃતિ વર્જવો. યોગિણી દક્ષિણે પાસ શુદિમાં દક્ષિણે વદિમાં ઈશાને કાલ શુદિમાં ઉત્તરે વદિમાં નૈઋતે.

૧૪ યોગિની પશ્ચિમે પાશ શુદિમાં નૈઋતે વદિમાં ઉર્ધ્વલોકે કાલ શુદિમાં ઇશાને વદિમાં અધોલોકે.

૧૫ યોગિની વાયવ્યે પાસ શુદિમાં પશ્ચિમે વદિમાં અધોલોકે કાલ શુદિમાં પૂર્વે વદિમાં ઉર્ધ્વલોકે.

આ ૧ થી ૧૫ સુધી આંક મૂક્યા છે, તે તિથિ જાણવી. તેમાં જોવાનું જોવું. ચંદ્રદગ્ધ તિથિ લગ્નશુદ્ધિ પ્રકરણ પ્રમાણે લખી છે. બીજા ગ્રંથમાં બીજી રીતે પણ છે.

ચંદ્રમા જોવા તે પ્રભુના દેરાસરમાં પ્રવેશ કરતાં સન્મુખ તથા જમણો લેવો. તે મેષ, સિંહ, ધનના પૂર્વે વૃષભ, કન્યા, મકર, દક્ષિણે મિથુન, કુંભ, તોલા, પશ્ચિમે કર્ક, વૃશ્ચિક, મીન, ઉત્તરે.

સત્તાવીસ યોગમાંથી અશુભયોગની ઘડિ તજવી, તે વિષ્કુંભની તથા સુલગંડ યોગની પાંચ ઘડી તજવી. અતિગંડની છ ઘડી તજવી, વ્યાઘાત તથા વજ્રયોગની નવ ઘડી તજવી, પરિઘની ત્રીશ ઘડી તજવી. વૈધૃત તથા વ્યતિપાત સર્વથા તજવો.

## શુભયોગ ને આનંદાદિ શુભ યોગ.

| રવી. | સોમ. | મંગલ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | શુભયોગનાંનામ |
|---|---|---|---|---|---|---|---|
| અશ્વની | મૃગ. | અશ્લેષા. | હસ્ત. | અનુ. | ઉ. ષા. | શત | આનંદ યોગ |
| કૃત્તિ. | પુનર્વ | પુ. ફા. | સ્વા. | મૂલ. | શ્રવણુ | ઉ. ભા. | પ્રજાપતિ |
| રોહિ | પુષ્ય. | ઉ. ફા. | વિશા. | પુષ્ય. | ધનિ. | રેવતી | શુભ |
| મૃગ | અશ્લે. | હસ્ત. | અનુ. | ઉ. ષા. | શત. | અશ્વિ | સોમ્ય |
| પુન | પુ. ફા. | સ્વા. | મૂલ. | શ્રવ. | ઉ. ભા | કૃત્તિ. | ધ્વજ યોગ. |
| પુષ્ય | ઉ. ફા. | વિશા. | પુ. ષા. | ધનિ. | રેવ. | રોહિ | શ્રીવત્સ. |
| પુ. ફા. | સ્વા. | મૂલ | શ્રવ. | ઉ. ભા. | કૃતિ. | પુન. | છત્રયોગ. |
| ઉ. ફા. | વિશા. | પુ. ષા. | ધનિ. | રેવતી | રો. | પુષ્ય | મિત્રયોગ. |
| હસ્ત | અનુ. | ઉ. ષા. | શત. | અશ્વિ. | મૃગ. | અશ્લે. | મનોજ્ઞયોગ. |
| મૂલ | શ્રવણુ. | ઉ. ભા. | કૃત્તિ | પુન. | પુ. ફા. | સ્વા. | સિદ્ધિયોગ. |
| ઉ. ષા. | શત. | અશ્વિ. | મૃગ. | અશ્લે. | હસ્ત, | અનુ. | અમૃતયોગ. |
| શ્રવણુ | ઉ. ભા. | કૃત્તિ. | પુન. | પુ. ફા. | સ્વા, | મૂલ. | ગજયોગ. |
| ઉ. ભા. | કૃત્તિ. | પુન. | પુ. ફા. | સ્વા. | મૂલ, | શ્રવ. | સ્થિરયોગ. |
| રેવતી | રો. | પુષ્ય. | ઉ. ફા. | વિશા. | પુ. ષા. | ધનિ. | વર્ધમાનયોગ. |
| ધન | રે. | રો. | પુષ્ય. | ઉ. ફા. | વિશા. | પુ, ષા | માતંગયોગ. |

આરંભસિદ્ધિને અનુસારે અમૃતસિદ્ધિ યોગ તથા સિદ્ધિયોગ થાય છે તે નીચેના કોઠા મુજબ.

| તિથિ. | વાર. | નક્ષત્ર. | નક્ષત્ર. |
|---|---|---|---|
| ૧-૮-૯ | રવી. | હસ્ત. | પુન. રે. રો મૃગ. ઉત્તરા ૩ પુષ્ય.મૂ. અશ્વિ. ધ. |
| ૨-૯ | સોમ. | મૃગ. | રો.અનુ.ઉ. ફા. હસ્ત. શ્ર. વિશા. પુષ્ય. શતભિ. |
| ૩-૮-૧૩-૬ | મંગલ. | અશ્વિની | રો. ઉ ભા.મૂ ઉ.ફા કૃત્તિ.મૃગ.પુષ્ય.અનુ.અશ્લેષા |
| ૨-૭-૧૨-૬ | બુધ. | અનુ. | શ્ર.જ્યે.પુષ્ય.હસ્ત.ઉ ફા.કૃત્તિ.મૃ રો.પુ.ફા. ઉ.ભા. |
| ૫-૧૦-૧૫-૧૧ | ગુરૂ. | પુષ્ય. | અશ્વિ. પુન.પૂર્વા.૩ અશ્લે.ધ.રે. સ્વા.વિશા.અનુ |
| ૧-૬-૧૧-૯ | શુક્ર | રેવતી. | અશ્વિ. પુ.ષા. ઉ.ષા. અનુ. શ્ર. ધ. પુ.ફા. હસ્ત. |
| ૪-૮-૧૪-૯ | શનિ. | રોહિ. | શ્ર. ધ. અશ્વિ. સ્વાતિ.પુષ્ય. અનુ.મઘા. શતભી. |
| | | વાર નક્ષત્રે | વાર નક્ષત્રે સિદ્ધિયોગ. |
| તિથિ વારે:સિદ્ધિ યોગ. | | અમૃત સિદ્ધિ. | |

### લગ્નશુદ્ધિ પ્રમાણે સિદ્ધિયોગ નીચે પ્રમાણે.

| તિથિ. | વાર. | નક્ષત્ર. |
|---|---|---|
| ૮ | રવી. | હસ્ત. ઉત્તરા ૩. મૂ. |
| ૯ | સોમ. | રો. મૃ. પુષ્ય. અનુ. શ્રવણ. |
| ૧-૬-૮-૧૩ | મંગળ | ઉ. ભા. અશ્વિની. રેવતી. |
| ૭-૧-૧૨ | બુધ. | કૃત્તિ. રોહ. મૃગ. પુષ્ય. અનુ. |
| ૧૦-૧-૧૫ | ગુરૂ. | અશ્વિ. પુષ્ય. પુન. અનુરા. રેવતી. |
| ૭-૬-૧૧-૧૩-૧ | શુક્ર. | રેવતી. અનુ. શ્રવણ. |
| ૧-૯-૧૪ | શનિ. | રોહિણી. શ્રવણ. સ્વાતિ. |
| તિથિવારેસિદ્ધિયોગ. | | વાર નક્ષત્રે સિદ્ધિયોગ. |

આરંભસિદ્ધિમાં ને લગ્નશુદ્ધિમાં સિદ્ધિયોગનો મેલાપ મલતો નથી, તે તત્ત્વ કેવલીગમ્ય છે.

રવિયોગની, કુમારયોગની, રાજયોગની મહત્ત્વતા આપણા જ્યોતિષના ગ્રંથોમાં ઘણી કરી છે. એ યોગમાં કામ કરવાથી અતિશય ઉતમ ફલ કહ્યું છે. એ યોગ હોય ને બીજા કુયોગ હોય તો તે કુયોગ હરકત કરી શકે નહિ.

રવિયોગ તે ચાલતા સૂર્ય નક્ષત્રથી ૪–૬–૯–૧૦–૧૩–૨૦ એમાંનું નક્ષત્ર હોય તે રવિયોગ જાણવો.

કુમારયોગ તે મંગલવાર, બુધ, સોમ, શુક્ર, તિથિ ૧–૬–૧૦–૧૧ ૫ નક્ષત્ર અશ્વિની, રોહિણી, પુનર્વસુ મઘા, હસ્ત વિશાખા, મૂલ, શ્રવણ, પુર્વાભાદ્રપદ એ નક્ષત્ર માંહેલું નક્ષત્ર આ વારમાંનો વાર, તિથિમાંની તિથિ, નક્ષત્રમાંનું નક્ષત્ર આવે તો કુમારયોગ થાય.

રાજયોગ તે રવિવાર, મંગલ, બુધ, શુક્ર, ૨–૭–૧૨–૩–૧૫ એ તિથિએ ભરણી, મૃગશીર્ષ, પુષ્ય, પૂર્વાફાલ્ગુની, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા, ઉત્તરાભાદ્રપદ એ નક્ષત્ર માંહેલું નક્ષત્ર, તિથિઓમાંની તિથિ, આ વારમાંનો વાર હોય તો રાજયોગ થાય. તે પણ ઘણો ઉતમ છે.

સ્થિવિરયોગ તે અનશન કરવામાં, રોગનું ઔષધ કરવામાં ઉતમ કહ્યો છે. ગુરુવાર, શનિવાર એ વાર ૧૩–૮–૪–૯–૧૪ તિથિઓ કૃતિકા, આર્દ્રા, અશ્લેષા, ઉતરા ફાલગુની, સ્વાતિ, જ્યેષ્ઠા, ઉતરાષાઢા, શતભિષા, રેવતી, એ નક્ષત્રમાંનું નક્ષત્ર, તિથિમાંની તિથિ, વારમાંનો વાર આવે તો સ્થિવિરયોગ થાય.

મુહૂર્ત્તના નક્ષત્રોમાં દૂષિત નક્ષત્ર લગ્નશુદ્ધિ પ્રકરણમાં કહ્યાં છે તે કહીએ છીએ.

૧ સંજાગત તે જે નક્ષત્ર સૂર્ય અસ્ત થતી વખત ઉદય થાય તે સંજાગત નક્ષત્ર કહીયે, તે વર્જવું.

૨ આદિત્યગત તે જે નક્ષત્રનો સૂર્ય હોય તે નક્ષત્રમાં મુહર્ત્ત કરે તો નિવૃત્તિ પામે નહિ, માટે વર્જવું.

૩ વડે ૨ તે અભિજીત નક્ષત્રથી સાત નક્ષત્ર પૂર્વ દિશાનાં, ત્યાર પછીનાં સાત દક્ષિણ દિશાનાં, તે પછીનાં સાત પશ્ચિમ દિશાનાં, તે પછીનાં સાત ઉત્તર દિશાનાં, એ રીતે સ્થાપીને જોવું. જે પ્રભુ બેસે તેના સન્મુખ નક્ષત્ર આવે તે નક્ષત્રમાં મુહૂર્ત્ત કરવું તે સુંદર છે. સન્મુખ શિવાયના તે વડે ૨ તે નક્ષત્રમાં કાર્ય કરે તો શત્રુનો જય ને પોતાની હાનિ થાય.

૪ સંગ્રહ તે ક્રૂરગ્રહે સહિત જે નક્ષત્ર તે વર્જવું. તે નક્ષત્રમાં કામ કરે તો વિઘ્ન થાય.

૫ વિલંબીએ તે સૂર્ય નક્ષત્રના પૂઠેના નક્ષત્રમાં કામ કરે તો વિવાદ થાય.

૬ રાહુહત તે જે નક્ષત્ર ઉપર ગ્રહ ન હોય, તે નક્ષત્રમાં કામ કરે તો મરણ થાય.

૭ ગ્રહભિન્ન તે જે નક્ષત્રના વચમાં થઇને ગ્રહ જાય તે નક્ષત્રમાં મુહૂર્ત કરે તો લોહી વમે.

## રોહિણીવેધ તે.

કૃ. રો. મૃ. આ. પુ. પુષ્ય. અ.

ઉપરની રેખામાં નક્ષત્ર લખ્યાં છે તે નક્ષત્ર ઉપર મુહૂર્તના દિવસે જે જે નક્ષત્ર ઉપર ગ્રહ હોય, તે ગ્રહો નક્ષત્ર ઉપર લખવાં અને પછી તપાસવું, કે, જે નક્ષત્ર ઉપર ચંદ્રમા હોય તે લીટીની સામેના નક્ષત્ર ઉપર કોઈ પણ ગ્રહ હોય તો તે વેધ સમજવો અને ચંદ્રવાલા નક્ષત્રમાં મુહૂર્ત કરવું નહિ. એ નક્ષત્ર તજવું. અભિજિત નક્ષત્ર ઉપર કોઈ પણ ગ્રહ નહિ હોય પણ ઉત્તરાષાઢાના ચોથા પાયામાં જે ગ્રહ હોય તે અથવા શ્રવણ નક્ષત્ર બેસતાં ચાર ઘડી સુધી જે ગ્રહ હોય, તે ગ્રહ અભિજિત ઉપર જાણવો. કેમ કે ઉત્તરાષાઢાના ચોથા પાયાને શ્રવણ બેસતાં ચાર ઘડી સુધીનેજ અભિજિત નક્ષત્ર કહેલું છે. આ મુજબ રોહિણીવેધનું નક્ષત્ર તજવું.

ઉપગ્રહ તે સૂર્ય નક્ષત્ર જે વર્તતું હોય તે નક્ષત્રથી ૫–૧૪–૧૮–૧૯–૨૨–૨૩–૨૪ મું એમાંનું નક્ષત્ર હોય તો તે ઉપગ્રહ વેધ કહીએ માટે એ તજવું.

લગ તે લતા પોતાના એટલે પ્રતિષ્ઠા કરાવનારના તથા દીક્ષા લેનારના જન્મ નક્ષત્ર થકી બારમા નક્ષત્ર ઉપર રવિ હોય અને ત્રીજા નક્ષત્ર ઉપર મંગલ તથા છઠ્ઠા નક્ષત્ર ઉપર ગુરૂ હોય અને આઠમા નક્ષત્ર ઉપર ચંદ્રમા હોય, એ નક્ષત્રમાં મુહૂર્ત કરવું નહિ તેમજ બુધ જન્મ નક્ષત્રથી સાતમા નક્ષત્ર ઉપર તથા શુક્ર પાંચમા નક્ષત્ર ઉપર, રાહુ નવમા નક્ષત્ર ઉપર, પૂનમનો ચંદ્રમા બાવીસમા ઉપર હોય તો તે નક્ષત્ર વર્જવું. એ લતાદોષ, બંગાલ દેશે વર્જવો.

પાતદોષ તે સૂર્ય નક્ષત્રથી અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણ, રેવતી એ નક્ષત્ર જેટલામું હોય તેટલામું નક્ષત્ર અશ્વિનીથી ગણવું. તે જે નક્ષત્ર આવે તેને પાતદોષ કહીએ. જેમકે હાલમાં પુનર્વસુનો સૂર્ય છે તો એથી ગણતાં અશ્લેષા ત્રીજું આવ્યું તો અશ્વિનીથી ત્રીજું નક્ષત્ર કૃતિકાને પાત કહિએ. માટે તે વર્જવું. એ કૌશલ દેશે વર્જવું.

ઇકારગલ દોષ તે સત્તાવીશ યોગમાંથી પહેલો, છઠ્ઠો, નવમો, દશમો, તેરમો, પંદરમો, સત્તરમો, ઓગણીશમો, સત્તાવીશમો એ યોગમાંનો જે યોગ હોય તે યોગ જેટલામાંનો હોય તેટલામાં નક્ષત્રનો આંક સમ હોય, તો તેનું અરધું કરવું અને વિષમ હોય તો એક આંક ઉમેરીને અરધું કરવું. તે જે આંક આવે તેટલામું નક્ષત્ર યંત્રને મસ્તકે સ્થાપવુ. પછી બધાં નક્ષત્ર સ્થાપવાં. પછી જે નક્ષત્ર ઉપર સૂર્ય હોય તે તે નક્ષત્ર ઉપર લખવું. અને ચંદ્રમા જે નક્ષત્ર ઉપર સૂર્ય હોય તે તે તે નક્ષત્ર ઉપર લખવું. અને ચંદ્રમા જે નક્ષત્ર ઉપર હોય તે ત્યાં લખવો. એ બે સામ સામું આવે તે ઇકારગલ દોષ કહીએ. માટે તે તજવો, યંત્ર શુકલમાં યોગ હોય તો મૃગશર. એ ગૌડદેશે વર્જવો.



આ યંત્રમાં જે શુલયોગે મૃગશીર્ષ નક્ષત્ર મૂક્યું છે તેમજ પરિઘયોગે મઘા, વૈધૃતે ચિત્રા, વ્યાઘાતે પુનર્વસુ, વજ્રે પુષ્ય, વિષ્કુંભે અશ્વિની, અતિગંડે અનુરાધા, ગંજે મૂલ, વ્યતિપાતે અશ્લેષા, એ પ્રમાણે જેટલામો યોગ હોય તેટલામું નક્ષત્ર મૂકવું.

આ મુજબના દોષ તજીને પ્રતિષ્ઠા દીક્ષાનાં મુહૂર્ત્તનાં નક્ષત્ર લેવાં. દીક્ષાનાં નક્ષત્ર લગ્નશુદ્ધિ પ્રમાણે લેવાં.

ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, હસ્ત, અનુરાધા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, પુષ્ય, પુનર્વસુ રેવતી, મૂલ, અશ્વિની, શ્રવણ, સ્વાતિ એ નક્ષત્રોએ દીક્ષા આપવી. ગુરૂને ચંદ્ર બલ જોવું. શિષ્યને ચંદ્રબલ, ગુરૂબલ રવિબલ જે પ્રતિષ્ઠા કરાવનારને જોવાને કહ્યું છે તેમ જોવું. બીજું સર્વે પ્રતિષ્ઠા પ્રમાણે જોવું.

નારચંદ્રના ટીપણમાં યાત્રાયે પ્રયાણ વિષે ઉત્તમ નક્ષત્ર કહ્યાં છે, તે અશ્વિની, પુષ્ય, રેવતી, મૃગશીર્ષ પુનર્વસુ, હસ્ત, જ્યેષ્ઠા, એનુરાધા, મૂલ તથા મધ્યમ કહ્યાં તે ચિત્રા, રોહિણી, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, પૂર્વા ત્રણે દીક્ષાના વાર રવિ, બુધ, ગુરૂ, શનિ, એ વાર દીક્ષામાં ઉત્તમ કહ્યા છે. એ શિવાયના વારે સિદ્ધિયોગ પ્રમુખ શુભયોગ હોય તો લગ્નશુદ્ધિમાં ઉત્તમ કહ્યા છે.

આ મુજબની દિવસશુદ્ધિ જોઈને લગ્નશુદ્ધિ જોવી. તેમાં છ વર્ગ સુધી જોવી. તથા ગ્રહનો ઉદય અસ્ત જોવો તથા ગ્રહનું બલ જોવું. હવે છ વર્ગ કહીયે છીયે.

ગ્રહ હોરા દેશકાન નવમાંશ બારાંશ ત્રીશાંશ એ છએ ઠેકાણે સૌમ્ય ગ્રહ આવે તો ઉત્તમ છે. કદાપિ પાંચ વર્ગ શુભ હોય તો પણ મુહર્ત્ત લઇએ. હવે લગ્નનું પ્રમાણ:—

| | |
|---|---|
| ૨૧૯) મેષ મીનપલ. | ૩૪૭) વૃશ્ચિક સિંહપલ. |
| ૨૫૧) કુંભને વરખપલ. | ૩૨૭) કન્યા તોલા. |
| ૩૦૩) મકર મિથુન. | ૩૪૩) ધન કર્ક. |

એ મુજબ લગ્નનો કાલ છે. હવે લગ્ન કાઢવું હોય તો છાપેલા ટીપણામાં રવી કેટલે અંશે છે? તે જોવા ને પછી ટીપણામાં લગ્નપત્રોના કોઠામાં રવી કેટલે અંશે છે? તે જોવો ને પછી ટીપણામાં લગ્નપત્રોના કોઠામાં જેટલે અંશે રવિ જે સંક્રાંતિનો હોય, તેના કોઠામાં જે આંક હોય તે લગ્ન સવારમાં સૂર્ય ઉદયે જાણવું. પછીનું જે સારૂં લગ્ન હોય તે કોઠામાં જે આંક હોય તે જોવો. તેમાં જેટલો ઘડીનો વધારો આવે તેટલો દિવસ ચઢતાં તે આંક આવશે એમ જાણવું, પછી કુંડલી કાઢીને ગ્રહ જે જે રાશિના હોય તે મૂકવા, તે ગ્રહ સારા નરસા જોવાની લગ્નશુદ્ધિ પ્રમાણે કુંડલી કરી છે, તે મુજબ જોવા.

## પ્રતિષ્ઠામાં ગ્રહ નીચે મુજબ.

ઉત્તમ.



મધ્યમ.



આ મુજબના ગ્રહો હોય તો પ્રતિષ્ઠા કરવામાં શ્રેષ્ટ છે. એ શિવાયના સ્થાનકે ગ્રહ હોય તો કાર્યની હાનિકર્તા કહ્યા છે. આ કુંડલી આચાર્ય સ્થાપવા, રાજ્યાભિષેક, વિવાહ, અન્ય પણ શુભકાર્યમાં સુખના આપનાર છે. હવે નીચે.

## દીક્ષાની ઉત્તમ.



આ ઉત્તમ કુંડલીમાં ગ્રહ મૂક્યા છે, તે મુજબના ગ્રહમાં દીક્ષા આપવી તે બહુ શ્રેષ્ઠ છે પણ તે પ્રમાણે ગ્રહ ન હોય તો દીક્ષાકુંડલીમાં શનિ મધ્યમ બલી હોય, ને ગુરૂ બલવાન હોય અને શુક્ર નિર્બલ હોય, તેમાં દીક્ષા આપવી તેનું સ્વરૂપ નીચે મુજબ.

શનિ ૨-૫-૬-૮-૧૧ એ સ્થાનકે મધ્યમ બલવાન.

ગુરૂ ૧-૪-૭-૧૦ એ સ્થાકે બલવાન જાણવો.

શુક્ર ૬-૧૨ અબલ જાણવો તે દીક્ષામાં સારો.

બુધ ૨-૩-૫-૬-૧૧ સુખનો આપનાર.

મંગલ દીક્ષામાં ૩-૬-૧૦-૧૧ દીક્ષા કુંડલીમાં હોય તો બહુ સારો જ્ઞાન તપયુક્ત થાય.

શુક્ર, મંગલ, શનિ એ ત્રણમાંથી કોઇથી પણ ચંદ્રમા સાતમે હોય તો અયોગ્ય છે. દીક્ષા લેનાર અવશ્ય કુશીલિયો થાય. તપ જ્ઞાનરહિત થાય.

નારચંદ્રમાં દીક્ષા કુંડલીઓ કહી છે તે કહું છું. એક ઉત્તમ તો જેમ લગ્નશુદ્ધિમાં કહી છે, તેમ કહી છે. તે શિવાયની નીચે પ્રમાણે ગ્રંથાતરથી કહી છે.

**દીક્ષાની ઉત્તમ.**

ર ચં શુ
શ
શ
ર ચં બુ
કે મં
શુ
ગુ
ર શુ
ચં મં
શુ
મં બુ ગુ
શ શુ
ગુ
ગુ શુ
શ
ર કે શુ ચં મં બુ
શ

**દીક્ષાની મધ્યમ.**

બુ શુ શુ
શુ
શુ બુ ર
ગુ શુ
બુ ગુ
બુ શુ
બુ શુ
ચં બુ ગુ
બુ શુ
શુ
બુ શુ
બુ શુ
શુ
શ

## પ્રતિષ્ઠામાં નારચંદ ગ્રંથ મુજબ નીચે.

જઘન્ય. મધ્યમ.




ઉત્તમ.

ગુ ચં
૦
શ
ર ચં
મં બુ
શ
બુ ગુ શુ
શ
ચં મં
બુ ગુ શુ
શ શ
બુ ગુ શુ
બુ ગુ શુ
બુ ગુ શુ
ગુ
મ શુ
શ
૦
મં કે ર શ

આ લગ્નકુંડલીમાં ઉત્તમ ગ્રહ આવે તે ગ્રહશુદ્ધિ.

હોરા તે લગ્ન લીધું હોય તેમાં બે ભાગ કરવા. તેમાં ૧-૩-૫-૭-૯-૧૧ એટલામું લગ્ન હોય તો પહેલી હોરા રવિની અને બીજી હોરા ચંદ્રની અને ૨-૪-૬-૮-૧૦-૧૨ એમાંનું લગ્ન હોય તો પહેલી હોરા ચંદ્રની અને બીજી હોરા સૂર્યની. પ્રતિષ્ઠા, દીક્ષાદિક ચંદ્રમાની હોરામાં કરવું.

દેશકાણુ તે લગ્નના ત્રણુ ભાગ કરવા. તેમાં જો મેષલગ્ન લીધું હોય તો પહેલો દેશકાણુ મેષનો, તેમજ જે લગ્ન લીધું હોય તેનો પહેલો દેશકાણુ જાણુવો. બીજો દેશકાણુ સિંહનો, ત્રીજો દેશકાણુ ધનનો, વર્ષલગ્નમાં પહેલો વર્ષનો, બીજો કન્યાનો, ત્રીજો મકરનો એ પ્રમાણે જે લગ્ન લીધું હોય તેનાથી જોઇ લેવો. પછી જે દેશકાણુ આવે તેનો સ્વામી લગ્નકુંડલીમાં જોવો ને સ્વામી સારા સ્થાનમાં હોય તે દેશકાણુમાં મુહુર્ત્ત કરવું. નવમાંશ જોવો તે જે લગ્ન હોય તેની પહેલો જે હોય તેના નવ ભાગ કરવા. તેમાં પહેલા ભાગનો નવમાંશ જો મેષ લગ્ન હોય તો પહેલો મેષનો ૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯. જો વરખ લગ્ન હોય તો ૧૦–૧૧–૧૨–૧–૨–૩–૪–૫–૬. જો મિથુન લગ્ન હોય તો પહેલો ૭–૮–૯–૧૦–૧૧–૧૨–૧–૨–૩. જો કર્ક લગ્ન હોય તો પહેલો ૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૧–૧૨. જો સિંહ લગ્ન હોય તો પહેલો ૧-૨-૩-૪–૫ ૬-૭-૮-૯. કન્યા લગ્ન હોય તો પહેલો ૧૦–૧૧–૧૨–૧–૨–૩–૪–૫–૬. જો તોલા લગ્ન હોય તો પહેલો ૭–૮–૯–૧૦–૧૧–૧૨–૧–૨–૩. જો વૃશ્ચિક લગ્ન હોય તો પહેલો ૪–૫–૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-જો ધન લગ્ન હોય તો પહેલો ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯. મકર લગ્ન હોય તો પહેલો ૧૦-૧૧-૧૨-૧-૨-૩-૪-૫-૬. જો કુંભ લગ્ન હોય તો પહેલો ૭ ૮-૯-૧૦-૧૧-૧૨-૧-૨-૩. જો મીન લગ્ન હોય તો પહેલો ૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨ એ મુજબ નવે નવમાંશ જે નવમાંશનો સ્વામી બલવાન્ હોય તે લેવો ને સૌમ્ય ગ્રહનો લેવો. સૌમ્ય ગ્રહ તે ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર.

બાર અંશ તે લગ્નના બાર ભાગ કરવા. અને જે લગ્ન હોય તે પહેલા ભાગનો સ્વામી તેમજ તેનાથી અનુક્રમે બારે ભાગના સ્વામી જોવા. તેમાં જે ભાગમાં મુહૂર્ત્ત હોય તે ભાગનો સ્વામી લગ્નમાં તે શુભ ગ્રહ હોય તો શ્રેષ્ઠ જાણુવું.

ત્રીશાંશ તે લગ્નના ત્રીશ ભાગ કરવા. તેમાં મેષ લગ્ન હોય તો પહેલા પાંચ ભાગનો સ્વામી મંગલ, ત્યાર પછીના પાંચ ભાગનો સ્વામી શની, ત્યાર પછીના આઠ ભાગનો સ્વામી ગુરૂ, ત્યાર પછીના સાત ભાગનો સ્વામી બુધ, ત્યાર પછીના પાંચ ભાગનો સ્વામી શુક્ર એ રીતે મિથુન, સિંહ, તુલા, ધન, કુંભના ભાગોના સ્વામી એજ જાણુવા. અને સમરાશિ જે વર્ષ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, મીન એ છએ સમ લગ્નમાં પહેલા પાંચ ભાગનો સ્વામી શુક્ર,

તે પછીના પાંચ ભાગનો સ્વામી બુધ, તે પછીના આઠ ભાગનો સ્વામી ગુરૂ, તે પછીના સાત ભાગનો સ્વામી શની, તે પછીના પાંચ ભાગનો સ્વામી મંગલ એ પ્રમાણે અંશના સ્વામી જોવા. તેમાં સૌમ્ય ગ્રહના અંશમાં મુહૂર્ત્ત કરવું શ્રેષ્ઠ છે. વલી બીજી રીતે ત્રીશ અંશમાંથી અંશ કહ્યા છે. તે નીચે મુજબ. ત્રીશ અંશમાંના અંશ.

| | |
|---|---|
| વર્ષ તથા મકર લગ્નનો વીશમો અંશ. | |
| મીન, કર્ક કન્યાનો ૧૪ તથા ૮ અંશ. | |
| વૃશ્ચિકનો. | ૧૨ અંશ. |
| કુંભનો. | ૨૬ અંશ. |
| તોલા લગ્નનો. | ૨૪ અંશ. |
| મેષનો. | ૨૭ અંશ. |
| સિંહનો. | ૧૮ અંશ. |
| ધન તથા મિથુન લગ્નનો. | ૧૭ અંશ. |

એ રીતે જે લગ્ન હોય, તેના ઉપર કહેલા અંશમાં મુહૂર્ત્ત કરવું. તે પણ ઉત્તમ કહ્યું છે. બારે લગ્નના સ્વામી જોવા તે મેષનો મંગલ, વર્ષનો શુક્ર, મિથુનનો બુધ, કર્કનો ચંદ્રમા, સિંહનો રવિ, કન્યાનો બુધ, તોલાનો શુક્ર, વૃશ્ચિકનો મંગલ, ધનનો ગુરૂ, મકર તથા કુંભનો શનિ, મીનનો ગુરૂ એ મુજબના લગ્નના સ્વામી જાણવા. તે સ્વામી બલવાન્ જોવા તથા ઉચ્ચ સ્વગૃહી હોય તો બહુ સારો, પણ નીચનો વા શત્રુના ઘરમાં બેઠેલો વા હસ્તનો વક્રીનો હોય તે વર્જવો. આ રીતે છ વર્ગશુદ્ધિ જોવી. વલી એક આચાર્ય મહારાજ એમ કહે છે જે નવમાંશ શુદ્ધ જોઇ પ્રતિષ્ઠા કરવી. એમ લગ્નશુદ્ધિમાં કહે છે. ચંદ્રમા ક્રૂરગ્રહે યુક્ત હોય તો તે ક્ષીણચંદ્ર કહ્યો છે, તે નિર્બલ જાણવો.

ઉદયશુદ્ધિ તે નવમાંશનો સ્વામી લગ્નકુંડલીમાં લગ્નના સ્વામીને જોતો હોય તો તે ઉદયશુદ્ધિ કહીયે. તે પ્રતિષ્ઠા દીક્ષામાં જોવું.

અસ્તશુદ્ધિ તે નવમાંશનો સ્વામી લગ્નના સાતમા સ્થાનકને જોતો હોય, તે સાતમા સ્થાનકનો સ્વામી સાતમા સ્થાનકને જોતો હોય તે અસ્તશુદ્ધિ કહીયે.

લગ્નશુદ્ધિમાં એમ પણ કહે છે જે અસ્તશુદ્ધિ ઉદયશુદ્ધિ પ્રતિષ્ઠા દીક્ષામાં

જોવાની જરૂર નથી. એમ કેટલાએક આચાર્ય કહે છે. બાર રાશિમાં ચર સ્થિર ને દ્વિસ્વભાવ.

ચરરાશી–મેષ, કર્ક, તુલા, મકર.
સ્થિરરાશી–વર્ષ, સિંહ, વૃશ્ચિક, કુંભ.
દ્વિસ્વભાવ, મિથુન, કન્યા, ધન, મીન.

એમાંથી પ્રતિષ્ઠામાં સ્થિરલગ્ન લેવું. તે નહિ તો દ્વિસ્વભાવ લેવું, અને આરંભસિદ્ધિમાં બને ત્યાં સુધી દ્વિસ્વભાવ લેવું, ને તે ન આવે તો સ્થિર લેવું, ને ગ્રહો ઘણાજ ઉત્તમ આવતા હોય તો ક્વચિત્ ચર પણ લેવું.

નારચંદ્રમાં લગ્નકુંડલીમાં ગ્રહો પડયા હોય તેના યોગાયોગ તથા ફલ કહ્યાં છે તે—

ચંદ્ર સાથે રવિ મંગલ હોય તો અગ્નિભય થાય.
ચંદ્ર સાથે શનિ હોય તો મરણ ભય.
ચંદ્ર સાથે બુધ હોય તો સમૃદ્ધિ કરે.
ચંદ્ર સાથે ગુરૂ હોય તો મહીમા પ્રભાવ કરે.
ચંદ્ર સાથે શુક્ર હોય તો સર્વ સૌખ્ય.

પ્રતિષ્ઠા કુંડલીમાં રવિ અબલ હોય તો ઘરના ધણીની હાનિ. ચંદ્ર વિબલે સ્ત્રીનું મરણ, શુક્ર વિબલે ધન નાશ, ગુરૂ વિબલે સુખ નાશ. પ્રતિષ્ઠા કુંડલીમાં નીચગ્રહ ક્રૂરગ્રહે યુક્ત હોય વા, અસ્તનો વા, શત્રુક્ષેત્રનો ગ્રહ વા, વક્રી તે વિબલ જાણવો, શનિ રવિ વક્રી હોય તો પ્રાસાદનો નાશ કરે.

મંગલ, શનિ, રાહુ, રવિ, કેતુ, શુક્ર પણ આ ગ્રહે સહિત એ ગ્રહમાંથી સાતમો હોય તો સૂત્રધાર, આચાર્ય, શ્રાવક એ સર્વનું મૃત્યુ કરે. મંગલ, શનિ, સૂર્ય. ૧-૪-૭-૮-૯-૧૦ એટલા સ્થાને હોય તો પ્રાસાદનો ભંગ કરે. મંગલ બારમે સુખભંજક.

શુક્રવાર શુક્રનો નવમાંશ. શુક્ર લગ્નાધિપતિ. શુક્રના ઉદયે શુક્ર સાતમેથી લગ્નને જોતો હોય, તેમાં દીક્ષા આપવી નહી.

સોમવારે લગ્નનો સ્વામી ચંદ્ર, નવમાંશનો સ્વામી ચંદ્ર, ચંદ્રના ઉદયે તે શુક્લ પક્ષે એ એકત્ર યોગે દીક્ષા આપવી નહિ.

## કુંડલીમાં શુભયોગ કુયોગ થાય છે, તે આરંભસિદ્ધિને અનુસારે.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | સારા યોગ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | શ | | | શુભ ગ્રહ. | | ર.મં | | શ્રીવત્સયોગ સારો |
| | | શ | | | મં | | | | | ર. | | અર્ઘયોગ સારો. |
| | | | શુભ | | | | | શુભ | શુભ | | | શંખયોગ સારો. |
| શુભ | | | | | | | પાપ ગ્રહ | | | | | ધ્વજયોગ સારો. |
| બુ. | | | | | | | | ગુ. | | | | ગજયોગ થાય તે સારો. |
| | | ચં | | શુભ | અ | ને | ક | ન્યા | લગ્ન | હોય | તો | હર્ષયોગ સારો. |
| | | | | | | | | | | | | આનંદયોગ સારો |
| બુ. | | | | | | | | | | | | જીવયોગ સારો. |
| શુ. | | | | | | | | | | | | નંદનયોગ સારો. |
| શુક્ર | | | | | | | | | | | | સ્થિરયોગ સારો. |
| ગુરૂ | | | | | | | | | | | | |
| શુક્ર | | | | | | | | | | | | જીમીતયોગ સારો. |
| બુ. | | | | | | | | | | | | |
| ગુરૂ. | | | | | | | | | | | | જયયોગ સારો. |
| બુ. | | | | | | | | | | | | |
| ગુરૂ. | | | | | | | | | | | | અમૃતયોગ સારો. |
| બુ.શુ | | | | | | | | | | | | |
| શુક્ર | | | | | | | | | | | | |
| | | | | | | | શુભ | | | | પાપ | ધનુર્યોગ તજવો. |
| | | | | | શુભ | | | ર | | | શ | કુઠારયોગ તજવો. |

## કુંડલીના ગ્રહ.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | મં | | | | ચં | | | | શ | મુશલયોગ તજવો. |
| | શ | | | મં | | | ચં | | | | ર | કૂર્મયોગ તજવો. |
| પાપ | | | પાપ | | | | | | પાપ | | | વાપીયોગ તજવો. |
| પાપ | | | પાપ | | | પાપ | | | પાપ | | | શલ્યયોગ તજવો. |
| પાપ | | | | | | | | | | | | પાણીયોગ તજવો. |
| પાપ | | | | | | | પાપ | | | | | મર્મયોગ તજવો. |
| | | | | શ | | | | | | | | વક્રયોગ તજવો. |
| | | | | પાપ | | | | | પાપ | | | સંકટયોગ તજવો. |

આ ઉપર જ્યાં પાપ તથા ક્રૂર શબ્દ લખ્યા તે રવિ, મંગલ, શનિ, રાહુ એમાંના ગ્રહ સમજવા. જ્યાં શુભગ્રહ લખ્યા છે તે ચંદ્ર, ગુરૂ, શુક્ર, બુધ જાણી

લેવા ને કુયોગ વર્જી શુભયોગમાં મુહૂર્ત્ત આપવું.

મુહૂર્ત્ત કરવાની ઉતાવલ હોય, ને શુભ મુહૂર્ત્ત વા, લગ્નશુદ્ધિ સારી નહિ મલતી હોય તો લગ્નશુદ્ધિ પ્રકરણમાં તથા નારચંદ્ર ટીપ્પણમાં છાયાલગ્નની વિધિ કહી છે. તેથી મુહૂર્ત્ત કરવામાં શ્લોક કહ્યો છે તે,

न तिथिर्न च नक्षत्रं, न वारो न च चंद्रमाः ॥
न ग्रहोपग्रहाश्चेव, छायालग्नं प्रशस्यते ॥ १ ॥

એ રીતે કહ્યું છે, માટે છાયાલગ્નથી કામ કરવું તે, પુરૂષ જે ઉભો રહે, સૂર્ય જે દિશાએ હોય ત્યાં પૂઠ કરીને ઉભો રહે. તેણે પોતાના પગલાં ભરવા. તે પગલાં વર પ્રમાણે જોવાં, અથવા સાત આંગલનો શંકુ મૂકે તેની છાયાથી છાયા જુઓ. તે આંગલ ભરવાં. પુરૂષ ઉભો રહી જુએ તો પગલાં ભરવાં.

રવીવારે ૧૧, સોમવારે ૮॥, મંગલવારે ૯, બુધવારે ૮, ગુરૂવારે ૭, શુક્રવારે ૮॥, શનીવારે ૮.

આ મુજબ આંગલાં જોવાં, તે શંકુ બાર આંગલનો પાટીઆ ઉપર મૂકવો. તે પાટીયું વાંકુચુંકું ન રહે, સરખી રીતે રહે એમ મૂકવું પછી જે વારે મુહૂર્ત્ત કરવું તે દિવસના કહ્યા પ્રમાણે છાયા આવે કે મુહૂર્ત્ત કરવું તે કલ્યાણકારક છે, એ છાયાલગ્નથી યાત્રા જવું હોય અથવા હરકોઇ કામનો પ્રારંભ કરે તો કલ્યાણકારક છે.

યાત્રા વા, પરદેશ જવું હોય તો સન્મુખ વા, જમણો ચંદ્ર લેવો. યોગિની પુંઠ રાખવી સામોકાલ વર્જવો. નક્ષત્ર પ્રયાણનાં પાને ૩૨૬ માં કહ્યાં છે ત્યાં જોવું. શુભ લગ્નમાં વા છાયાલગ્નમાં પ્રયાણ કરવું. નારચંદ્રમાં ચંદ્ર જોવાની રીત કહી છે તે.

જન્મનાં તે પહેલો, ત્રીજો, પાંચમો એ ચંદ્ર જેને હોય તે માથે ચંદ્ર કહીયે. તેમાં જાય તો ધનની પ્રાપ્તિ કરે. ૬–૮–૯–૧૨ મો ચંદ્રમા હોય તો છાતીયે ચંદ્ર કહીયે, જો તેમાં જાયતો ધનનો લાભ કરે. ૨–૪ થો ચંદ્રમા હોય તો તે હાથે ચંદ્ર કહીયે તેમાં જાય તો લાભ કરે.

સાતે વારનાં ફલ નારચંદ્ર પ્રમાણે–ગુરૂ પાણિગ્રહણમાં સારો, પરદેશ જવામાં શુક્ર સારો, ભણવામાં બુધ સારો, દક્ષિણા આપવામાં શનિ સારો, લડાઈમાં મંગલ સારો, રાજાને મલવામાં મંગલ સારો, સોમવાર સઘળા કામમાં સારો, પરદેશ જવામાં સારો, મંગલ તથા રવિવાર વિશેષે કરી વર્જ્યા છે. તે બને તો વર્જવો. શુભયોગ લઇ કામ કરે તો જય થાય. કુયોગોના યંત્રમાં તથા તિથિના યંત્ર જોઇ વર્જવા યોગ્ય વર્જવું. હરકોઇ સારા કામમાં કુયોગ શિવાયની શુભ યોગવાલી તિથિ લેઇ કામ કરવું.

જે વાર હોય તે દિવસે ગ્રહ બલવાન્ હોય. કૃષ્ણપક્ષે રવિ, રાહુ, શનિ મંગલ, બલવાન્. શુકલ પક્ષે સોમ, બુધ, ગુરૂ, શુક્ર એ બલવાન્.

**નવગ્રહની દૃષ્ટિ તથા શત્રુમિત્ર જોવાનો યંત્ર તથા ઉંચ નીચ સ્વગ્રહી બલ.**

| રવી. | સોમ | મંગલ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. | રાહુ | કે. | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૭ | ૪—૮ | ૭ | ૫-૯ | ૭ | ૩-૧૦ | ૦ | ૦ | સંપૂર્ણ દૃષ્ટિ |
| ૪—૮ | ૪—૮ | ૫—૯ | ૪—૮ | ૩-૧૦ | ૪-૮ | ૭ | ૦ | ૦ | ત્રિપાદ દૃષ્ટિ |
| ૫—૯ | ૫—૯ | ૩-૧૦ | ૫-૯ | ૭ | ૫-૯ | ૪ ૮ | ૦ | ૦ | દ્વિપાદ દૃષ્ટિ |
| ૩-૧૦ | ૩-૧૦ | ૭ | ૩-૧૦ | ૪-૮ | ૩-૧૦. | ૫-૯ | ૦ | ૦ | એકપાદ દૃષ્ટિ |
| ચં-મં ગુરુ. | ર. બુ. | ર. ગુ. ચંદ્ર. | ર. રા. શુ. | ર. ચં. મં. | વૃ. રા. શ. | વૃ. શ. શુ | વૃ. શ. શુ. | વૃ. | મિત્ર ગ્રહ |
| બુધ | મં. શુ. ગુ. રા. | શુ. શ. ગુરૂ | મં. શ. ગુરૂ | શ. રા. | મં. ગુ. | ગુરૂ | ગુરૂ | ૦ | સમ ગ્રહ |
| શ-રા. શુ૦ | શ. | બુ.રા. | ચંદ્ર. | વૃ. શુ. | ર. ચં. | ર. ચં. મં. | ર.ચં. મં. | ૦ | શત્રુ ગ્રહ |
| મેષ. | વૃષ. | મકર | કન્યા. | કર્ક | મીન | તુલા | મિ. | ૦ | ઉંચ ગ્રહ |
| તોલા | વૃશ્ચિક | કર્ક | મીન. | મકર | કન્યા | મેષ | ધન | ૦ | નીચ ગ્રહ |
| સિંહ | કર્ક | મે. વૃ. | કન્યા. મીન. | ધ. મી. | વૃષ. તોલા | મ. કું. | કર્ક | ૦ | સ્વગ્રહી |
| દીવસે | રાત્રે | રાત્રે | નિશિ. દિવસ | દિવસ | દિવસે | રાત્રે | ૦ | ૦ | બલવાન્ |

કુંડલીમાં ગ્રહ જે સ્થાને બેઠા હોય, તેનાથી ૨—૩—૪—૧૦—૧૨ આટલામે સ્થાને બીજો ગ્રહ હોય, તેની સાથે તાત્કાલિક મિત્રતા કહિયે. તથા ૫—૬—૭—૮—૯ એ સ્થાને બેઠેલા ગ્રહ તાત્કાલિક શત્રુ કહિયે. કુંડલીમાં મિત્ર હોય અને અહર્નિશ મિત્ર હોય તો અધિમિત્ર થાય. તેમ શત્રુ પણ બધે ઠેકાણે હોય તો અધિશત્રુ જાણવો.

પ્રતિષ્ઠા દીક્ષા કુંડલીમાં ત્રણ શુભ ગ્રહ બલવાન્ હોય અને બીજા હીનબલી હોય તો પણ મુહૂર્ત્ત કરવું. એમ આરંભસિદ્ધિની ટીકામાં કહ્યું છે.

લગ્નકુંડલીમાં બુધ રવિયે રહિત. ૧—૪—૭—૧૦ આ ચાર સ્થાનકે હોય તો લગ્નના સો દોષને હણે. શુક્ર કેંદ્રસ્થાન ૧—૪—૭—૧૦ હોય, ક્રૂરગ્રહે રહિત હોય તો હજાર દોષ હણે. ગુરૂ પણ ૧—૪—૭—૧૦ એ સ્થાનકે બલવાન્ હોય તો લગ્નના લક્ષ દોષ હણે. આ રીતે આરંભસિદ્ધિની નહાની ટીકામાં કહ્યું છે, તેમ મોટા પ્રતિષ્ઠાકલ્પમાં ૫-૯ ગુરૂ, શુક્રનું એવુંજ ફલ કહ્યું છે. વલી પ્રતિષ્ઠાકલ્પમાં મેષ તથા વરખનો ચંદ્ર અથવા સૂર્ય હોય અને શનિ બલવાન હોય અને મંગલ બુધ હીનબલી હોય તો પણ પ્રતિષ્ઠા કરવી. વાર તિથિ નક્ષત્ર ચંદ્રબલ જોવું

નહીં. લગ્ન બલવાન લેવું. ૩-૬-૧૧ સૂર્ય હોય. ૧-૪-૫-૯-૧૦ ગુરૂ અથવા શુક્ર હોય તો બીજા દોષ જેટલા હોય તેને ટાલે ને શુભ ફલ આપે. એ ગ્રંથમાં લગ્નકુંડલીમાં રાહુ અથવા કેતુ ૧-૪ હોય તે ઉત્તમ કહ્યો પણ બીજા ગ્રંથોમાં તો ઉત્તમ જોવામાં આવતો નથી.

સર્વે ગ્રહ શત્રુના ઘરમાં હોય તો પ્રતિષ્ઠા નેષ્ટ જાણવી. લગ્ન વા સાતમે ચંદ્રમા, રાહુ વા કેતુ યુક્ત હોય તો તે અધમ ફલને આપે. લગ્ને વા ચંદ્ર યુક્ત ગુરૂ હોય તો નિર્વિઘ્નપણે પ્રતિષ્ઠા થાય, ચંદ્ર શુક્ર યુક્ત અથવા શુક્રની ચંદ્ર ઉપર દૃષ્ટિ હોય તે સારા ફલને આપે.

| ચોવીશે પ્રભુજી | રાશી | નક્ષત્ર | લાંછન. |
|---|---|---|---|
| રૂષભદેવજી. | ધનરાશી. | ઉત્તરાષાઢા. | વૃષભનું. |
| અજીતનાથજી. | વૃષભરાશી. | રોહિણી. | હસ્તિનું. |
| સંભવનાથજી. | મિથુન. | મૃગશીર્ષ. | અશ્વનું. |
| અભિનંદનજી. | મિથુન. | પુનર્વસુ. | વાંદરાનું. |
| સુમતિનાથજી. | સિંહરાશી. | મઘા. | ક્રૌંચપક્ષિ. |
| પદ્મપ્રભજી. | કન્યા. | ચિત્રા. | કમલનું. |
| સુપાર્શ્વપ્રભુજી. | તુલા. | વિશાખા. | સાથીયો. |
| ચંદ્રપ્રભજી. | વૃશ્ચિક. | અનુરાધા. | ચંદ્રનું. |
| સુવિધિનાથજી. | ધનરાશી. | મૂલ. | મચ્છ. |
| શીતલનાથજી. | ધનરાશી. | પૂર્વાષાઢા. | શ્રીવત્સ. |
| શ્રેયાંસનાથજી. | મકર. | શ્રવણ. | ગેંડાનું. |
| વાસુપૂજ્યજી. | કુંભ. | શતભિષા. | પાડાનું. |
| વિમલનાથજી. | મીન. | ઉત્તરાભાદ્ર. | વરાહનું. |
| અનંતનાથજી. | મીનરાશી. | રેવતી. | સિંચાણાનું. |
| ધર્મનાથજી. | કર્કરાશી. | પુષ્ય. | વજ્રનું. |
| શાંતિનાથજી. | મેષ. | અશ્વિની. | હરણનું. |
| કુંથુંનાથજી. | વૃષભ. | કૃત્તિકા. | બકરાનું. |
| અરનાથજી. | મીનરાશી. | રેવતી. | નંદ્યાવર્તનું. |
| મલ્લિનાથજી. | મેષરાશી. | અશ્વિની. | કલશનું. |
| મુનિસુવ્રતનાથજી. | મકર. | શ્રવણ. | કાચબાનું. |
| નમિનાથજી. | મેષરાષી. | અશ્વિની. | કમલનું. |
| નેમિનાથજી. | મેષરાષી. | વિશાખા. | શંખનું. |
| પાર્શ્વનાથજી. | તુલારાશી. | વિશાખા. | સર્પનું. |
| મહાવીરસ્વામી, | કન્યારાશી. | ઉત્તરાફાલ્ગુની. | સિંહનું. |

ચોવીશે પ્રભુની રાશિ મલતીનું એક પાનું વિજયાનંદસૂરિમહારાજ પાસે જોયું હતું. તેમાં નીચે પ્રમાણે રાશીવાલાને ભગવાન્ અનૂકુલ કહ્યા છે.

મેશરાશીને ૧-૩-૪-૫-૭-૯-૧૦-૧૧-૧૨-૧૬-૧૯-૨૦-૨૧-૨૩
વૃષભરાશીને ૨-૬-૭-૮-૯-૧૧-૧૨-૧૩-૧૪-૧૭-૧૮-૨૦-૨૨-૨૪
મિથુનરાશી ૧-૩-૪-૫ ૬-૭-૯-૧૦-૧૨-૧૩-૧૪-૧૬-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪
કર્કરાશી ૧-૨-૬-૭-૮-૯ ૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪
સિંહ ૧-૨-૩-૪-૫-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૬-૧૭-૧૮-૧૯-૨૧-૨૩
કન્યા ૧-૨-૩-૪-૬-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૭-૧૮-૨૦-૨૨-૨૪
તોલા ૧-૨-૩-૪-૫-૭-૯-૧૦-૧૧-૧૨-૧૫-૧૬-૧૭-૧૯-૨૦-૨૧-૨૩
વૃશ્ચિક ૨-૫-૬-૮-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૪.
ધન ૧-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૧૮-૧૯-૨૧-૨૨-૨૩-૨૪
મકર ૨-૩-૪-૫-૬-૮-૧૧-૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪
કુંભ ૧-૨-૩-૪ ૫-૬-૭-૮-૯-૧૦-૧૨ ૧૫-૧૬-૧૭-૧૯-૨૩-૨૪
મીન ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯૧૦-૧૧-૧૩-૧૪-૧૭-૧૮-૨૦-૨૧-૨૨-૨૩-૨૪.

આ મુજબ પાનામાં જોયું તેમ લખ્યું છે, વલી બીજી રીતે પણ છે, તે બીજા શાસ્ત્રથી જોઇ લેવું.

આ મુજબ પ્રતિષ્ઠા દીક્ષાનાં મુહૂર્ત્ત જોઇ કામ કરવાથી કલ્યાણ થાય છે. જોવામાં આવ્યું તેમ લખ્યું છે, વિશેષ જોવુ હોય તો જૈનના જ્યોતિષના ગ્રંથ ઘણા છે તેમાં જોવું.

૧૮૮ પ્રશ્ન:—શ્રાવક રાત્રે સૂએ ત્યારે શું કરણી કરે?

ઉત્તરઃ—શ્રાવક રાત્રે સૂતી વખત નીચે પ્રમાણે કરણી કરીને સૂએ. એ વિધિ ધર્મસંગ્રહ ગ્રંથમાં નીચે મુજબ છે.

**પ્રથમ દેવનું સ્મરણ કરવું તે આ પ્રમાણે—**

**नमो वीयरायाणं, सव्वन्नूणं;**
**तेलुक्कपूइयाणं, जहट्ठिअवत्थुवाईणं.**

**અર્થ**:—સર્વ વસ્તુના જાણ, ત્રણ લોકને પૂજનિક અને યથાસ્થિત વસ્તુના પ્રરૂપક એવા વીતરાગ દેવને નમસ્કાર થાઓ.

**ગુરૂનું સ્મરણ આ પ્રમાણે—**

**यन्नाल्ले ग्राम नगर जनपदादयो येषु मदीयधर्माचार्या विहरंतीत्यादि चैत्यवंदनादिना वा नमस्करणं स्मृतिः**

અર્થ:—ધન્ય તે ગ્રામ, નગર, જનપદાદિક કે, જેને વિષે મ્હારા ધર્માચાર્ય વિચરે છે, ઇત્યાદિ કહી ચૈત્યવંદન કરે અથવા નવકાર વડે સ્મરણ કરે.

ચાર શરણુ કરવા તે આ પ્રમાણે—

क्षीणरागादिदोषौघाः, सर्वज्ञा विश्वपूजिता ॥
यथार्थवादिनोर्हंतः, शरण्या शरणं मम ॥ १ ॥

અર્થ:—ક્ષીણ કર્યા છે રાગાદિ દોષના સમૂહો જેમણે, સર્વ વસ્તુના જાણ, વિશ્વે પૂજેલા, યથાર્થવાદી અને શરણુ કરવાને યોગ્ય એવા અરિહંત ભગવાનનું મને શરણુ થાઓ ॥ ૧ ॥

ध्यानाग्निदग्धकर्माणि, सर्वज्ञा सर्वदर्शिनः ॥
अनंतसुखवीर्यौघाः, सिद्धाश्च शरणं मम ॥ २ ॥

અર્થ:—ધ્યાન રૂપી અગ્નિયે કરીને બાલી નાખ્યાં છે કર્મ જેમણે, સર્વ વસ્તુના જાણનાર તથા દેખનાર, અનંત સુખ, અનંત વીર્યયુક્ત એવા સિદ્ધ ભગવાનનું મને શરણુ થાઓ ॥ ૨ ॥

સાધુજીનું શરણુ આ પ્રમાણે—

ज्ञानदर्शनचारित्र-युता स्वपर तारकाः ॥
जगत्पूज्याः साधवश्च, भवंतु शरणं ममः ॥ ३ ॥

અર્થ:—જ્ઞાન, દર્શન અને ચારિત્રે કરી યુક્ત, પરને અને પોતાને તારનાર અને ત્રણુ જગતને પૂજનિક એવા સાધુનું મને શરણુ થાઓ ॥ ૩ ॥

ધર્મનું શરણુ આ પ્રમાણે—

संसारदुःखसंहर्ता, कर्ता मोक्षसुखस्य च ॥
जिनप्रणीतधर्मश्च, सदैव शरणं मम ॥ ४ ॥

અર્થ:—સંસાર રૂપી દુ:ખનો નાશ કરનારા અને મોક્ષસુખને કરનારા (આપનારા) એવા જિનપ્રણીત ધર્મનું મને સદાય શરણુ થાઓ.

એ રીતે ચાર શરણુ કરીને પછી આ પ્રમાણે ભાવના ભાવે—

चउरंगो जिणधम्मो, न कओ चउरंगसरणमवि न कयं ॥
चउरंग भवच्छेओ, न कओ हा हारिओ धम्मोत्ति ॥ ५ ॥

અર્થ:—દાન, શીલ, તપ અને ભાવ રૂપ ચાર અંગવાલો ધર્મ મેં ન કર્યો ! ચાર શરણુ પણુ ન કર્યો ! અને ચારગતિ રૂપ ભવનો છેદ પણુ ન કર્યો, હા ઇતિ ખેદે ! હું ધર્મ હારી ગયો ! ! ! ॥ ૫ ॥

હવે દુષ્કૃત્યની ગર્હા તે આ પ્રમાણે—

जं मण वय काएहिं, कयकारी अणुमईहिं आयरियं ॥
धम्मविरुद्धमसुद्धं, सव्वं गरिहामि तं पावं ॥ ६ ॥

અર્થ:—મન વચન કાયાના યોગથી જે કોઇ ધર્મ વિરૂદ્ધ અર્થાત્ પ્રભુની આજ્ઞા બહારનું કૃત્ય કર્યું હોય, કરાવ્યું હોય તેમજ અનુમોદ્યું હોય તે સર્વ પાપની હું ગર્હા કરૂં છું ॥ ૬ ॥

સુકૃત્યનું અનુમોદન કરવું તે આ પ્રમાણે—

अहवा सव्वं चि य वीयरायवयणाणुसारि जं सुकयं ॥
कालत्तयवि तिविहं, अणुमोए सो तयं सव्वं ॥ ७ ॥

અર્થ:—અથવા વીતરાગના વચનને અનુસારે ત્રણે કાલમાં જે સર્વ સુકૃત્ય કર્યું, તે સર્વ મન વચન કાયાએ કરી અનુમોદું છું ॥ ૭ ॥

હવે સર્વ જીવો ખમાવવા તે આ પ્રમાણે—

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ॥
मित्ति मे सव्वभुएसु, वेरं मज्झं न केणइ ॥ ८ ॥

અર્થ:—સર્વ જીવોને હું ખમાવું છું. સર્વ જીવો મ્હારા ઉપર ક્ષમા કરજો. મ્હારે સર્વ જીવોની સાથે મિત્રતા છે પણ કોઇની સાથે વૈરભાવ નથી. ॥૮॥

આ પ્રમાણે કર્યા પછી ચાર આહારનો ત્યાગ ન હોય તો, ગંઠસી સહિત પચ્ચખ્ખાણ કરે, તથા સર્વ વ્રત સંક્ષેપ રૂપ બારેવ્રત અંગીકાર કરી દેશાવકાશિકનું પચ્ચખ્ખાણ કરે. તે પણ ગંઠસી સુધીની મર્યાદા રાખે.

તથા શેષ પાપસ્થાન વર્જવા માટે આ પ્રમાણે કહે—

तहा कोहं च माणं च, माया लोहं तहेव य ॥
पिज्जं दोसं च वज्जेमि, अभ्भक्खाणं तहेव य ॥ ९ ॥
अरई रइ पेसुन्नं, परपरिवायं तहेव य ॥
मायामोसं च मिच्छत्तं, पावठाणाणि वज्जिमोत्ति ॥ १० ॥

અર્થ:—તેમજ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ( કલહ ), અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ અરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ અને મિથ્યાત્વશલ્ય એ પાપસ્થાનકોને હું વર્જું છું ॥ ૯ ॥ ૧૦ ॥

આ પ્રમાણે પાપસ્થાનને વર્જીને પછી વોસિરાવવા માટે આ પ્રમાણે ગાથા કહે—

जइ मे हुज्ज पमाओ, इमस्स देहस्स इमाइ रयणीए ॥
आहारमुवहिदेहं, सव्वं तिविहेणं वोसरियं ॥ ११ ॥

અર્થ:—જો આ રાત્રીને વિષે મ્હારૂં મરણ થાય તો ચાર પ્રકારનો આહાર, ઉપધિ તે ધન, ધાન્ય, ઘર, રાચ રચીલાં અને કુટુંબ તેમજ આ દેહ એ સર્વને મન વચન કાયાએ કરી વોશિરાવું છું. ॥ ૧૧ ॥

**આ પ્રમાણે કરી નવકાર પૂર્વક ત્રણ ગાથાઓ કહી છે, તેનું નામ નથી, પણ અનુમાનથી નીચેની સંભવે છે.**

**एगोहं नत्थि मे कोई, नाहमन्नस्स कस्सइ ॥**
**एवं अदीणमणसो, अप्पाणमणुसासइ ॥ १२ ॥**
**एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ॥**
**सेसा मे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥ १३ ॥**
**संजोगमूला जीवेण, पत्ता दुक्खपरंपरा ॥**
**तम्हा संजोगसंबंधं, सव्वं तिविहेण वोसरियं ॥ १४ ॥**

અર્થ:—હું એક છું, મ્હારૂં કોઈ નથી, તેમ હું પણ કોઈનો નથી, એ પ્રકારે અદીન મનથી આત્માને શીખામણ આપે. ॥ ૧૨ ॥ જ્ઞાન દર્શન યુક્ત એવો એક મ્હારો આત્મા શાશ્વત છે, બાકીના ( તન ધન અને કુટુંબાદિક ) સર્વ બાહ્યભાવો સંયોગ રૂપ લક્ષણવાળા છે. ॥ ૧૩ ॥ સંયોગ રૂપ મૂળથી જીવ દુ:ખની પરંપરાને પામ્યો છે. તે કારણ માટે સર્વ સંયોગ સંબંધને મન વચન કાયાના યોગથી વોશિરાવું છું. ॥ ૧૪ ॥

આ પ્રમાણે ભાવીને જે પુરૂષ અથવા જે સ્ત્રીએ શીલ પાળ્યાં છે, તેમનાં ચરિત્ર ભાવી કામને શાંત કરે, પછી નવકાર મંત્ર સમરતો સુએ, તે પણ સ્ત્રીની જોડે નહિ. આ નિયમ ગંઠસી અથવા મુઠસી કરીએ છીએ, તેમ એક નવકાર ગણી ન પારે, ત્યાંસુધી અભિગ્રહ છે.

**આ વિધિ બહુ સારી લાગે છે. મરણ થાય તો આરાધક થઈ જાય. માટે રોજ કરવા યોગ્ય છે. માંદગીને અવસરે તો વિશેષ કરવા યોગ્ય છે.**

॥ दोहा ॥

परम देव परमात्मा, बुद्धि आत्मगुरु राय ॥
एह परमपद सेवतां, अनुपानंद थवाय ॥ १ ॥